ૐ અર્હ ૧ ૐ અર્હ ૧૧ ૐ અર્હ ૧૧૧

પરોપકારાય સતાં વિભૂતયઃ

# શ્રી જૈન હિતોપદેશ

## ભાગ ૨—૩ જો. ૯૫૨

નીતિ અને વૈરાગ્યના વિષયથી ભરપુર.

શાતમૂર્તિ મુનિરાજ શ્રી વૃદ્ધિચંદ્રજી શિષ્યાણુ

મુનિ કર્પૂરવિજયજી વિરચિત.

સ્વધર્મી ભાઇઓ બ્હેનોને વાચવા ભણવા નિમિત્ત.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ—મ્હેસાણા

અમદાવાદ

સત્યવિજય પ્રિન્ટીગ પ્રેસમા શા. ગીરધરલાલ

હુકમચંદે છાપ્યું.

વીર સવત્ ૨૪૩૫ સને ૧૯૦૯ વિક્રમ સવત્ ૧૯૬૫

કીમત. ૦—૬—૦

# પ્રસ્તાવના.

આજ કાલ દુનિયામા બહુધા જનસ્વભાવનું વલણ સ સ્કૃત અને માગધી ભાષામા લખાયેલા કઠીન શાસ્ત્રીય વિષયો તરફ ન હોતાતા સ્વભાષામા લખાયેલા સરલ વિષયો તરફ દો રાવા લાગ્યુ છે તેથી કરીને દિવસે દિવસે શાસ્ત્ર સબધી ઉચ્ચ જ્ઞાન હીન, હીનતર થતુ જાય છે જ્યા સુધી ગુજરાતી ભાષામા અનેક ગ્રથો બહાર પડયા નહોતા, ત્યા સુધી ઉચ્ચ તત્વજ્ઞાન પ્રાપ્ત કરવાની ઉમેદ ધરાવનારાઓ સસ્કૃત તથા પ્રાકૃત ભાષાઓનો અભ્યાસ કરી તે દ્વારા ઉચ્ચજ્ઞાન મેળવતા હતા, પણ તેવા મનુ ષ્યો સખ્યામા થોડા અને કોઈક ઠેકાણે જોવામા આવતા જ્યારે ગુજરાતી ભાષામા કથારૂપે, નાટકરૂપે, કે તત્વજ્ઞાનરૂપે અનેક ગ્રથો બહાર પડયા, ત્યારે લોકોનુ શાસ્ત્રીય કઠીન ભાષા તરફ દુર્લક્ષ થયુ અને તેથી તે દ્વારા ઉચ્ચ તત્વજ્ઞાન મળતુ હતુ તે બધ થયુ તેથી શાસ્ત્ર સબધી ગુઢ રહસ્યોને સ્વભાષામા બહાર પાડવા જરૂર જણાઇ વાચવાનો શોખ વધતો ગયો તેમ તેમ ભિન્ન ભિન્ન વિષયોના પુસ્તકો બહાર પડતા ગયા પણ તેમા ધર્મનુ સ્વરૂપ સમજાવવાને યોગ્ય ગ્રથો બહુજ થોડા છે તેથી જમાનાને અનુસરતી ભાષામા વધારે પુસ્તકો બહાર પડવાની આવશ્યકતા જણાયાથી અમારા તથા બીજા સજ્જનોના આગ્ર હથી મુનિ મહારાજ શ્રી વૃદ્ધિચદ્રજીના શિષ્ય શાતમુર્તિ મુનિ મહારાજ શ્રી કપુરવિજયજીએ મધ્યમ તથા કનિષ્ટ પક્તિના અભ્યાસીયોને અલ્પ શ્રમે ધર્મતત્વનો બોધ થાય એવા હેતુથી જૈન હિતોપદેશ નામના પુસ્તકની રચના સરલ અને રસીલી ભાષામા કરી છે જેનો પહેલો ભાગ અમારા તરફથી અગાઉ પ્રસિદ્ધ કરવામા આવ્યો છે તે પુસ્તક વિશેષ પ્રકારે જનપ્રિય થઇ પડયુ છે જેના પરિણામે, આ બીજા તથા ત્રીજા ભાગનુ

પુસ્તક અમારા વાચકવર્ગ સમક્ષ મૂકવા અમો ભાગ્યશાળી થયા છીએ

આ જૈન હિતોપદેશનુ પુસ્તક પોતાના નામ પ્રમાણે પોતાનુ ગાભીર્ય મહત્વ અને બોધકત્વ જણાવે છે વળી આ પુસ્તકનો ક્રમ એવી તો સરલતાથી ગોઠવવામા આવ્યો છે કે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણે વર્ગના વાચક અધિકારીઓ સ્વસ્વ બુદ્ધિ અનુસારે નિશ્ચકપણે તેનો લાભ લઇ શકશે એ નિર્વિવાદ છે, સિદ્ધાતરૂપ મસુદ્રને પાર ઉતારવા માટે નૌકા તુલ્ય આ ગ્રથ રત્નનુ એકજવાર અવલોકન કરવાથી તેની ખરી ઉપયોગીતા સજ્જનો સહેજે સમજી શકશે

શ્રી જૈન હિતોપદેશ ભાગ ૨ જાની શરૂઆતમા મગલાચરણરૂપે સાપ્રતકાળમા વિચરતા શ્રી સીમધર જીનની સ્તુતિ કઠિણ શબ્દની ફુટનોટ સાથે આપ્યા બાદ શ્રી ગણેદ્ર મુનિ વિરચિત સુભાષિત રત્નાવળી પ્રથમાથી ધર્મ નીતિ અને શુભ વ્યવહારને ઉપયોગી જુદા જુદા ૪૫ વિષયો ઉપર સ્પુટપણે વિવેચન કર્યું છે ઉક્ત વિષયોનુ અત્ર દિગ્દર્શન કરવા કરતા એકજ વખત તેને વાચી મનન કરવાનુ કામ અમો વાંચકવૃ દનેજ સોપીએ છીએ. ત્યાર પછી સુમતિ અને ચારિત્ર રાજના સુખદાયક સવાદમા પતિત ચારિત્ર ધારીને પંચ મહાવ્રતમા પુન સ્થિર કરવા માટે કરેલો રસિક બોધ નોવેલરૂપે આપેલ છે પછી ‘ ધર્મની કુચી ’ એ વિષયમા ધર્મરત્નને લાયક જીવના ગુણાનુ પ્રથમ સામાન્યથી અને પછી વિશેષથી વિવેચન આપ્યુ છે અને અતમા પરમાત્મ છત્રીસી અને અમૃતવેલીની સઝાય આપવામા આવી છે

શ્રી જૈન હિતોપદેશ ભાગ ત્રીજામા શ્રીમદ્ હેમચદ્રાચાર્ય વિરચિત શાસન નાયક વીરાધિવીર શ્રી વર્દ્ધમાન જીનના સ્તોત્રનો સારાશ, મગલાચરણરૂપે આપીને પ્રથમ જ્ઞાનસાર સૂત્ર ( અષ્ટકજી )ના મૂળ શ્લોકો તેના રહસ્યાર્થ સાથે આપેલ છે જે એવી તો સરલતાથી સ્ફુટપણે લખાયેલ છે કે સાધારણ જ્ઞાનવાળાને

પણ ને સહજ રીતે સમજમા આવી શકે તેમ છે પછી વૈરાગ્ય સાર અને ઉપદેશ રહસ્ય એ નામના વિષયમા વૈરાગ્ય અને ઉ પદેશમય બાબતનો સારો સમાવેશ કરવામા આવ્યો છે ત્યાર પછી આધ્યાત્મિક વિષયની પુષ્ટીકારક અધ્યાત્મ ગીતા, સયમ, બત્રીસી અને ક્ષમા છત્રીશીકઠીન શબ્દની ફુટનોટ સથે આપી ગ્રથ ની સમાપ્તી કરવામા આવી છે

દરેક જૈનશાળાના બાળકોને ક્રમસર વાચનમાળા ચલાવવાની આવશ્યકતા આપણી કોન્ફરન્સ તરફથી જે સ્વીકારવામા આવી છે તે વાચનમાળાની ગરજ આ પુસ્તકનો પહેલેથી ક્રમસર અ ભ્યાસ કરવાથી કેટલાક અશે સરશે એમ અમારૂ નિ પક્ષપાત પણે માનવુ છે તેથી તેનો ઘટતો ઉપયોગ કરવા અમે સહુ સજ્જનોને આગ્રહ વિજ્ઞપ્તિ કરીએ છીએ

આ ગ્રથની પ્રથમાવૃત્તિની દોઢ હજાર નકલ છતા છ માસમા તે ખપી જવાથી આ બીજી આવૃત્તિ છપાવવાની અમારે જરૂર પડી છે ઘણીજ ટુક મુદતમા પુસ્તકની મોટા જથામા માગણી થવી એ પુસ્તકની મહત્વતા પ્રગટ દર્શાવે છે આ ગ્રથ ભરતવર્ષીય સર્વ મતાનુયાયી જનોને અત્યત ઉપયોગી થઇ પડયો છે તે તેની પ્રથમ આવૃત્તિ ઉપરથી જણાઇ આવેલ છે

પૂજ્ય મુનિશ્રીના પ્રયાસ માટે અને અત કરણથી આભાર માનવા સાથે ઉક્ત ગ્રથરત્નનો લાભ લેઇ તેઓ સાહેબના પરિ શ્રમને સર્વ ભવ્યાત્માઓ સાર્થક કરો એમ ઇચ્છી અત્ર વીરમીએ છીએ

આ ગ્રથ છપાવવાને આશ્રયદાતા, સદ્ગૃહસ્થોનો અત ક રણથી આભાર માની તેમનુ અનુકરણ કરવા અન્ય ધનિકોને ન અવિજ્ઞપ્તી કરીએ છીએ ઇતિશમ્ લી પ્રસિદ્ધ કર્તા.

# અનુક્રમણિકા.

## શ્રી જૈનહિતોપદેશ ભાગ ૨ જો.

| | | |
|---|---|---|
| ૧ | સદ્દભાવિતાવળી | ૫ થી ૧૦૮ |
| | ૧ શિષ્ટ સેવિત સન્માર્ગનું સેવનકર | ૧૦ |
| | ૨ શિષ્ટ નિંદિત પાપ કાર્યનો પરિહાર કર | ૧૧ |
| | ૩ નિર્મળ શ્રદ્ધાન કર | ૧૨ |
| | ૪ મિથ્યાત્વનો ત્યાગ કર | ૧૪ |
| | ૫ સમ્યગ્ જ્ઞાનનું સેવન કર | ૧૬ |
| | ૬ સદાચારનું સેવન કર | ૧૮ |
| | ૭ ઇંદ્રિયોનું દમન કર | ૧૯ |
| | ૮ સ્ત્રીનો સંગ-પરિચય તજ | ૨૦ |
| | ૯ વિષય રસનો ત્યાગ કર | ૨૩ |
| | ૧૦ શ્રી વીતરાગ દેવની ભક્તિ કર | ૨૫ |
| | ૧૧ સદ્ગુરૂનું સેવન કર | ૨૫ |
| | ૧૨ તપ કરવામા યથાશક્તિ પ્રયત્ન કર | ૨૬ |
| | ૧૩ જીહ્વાને વશ કર | ૨૮ |
| | ૧૪ રાગ દ્વેષનો ત્યાગ કર | ૩૦ |
| | ૧૫ ક્રોધાદિક કષાયને દૂર કર | ૩૨ |
| | ૧૬ અહિંસા વ્રતનો આદર કર | ૩૫ |
| | ૧૭ સત્ય વસ્તુનું પાલન કર | ૩૭ |
| | ૧૮ અદત્તનો ત્યા | |

૧૯ બ્રહ્મચર્યનું સેવન કર ૪૦
૨૦ પરિગ્રહ મૂર્છાનો પરિહાર કર ૪૨
૨૧ વૈરાગ્ય ભાવ ધારણ કર ૪૪
૨૨ ગુણી જનોનો સંગ કર ૪૬
૨૩ શ્રી વીતરાગને ઓળખી વીતરાગનું સેવન કર ૪૭
૨૪ પાત્રાપાત્રને સમજી સુપાત્રે દાન દે ૪૯
૨૫ જરૂર જણાય ત્યાંજ જિનાલય જયણાથી કરાવવું ૫૦
૨૬ નિર્મળ ભાવનાઓ ભાવ ૫૨
૨૭ રાત્રીભોજનનો ત્યાગ કર ૫૪
૨૮ મોહ માયાને તજીને વિવેક આદર ૫૬
૨૯ ખોટી મમતાનો ત્યાગ કર ૫૭
૩૦ સંસારસાયરનો પાર પામવા પ્રયત્ન કર ૫૯
૩૧ ધૈર્યને ધારણ કર ૬૧
૩૨ દુઃખદાયી શોકનો ત્યાગ કર ૬૫
૩૩ મનનો મેલ દૂર કર, ૬૭
૩૪ માનવ દેહની સફળતા કરી લે ૭૧
૩૫ પ્રાણાન્તે પણ વ્રત ભંગ કરીશ નહિ ૭૩
૩૬ મરણ વખતે સમાધિ સાચવવા ખૂબ લક્ષ રાખજે ૭૬
૩૭ આ ભવ પરભવ સંબંધી લોગાશંસા કરીશ નહિ ૭૮
૩૮ સ્વકર્તવ્ય સમજીને સ્વપરહિત સાધવા તત્પર રહે ૮૦
૩૯ પંચ પરમેષ્ઠિ મહામંત્રનું નિરંતર સ્મરણ કર ૮૬
૪૦ ધર્મ રસાયણનું સેવન કર ૮૮
૪૧ વૈરાગ્ય ભાવથી લક્ષ્મી વિગેરે ક્ષણિક પદાર્થો—નો મોહ તજી દે ૯૦

૪૨ સારભૂત એવા સદ્‌વિવેકનુ જ સેવન કર ૯૭
૪૩ ધર્મરૂપી ત્રબલ બને તેટલુ સાથે લઇ લે ૯૯
૪૪ મનુષ્ય ભવ ફરી ફરી મળવો મુશ્કેલ છે એમ સમજી શીઘ્ર સ્વહિત સાધિ લે ૧૦૦
૪૫ પુરૂષાર્થ વડેજ સર્વ કાર્ય સિદ્ધ થાય છે માટે પુરૂષાર્થનેજ અંગીકાર કર ૧૦૩
૨ સુમતિ અને ચારિત્ર રાજનો સુખદાયક સંવાદ ૧૦૯ થી ૧૪૫
૩ ધર્મરત્નની પ્રાપ્તિને માટે અવશ્ય પ્રાપ્ત કરવા યોગ્ય ગુણો અથવા ધર્મની ખરી કુંચી ૧૪૬ થી ૧૫૭
૪ ધર્મની દશ શિક્ષા ૧૫૮
૫ પરમાતમ છત્રીશી ૧૬૦
૬ અમૃતવેલીની સજ્ઝાય ૧૬૩

## શ્રી જૈનહિતોપદેશ ભાગ ૩ જો.

૧ હેમચંદ્રાચાર્ય વિરચિત મહાવીર જીનસ્તોત્ર ૧ થી ૬
૨ જ્ઞાનસાર સૂત્ર ૭ થી ૧૨૧
૩ વૈરાગ્ય સારને ઉપદેશ રહસ્ય ૧૨૨
૪ અધ્યાત્મ ગીતા ૧૬૦
૫ ક્ષમા છત્રીશી ૧૬૬
૬ યતિ ધર્મ બત્રીશી ૧૭૦

## શુદ્ધિપત્રક–ભાગ બીજો

| પૃષ્ઠ. | લીટી. | અશુધ્ધ | શુધ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૩ | त्यज | त्यज |
| ૧૨ | ૧૨ | दोषोष्मित | क्षेपोष्मित |
| ૨૦ | ૨૦ | મમમા | મર્મમા |
| ૨૩ | ૩ | લોકમા | લોકમા |
| ૩૭ | ૫ | તથા | તેથી |
| ૩૯ | ૧૫ | દરવાનો | કરવાનો |
| ૯૫ | ૧૮ | ચરાચર જયોતિષ્ ચક્ર | તીરછા લોકમાજ એમનો સમાવેશ થાય છે એમ સમજવુ |
| ,, | ૨૦ | વ્ય તરવાણુવ્ય તર | |
| ૧૪૩ | ૨૩ | દેનારા | દેનારાકર્મ |
| ૧૪૭ | ૧૦ | સામ્ય | સોમ્ય |
| ૧૫૩ | ૨૩ | સેવાવાળો | સેવવાવાળો |
| ૧૫૧ | ૨૧ | તેથી | તેની |

### જૈન હિતાપદેશ ભાગ ત્રીજો

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૧૬ | पवतु | पक्तु |
| ૨૦ | ૮ | मज्जत्यज्ञ | मज्जत्यज्ञ |
| ૨૩ | ૪ | શલ | શૈલ |
| ૩૧ | ૧૨ | आरम | आत्मा |
| ૪૦ | ૩ | वेष्मनि | वेश्मनि |
| ૪૦ | ૧૫ | माया | मिया |
| ૪૨ | ૨૨ | અનુકૂ | અનુકૂલ |
| ૫૦ | ૮ | दानोति | दध्नोति |
| ૯૧ | ૧૧ | એક | એકતો |
| ૧૦૫ | ૧૨ | જેવો | જેવી |

# मंगलाचरणरूप.

## શ્રી સીમંધર[1] જિન—સ્તુતિ.

પ્રભુ નાથ તુ તિર્યલોકનો,[2] પ્રત્યક્ષ ત્રિભુવન ભાણુ,
સર્વજ્ઞ સર્વદર્શી[3] તુમે, તુમે શુદ્ધ સુખની ખાણુ જિનજી
વિનતી છે એહ. ૧

પ્રભુ જીવ જીવન ભવ્યના, પ્રભુ મુઝ જીવન પ્રાણુ,
તાહરે દર્શને સુખ લહુ, તુહિ જગત સ્થિતિ જાણુ જિ૦ ૨
તુજ વિના હું બહુ ભવ ભમ્યો, ધર્યા વેશ અનેક,
નિજ ભાવને પરભાવનો, જાણ્યો નહી સુવિવેક જિ૦ ૩
ધન્ય તેહ જે નિત્ય [4]પ્રહસમે, દેખે જે જિન મુખ ચંદ,
તુજ વાણી અમૃત રસ લહી, પામે તે પરમાનંદ જિ૦ ૪
એક વચન શ્રી જિનરાજનો, નયગમ[5] ભગ પ્રમાણુ,
જે સુણે રુચિથી તે લહે, નિજ તત્ત્વ સિદ્ધિ અમાન જિ૦ ૫
જે ક્ષેત્ર વિચરો નાથજી, તે ક્ષેત્ર અતિ સુપસથ્થ,[6]
તુજ વિરહ જે ક્ષણુ જાય છે, તે માનીયે અકયથ્થ[7] જિ૦ ૬
શ્રી વીતરાગ દર્શન વિના, વીત્યો જે કાલ અતીત[8],
તે અફળ મિચ્છા દુક્કડ, તિવિહ તિવિહની રીત જિ૦ ૭
પ્રભુ વાત મુજ મનની સહુ, જાણોજ છો જિનરાજ,

---

૧ મહાવિદેહ ક્ષેત્રમા વિચરતા જિનવર ૨ ત્રણુ લોકનો ૩ સર્વ વસ્તુને સર્વથા સાક્ષાત દેખનારાળા ૪ પ્રભાત સમયે ૫ નૈગમાદિક સાત નયો ૬ સુંદર મગલકારી ૭ અકૃતાર્થ-નિષ્ફળ ૮ ગયેલો કાળ

રિથર ભાવ જો તુમચો[1] લહુ, તો મિલે[2] શિવપુર સાથ[3] જિ૦ ૮
પ્રભુ મિળે હુ રિથરતા લહુ, તુજ વિરહે ચ ચળ ભાવ,
એકવાર જો તન્મય[4] રમુ, તો કરૂ અચલ સ્વભાવ જિ૦ ૯
પ્રભુ અઢી ક્ષેત્ર વિદેહમા, હુ રહુ ભરત મઝાર,
તો પણ પ્રભુના ગુણ વિષે, રાખુ સ્વચેતન સાર જિ૦ ૧૦
જો ક્ષેત્ર ભેદ ટળે પ્રભુ, તો સરે સઘળા કાજ,
સન્મુખ ભાવ અભેદતા કરી વરૂ આતમરાજ જિ૦ ૧૧
પર પુઠ ઇહા જેહની, એવડી જે છે સ્વામ,[5]
હાજર હજૂરી તે મળે, નીપજે તે કેટલો કામ જિ૦ ૧૨
ઇંદ્ર ચદ્ર નરેદ્રનો, પદ ન માગુ તિલ માત્ર,
માગુ પ્રભુ મુજ મનથકી, ન વીસરો ક્ષણ માત્ર જિ૦ ૧૩
જ્યા પૂણ સિદ્ધ સ્વભાવની, નવી કરી શકુ નિજ રિદ્ધ[6],
ત્યા ચરણ શરણ તુમારડો, એહિજ મુજ નવનિધ[7] જિ૦ ૧૪
મ્હારી પૂર્વ વિરાધના,[8] યોગે પડયો એ ભેદ,
પણ વસ્તુ ધર્મ વિચારતા, તુજ મુજ નહિ છે ભેદ જિ૦ ૧૫
પ્રભુ ધ્યાન રગ અભેદથી, કરી આતમભાવ અભેદ,
છેદી વિભાવ[9] અનાદિનો, અનુભવુ સ્વસવેદ[10] જિ૦ ૧૬
વિનવુ અનુભવ મિત્રને, તુ ન કરીશ પર રસ ચાહ[11]
શુદ્ધાતમ રસ રગી[12]થઇ, કરી પૂર્ણ શક્તિ અબાહ[13] જિ૦ ૧૭
જિનરાજ સીમધર પ્રભુ, તે લહો કારણ શુદ્ધ,

---

૧ તમારો–તમારી જેવો. ૨ મળે–પ્રાપ્ત થાય ૩ મોક્ષ સહાયી, અને સખાઇ ૪ ભેદભાવ રહિત ૫ સ્વામી ૬ રિદ્ધિ. ૭ નિધિ ૮ કસૂર ૯ વિરૂદ્ધ ભાવ વિષય કષાયાદિ ૧૦ સ્વ'પ–આત્મભાવ આત્મ દર્શન–સાક્ષાત્કાર. ૧૧ ચાહના અભિલાષા. ૧૨ નિર્મળ સ્વભાવમા મગ્ન શાન્તરસ નિમગ્ન ૧૩ અબાધ–વિઘ્ન રહિત

હવે આત્મ સિદ્ધિ નિપાવવી, શી ઢીલ કરીએ બુદ્ધ જિ૦ ૧૮
કારણે કાર્ય સિદ્ધિનો, કરવો ઘટે ન વિલંબ,
સાધવી પૂર્ણાનંદતા[1], નિજ કર્તૃતા અવિલંબ જિ૦ ૧૯
નિજ શક્તિ પ્રભુ ગુણમા રમે, તે કરે પૂર્ણાનંદ,
ગુણગુણી ભાવ અભેદથી, પીજીયે શમ-મકરંદ[2] જિ૦ ૨૦
પ્રભુ સિદ્ધ બુદ્ધ મહોદયી[3], ધ્યાને થઇ લયલીન[4],
નિજ દેવચંદ્ર પદ આદરે, નિત્યાત્મ[5] રસ સુખ પીન[6] જિ૦ ૨૧

ઇતિ.



૧ સ્વભાવ પૂર્ણતા. ૨ શાન્તરસ. ૩ મહા ભાગ્યવંત ૪ એકાગ્ર. ૫ સહજ સ્વભાવ-પરમાત્મ ભાવ ૬ પુષ્ટ મત્ત

# सुभाषित रत्नावली

## પ્રસ્તાવના.

વિદીત થાયકે 'સુભાષિત રત્નાવલી' નામનો એક સંસ્કૃત પદ્યાત્મક ગ્રંથ શ્રી ગજેન્દ્ર કૃત પ્રથમ મારા જોવામાં આવ્યો તેની ફક્ત એકજ પ્રત મળવાથી અને તે પણ અત્યંત અશુદ્ધ હોવાથી ઉક્ત ગ્રંથના મૂળ સાથે તેનું ભાષાંતર કરવા જે પ્રથમ વિચાર પ્રભવ્યો હતો તે તેવા રૂપમાં અમલમાં મૂકી શકાયો નહિ પરંતુ તેની શરૂઆતમાં સાર રૂપે જે શ્લોકો દાખલ કર્યા છે તે સાથે થોડાક બીજા શ્લોકોનું ભાષાંતર આહિંમાં કાયમ રાખીને બાકીના વિષયોનું વિવેચન કંઇક સ્વતંત્ર રીતે સ્વક્ષયોપશમાનુસારે કરવું દુરસ્ત ધારી ઉક્ત ગ્રંથમાં કહેવા ધારેલા વિષયો પૈકી બની શકયા તેટલા લગભગ ૪૫ વિષયો દાખલ કરવામાં આવ્યા છે. વર્ત્તમાન સમયને અનુસારે જિજ્ઞાસુ ભાઈ બ્હેનોને ઉક્ત વિષયો સંબંધી સંક્ષેપથી બોધ પૂર્વક શુભ ક્રિયા રૂચિની વૃદ્ધિ થાય અને એમ યથાશક્તિ જ્ઞાન અને ક્રિયાના સંમેલનથી વીતરાગ પ્રભુની પવિત્ર આજ્ઞાનુસાર સ્વહિત આચરવા તેઓ સમર્થ થાય એવી સદ્બુદ્ધિથી પ્રેરાઇને આ પ્રસ્તુત પ્રયત્ન કરવામાં આવ્યો છે આવા શુભાશયયુક્ત પ્રયત્નની સાર્થકતા કરવા ભવ્ય ભાઈ બ્હેનોને કંઇક સાગ્રહ ભલામણ કરૂં તો તે કંઈ ખોટું કહેવાશે નહિ વર્તમાનકાળે કંઇક જાગૃત થતી જિજ્ઞાસા સ્વક્ષયોપશમાનુસાર લખી તે જિજ્ઞાસુ વર્ગ સમક્ષ મૂકવાને જેમ હું સ્વકર્તવ્ય સમજું છું તેમ તેનો યથાશક્તિ આદર કરવા રૂપ નિજ કર્તવ્ય કરવાને કૃતજ્ઞ ભાઈ બ્હેનો ચૂકશે નહિ એમ સમજીને પ્રસ્તુત ગ્રંથ સંબંધી પ્રસ્તાવના પૂર્ણ કરૂં છું

શુભં સ્યાત્ સર્વ સત્ત્વાનામ્ સન્મિત્ર કર્પૂરવિજય

# श्री जैनहितोपदेश भाग २जो.

## सद्भाषितावली.

श्री गणेन्द्रै विरचिता.

पीठिका

जिनाधीश नमस्कृत्य, संसारांबुधितारकं ॥
स्वान्यस्य हित मुद्दिश्य, वक्ष्ये सद्भापितावलीम् ॥१॥
धर्मत्व कुरु दुस्त्यजं त्यज महापापं बुधै निंदितं,
सम्यक्त्वं भज शर्मद त्यज महामिथ्यात्व मूलंच वै ॥
सच्छास्त्र पठ वृत्त माचर जय पचेन्द्रियाणां च भो,
नारी सगमपि स्वयं त्यजसदा कामं कलंकास्पदम् ॥२॥
दृष्ट्वा स्त्री सुशरीर रूपमतुलं मध्ये विचार कुरु,
श्री तीर्थेश्वर पाद सत्कमलयो सेवां सदा सद्गुरौ ॥
चाह्याभ्यतर सत्तप कुरु सदा जिह्वां वशे चानय,
भ्रात स्त्व त्यज द्वेप राग सहितान् सर्वान् कपायांश्चवे॥३॥
सर्वेपु जीवेपु द ं कुरुत्व, सत्यंवचो ब्रूहि धनं परेपां॥–

वाऽब्रह्म सेवां त्यज सर्वकाल, परिग्रहं मुञ्च कुयोनिद्वारं ।४।
वैराग्य सार सज सर्वकाल, निग्रथ सग कुरु मुक्ति बीजं ॥
विमुच्य सग कुजनेषु मित्र, देवार्चन त्व कुरु वीतरागे ।५।
दान त्व कुरु पात्रसारसुनय चैत्यालय भावनां,
रात्रौ भोजनवर्जन त्यज महागार्हस्थ्यभाव सुहृद् ॥
देह त्व त्यज भोग सारमपिवे ससार पारं व्रज,
धीरत्वकुरु मुच शोकमशुभ शौच च नीरविना ॥६॥
सार त्व कुरु देहमेव सफल कृत्वा व्रत मा त्यज,
सन्यासे मरण च भोगविषये चाशामिहाऽमुत्र च ॥
मध्यस्थ हितमेव जाप्य जपन रोगस्य निर्नाशन,
जीवस्या शरणं चलच विभव सार विवेक भज ॥७॥
सबल कुरु वे धर्म, मानुष्य दुर्लभ भवेत् ॥
अयोग्य च परित्यज्य, मुक्ति योग्य समाचर ॥ ८ ॥

॥ इति पीठिका ॥

# सुभाषित रत्नावली मुख प्रवेश.

સસાર સમુદ્રથી તારણહાર શ્રી જિનેશ્વર દેવને નમસ્કાર કરી સ્વપરના હિતને માટે હુ સુભાષિત રત્નાવળીની વ્યાખ્યા કરૂ છુ ૧

ભોભદ્ર ! તુ ધર્મ આચરણ કર, જ્ઞાનીએ નિદેલા મહાપાપનો ત્યાગ કર, સુખદાયી સમકીતનુ સેવન કર, મહા દુ ખ દાયી મિથ્યાત્વનો ત્યાગ કર, ઉત્તમ જ્ઞાનનો અભ્યાસ કર, વ્રતનુ સેવન કર અને પાચે ઇદ્રિયોનુ દમન કર, સ્રીના સગનો પણ ત્યાગ કર, તેમજ સદોષ કામ સેવાનો સર્વદા ત્યાગ કર ૨

સ્રી સબધી સુદર દેહનુ અતુલ રૂપ દેખીને ભોભદ્ર ! તુ મનમા નિર્દોષ વિચાર કર શ્રી તીર્થંકર દેવના ચરણકમળની સેવા કર, સદ્ગુરૂની સદા ભક્તિ કર બન્ને પ્રકારના શુદ્ધ તપનુ સેવન કર અને જીભને વશ કર, તેમજ હે ભાઇ ! રાગ દ્વેષ સહિત સર્વ કષાયનો તુ ( કાળજીથી ) ત્યાગ કર ૩

હે ભદ્ર ! તુ સર્વે જીવોમા દયા ભાવ રાખ્ય, સત્ય વાણી વદ, પરધન અને અબ્રહ્મ સેવાનો સર્વથા ત્યાગ કર, તેમજ દુર્ગતિદાયક પરિગ્રહ મૂર્છાને ત્યજ ૪

સર્વદા શ્રેષ્ઠ વૈરાગ્યને ભજ, મુક્તિદાયક નિગ્રથ મુનિનો સગ કર, અને દુર્જનોનો સગ ત્યજી દે, હે મિત્ર ! તુ વીતરાગ દેવની ભાવથી ભક્તિ કર ૫

વળી પાત્રાપાત્રનો વિવેક રાખીને તુ દાન દે, જિન ચૈત્ય કરાવ, રૂડી ભાવના ભાવ્ય, રાત્રિભોજનનો ત્યાગ કર, તેમજ હે મિત્ર, તુ સસારિક મોહને ત્યજી દે, કેવળ ભોગના સાધનરૂપ

એવા દેહની મૂર્છા ત્યજ, અને સંસારનો પાર પામ તેમજ ધીરપણું ધારણકર, દુખદાયી શોકનેત્યજ અને મનનો મેલ દૂર કર ૬

શ્રેષ્ઠ એવો માનવ દેહ પામીને સારા વ્રત નિયમ પાળી તેને સફળ કરવો, વ્રત ભંગ નહિ કરવો, સમાધિવાળું મરણ કરવું, આ ભવ પરભવ સબંધી લોગાશંસા તજી દેવી, મધ્યસ્થ રહી સ્વપર હિત સાધવું, પરમેષ્ઠિનો જાપ જપવો, ધર્મ રસાયણ સેવવું, વૈરાગ્ય ભાવના ભાવવી, લક્ષ્મી વિગેરે ક્ષણિક વસ્તુ ઉપરથી મોહ ત્યજી દેવો અને સારભૂત એવા વિવેકને ભજવો ૭

હે સુભગ ! તું ધર્મરૂપી સંબલ (ભાતું) સાથે લઇલે, ફરી ફરી મનુષ્યભવ પામવો દુર્લભ છે, માટે અયોગ્ય આચરણ ત્યજી દઈ જેથી જન્મમરણનો અંત આવે એવું યોગ્ય આચરણ સેવીએ ૮

"ઇતિ પ્રસ્તાવના"

---

## धर्मं कुरु.

धर्मं करोति यो नित्य, स पूज्य स्त्रिदशेश्वरै ॥
लक्ष्मीस्त स्वयमायाति, भुवन त्रय संस्थिता ॥९॥
धर्मवतोहि जीवस्य, भृत्य कल्पद्रुमो भवेत् ॥
चिंतामणि कर्म कर, कामधेनुश्च किंकरी ॥ १० ॥
धर्मेण पुत्र पौत्रादि, सर्व संपद्यते नृणां, ॥
गृह वाहन वस्तूनि, राज्यालंकरणानि च ॥ ११ ॥

चर मुहूर्त मेकंच, धर्म युक्तस्य जीवितं ॥
तद्धीनस्य वृथा वर्ष, कोटा कोटि विशेपतः ॥ १२॥
यम दम समयात, सर्व कल्याण वीज ॥
सुगति गमन हेतु, तीर्थनाथै· प्रणीतं, ॥
भवजलनिधिपोतं, सार पाथेय मुच्चै,
स्त्यज सकल विकारं, धर्ममाराधय त्वम् ॥ १३ ॥

## पापत्यज.

पाप शत्रुं परं विद्धि, श्वभ्र तिर्यग्गतिप्रदं ॥
रोग क्लेशादि भांडार, सर्व दुखाकरं नृणाम् ॥ १४ ॥
जीवतोऽपि मृता ज्ञेया, धर्म हीनाहि मानवाः ॥
मृता धर्मेण संयुक्ता, इहा मुत्र च जीविता ॥१५॥
पापवतो हि नास्त्यस्य, धन धान्य गृहादिक ॥
वस्त्रालंकार सद्वस्तु, दुःख क्लेशानि संति च ॥ १६ ॥
मित्र शत्रू च विज्ञेयौ, पुण्य पापे शरीरिणां ॥
जीवेन व्रजतः सार्धं, सुखदुःखफलप्रदौ ॥ १७ ॥
सकल भव निदानं, रोग शोकादि वीजं ॥
नरक गमन हे[illegible] [illegible] दारिद्र मूलम ॥

इह परभव शत्रु, दु ख दानैक दक्ष ॥
त्यज मुनिवर निन्द्य पाप बीज समस्तम् ॥ १८ ॥

---

## ૧ શિષ્ટ સેવિત સન્માર્ગનું સેવન કર.

જે નિત્ય સ્વકર્તવ્ય સમજીને સન્માર્ગનુ સેવન કરે છે તે ઇદ્રોને પણ માન્ય થાય છે, અને સકલ લક્ષ્મી તેને સ્વય આવી મળે છે પુ યશાળીને પગલે પગલે નિધાન છે ૯

સ માગગામી ધર્મી જીવને કલ્પવૃક્ષ સેવક થઇને રહે છે, ચિ તામણિરત્ન તેનુ ચિ તિત કાર્ય સાધી આપે છે, અને કામધેનૂ તેના સકલ મનોરથ પૂરે છે ૧૦

ધર્મ સેવનવડે પ્રાણીઓને પુત્ર પૌત્રાદિક પ્રાપ્ત થાય છે તેમજ રાજ્યના અ ન કારભૂત એવા ઘર વાહન વિગેરે વસ્તુઓ પણ સહજે મળે છે ૧૧

ધર્મે કરીને યુક્ત એવા જીવનુ બે ઘડી જેટલુ પણ જીવતર લેખે છે, અને ધર્મહીન જીવનુ તો કોટા કોટી કલ્પ સુધીનુ પણ જીવન નકામુ છે ૧૨

તે માટે હે ભવ્ય ! યમ-મહાવ્રતાદિ અને દમ-ઇ દ્રિયદમન આદિથી યુક્ત, સર્વ કલ્યાણનુ મૂળ કારણ, સદ્ગતિ ગમનનુ હેતુ, ભવ સમુદ્રથી પાર પમાડવાને પ્રવહણ તુલ્ય અને ભવાન્તરમા સાર શબલરૂપ એવા ઋષભાદિક તીર્થનાથોએપ્રગટ કરેલા ધર્મનુ તુ સર્વવિકાર રહિતપણે સેવન કર ૧૩

---

# २ शिष्ट निंदित पाप कार्यनो परिहार कर

પ્રાણીયોને નર્ક તિર્યંચ ગતિ આપનાર, રોગ શોકાદિ દુ-ખના નિધાન, અને સકલ કલેશના સ્થાનરૂપ પાપને તુ પરમ શત્રુ સમજ ૧૪

ધર્મહીન માનવોને જીવતા છતા પણ મુઆ માનવા, અને ધર્મે કરી યુકત માનવો મુઆ છતા આલોક અને પરલોકમા જીવતાજ જાણવા ૧૫

પાપવત પ્રાણીને ધન ધાન્ય ગૃહાદિક તથા વસ્ત્ર અલ કારાદિક શુભવસ્તુ પ્રાપ્ત થઈ શકતી નથી, તેને તો કેવળ દુખ અને કલેશજ પ્રાપ્ત થાય છે ૧૬

પુણ્ય અને પાપ પ્રાણીયોના મિત્ર અને શત્રુ છે, એમ જાણવુ, કેમકે સુખ દુખ ફળને આપનારા તે બને પ્રાણીની સાથેજ જાય છે ૧૭

ભવ ભ્રમણના નિદાનરૂપ અને રોગ શોકાદિકના બીજ રૂપ નર્ક ગમનના હેતુ રૂપ અને સર્વ દારિદ્રના મુળરૂપ આ ભવ અને પરભવના શત્રુરૂપ અને દુખ દેવામા એક્ષારૂપ એવા સમસ્ત પાપોના નિદાનારણોને હે સુવ્રત! તુ તજીદે સમસ્ત પાપકાર્યથી તદ્દન અલગા રહેવુ એજ સાર છે ૧૮

---

## सम्यक्त्वं भज.

सम्यग् दर्शन सशुद्ध सत्य मानुष्यते बुधै ॥
सम्यक्त्वेन ि. ' जीव पशुरेव न संशय ॥ १९

सम्यक्त्व युक्त जीवस्य, हस्ते चिंतामणिर्भवेत् ॥
कल्पवृक्षो गृहे तस्य, कामगव्य नुगामिनी ॥ २० ॥
सम्यक्त्वाऽलङ्कृतो यस्तु, मुक्ति श्री स्तं वरिष्यति ॥
स्वर्गश्री स्तय मायाति, राज लक्ष्मी सुखी भवेत् ।२१।
यत्र कुत्रापि सद् दृष्टि पूज्य स्याद्भुवनैरपि ॥
सम्यक्त्वेन विना साधु निन्दनीय पदे पदे ॥ २२॥
सकल सुख निधान, धर्म वृक्षस्य बीज ॥
जनन जलधि पोत, भव्य सत्त्वैकपात्र ॥
दुरित तरु कुठार, ज्ञान चारित्र मूल ॥
त्यज सकल कुधर्मं, दर्शन त्व भजस्व ॥ २३ ॥
भाषा बुद्धि विवेक वाक्य कुशल शकादि दोषोज्झित ।
गंभीर प्रशमश्रिया परिगतो वश्येन्द्रियो धैर्यवान् ॥
- . निश्चयो विरतितो भक्तिश्च देवे गुरा,
वौचित्यादि गुणैरलंकृत तनु सम्यक्त्व योग्यो भवेत २४

---

## ३ निर्मळ श्रद्धानकर.

तत्त्व श्रद्धाथी सत्कार पामेला जीवोज साचा गणाय एम समयना जाणु कहे छे शुद्ध श्रद्धा विनाना जीव तो केवल पशु

રૂપજ છે એમા મ શય નથી સમકિતવ ત જીવના હાથમાજ ચિ તામણિ રત્ન છે, તેના આગણામાજ કલ્પવૃક્ષ ઉગ્યો છે અને કામધેનુ તો તેની સહચારિણીજ છે જે સમ્યકત્વ ભૂષણથી ભૂષિત છે તેનેજ મુક્તિ કન્યા વરનારી છે સ્વર્ગ લક્ષ્મી તો તેને સ્વય આવી મળે છે, અને રાજલક્ષ્મીનુ તો કહેવુજ શુ ? સમકીતવ ત જીવ સર્વ રીતે સુખીજ થાય છે સમકિત દૃષ્ટિ જીવ ત્રણે ભુવનમા ગમે ત્યા પૂજનિક થાય છે અને સમકિત ગુણ વિનાનો તો પગલે પગલે નિ દાપાત્ર બને છે ૨૨

"વીતરાગ પ્રભુના એકાત હિતકારી વચનનુ સાવધાનપણે શ્રવણ કરીને તેમા કૃત્યાકૃત્ય, ત્યાજ્યાત્યાજ્ય અને હિતાહિતના નિર્ણયપૂર્વક શ્રદ્ધા-આસ્તા બેસવી તેનુ નામ સમકિત છે" શ કા, ક ખા, ફળ સ દેહ, મિથ્યાત્વિની પ્રશ સા, અને તેનો પરિચય એ પાચ દૂષણો સમકિતવ તને દૂર કરવાના છે અને શુદ્ધ દેવ-ગુરૂ તથા ધર્મ-તીર્થની ભક્તિ પ્રભાવનાદિક ઉત્તમ ભૂષણો તેણે યત્નથી ધારણ કરવાના છે શમ, મ વેગ, નિર્વેદ, અનુક પા અને, આસ્તિકતા રૂપ પાચ લક્ષણ પણ સમકિતવ ત જીવમા અવશ્ય હોવા જોઇએ એટલે કે અપરાધિ ઉપર પણ ક્ષમા, અવિકારી એવા મોક્ષ સુખની અભિલાષા, સ સારથી વિરક્તતા, દુ ખી ઉપર દયા અને વીતરાગના વચનની પૂર્ણ પ્રતીતિ એથી સમકીત ઓળખાય છે" એમ સમજીને હે ભદ્ર ! તુ સકલ સુખનુ નિધાન, ધર્મવૃક્ષનુ બીજ, ભવનિધિ પાર પમાડનારૂ પોત, ભવ્યતાવ તનેજ પ્રાપ્ત થનારૂ, પાપ તરૂનુ ઉચ્છેદનારૂ અને જ્ઞાન-ચારિત્રનુ મૂળ એવુ સમકિત સકલ કુધર્મના ત્યાગપૂર્વક તુ અગીકાર કર

ભાષા, બુદ્ધિ, વિવેક અને વાક્યમા કુશળ, શઠાદિ દોષ-રહિત, ગભીર, સમતાવત, જિતેન્દ્રિય, ધૈર્યવાન્, તત્ત્વગ્રાહી, દેવ-ગુરૂ ભક્ત, અને ઉચિતતા વિગેરે ગુણોથી ભૂષિત એવો ભવ્ય આત્માજ સમકિત પામવાને અધિકારી છે ૨૪

---

## ૪ मिथ्यात्वनो त्याग कर.

અજ્ઞાનથી અથવા સમ્યગ્ જ્ઞાનની ખામીથી સત્યાસત્ય યા તત્ત્વાતત્ત્વ સબધી શુદ્ધ સમજ વિનાની અથવા કદાગ્રહવાળી વિપરીત બુદ્ધિનુ નામ મિથ્યાત્વ છે, તેથી જીવ સત્ય માર્ગને ત્યજી અસત્ય માર્ગે દોરવાઇ જાય છે અથવા સત્ય માર્ગને સારી રીતે સમજી શકતો નથી, તેમજ ક્વચિત ગાઢ મિથ્યાત્વ યોગે સન્માર્ગને ત્યજી અસત્ માર્ગનુ સ્થાપન કરવા ભારે પરિશ્રમ કરી અનેક ભોળા જીવોને ઉન્માર્ગે ખેચી જાય છે સત્ય માર્ગમા ખોટી શકાઓ કરવાથી અથવા મિથ્યાત્વિઓનો પરિચય કરી તેમના પરસ્પર અસબદ્ધ વચન સાભળવાથી યા તેમની પ્રશસા કરવાથી સમકિતવત જીવને પણ ઉક્ત મહા દોષની પ્રાપ્તિ થઈ જાય છે, કે જેને પછીથી હઠાવી કાઢવા ભારે પરિશ્રમ કરવાની ખાસ જરૂર પડે છે ઉક્ત મિથ્યાત્વ યોગે જીવો ભિ। ભિન્ન વિપરીત કરણી કરવામા પ્રવર્તે છે તેથી ઉક્ત દોષના પ્રકાર તથા તેના સ્વામીને જાણવાની જરૂર છે

---

## मिथ्यात्वना प्रकार तथा उक्त दोषने सेवनारनां नाम.

૧ આભિગ્રહિક-પરીક્ષા રહિત કેવળ સ્વસમય પ્રમાણે એકાંતવાદી દર્શનો

૨ અનભિગ્રહિક-વિવેક શૂન્યપણે સત્યાસત્યને સમજ્યા વિના સર્વ દર્શનને સમાન સમજનાર.

૩ સાંશયિક-સત્ય સર્વજ્ઞ વચનમાં (ન્યાય વિરુદ્ધ) શંકા ધારનાર મૂઢાત્મા

૪ અનાભોગિક-ઉપયોગ શૂન્યપણે મૂર્છિત દશામાં વર્તનાર એકેંદ્રિય, વિકલેંદ્રિય વિગેરે

૫ આભિનિવેશિક-જાણી જોઇને હઠ કદાગ્રહથી સત્ય વસ્તુનો અનાદર કરીને અસત્ય વસ્તુ (ધર્મ) નો સ્વીકાર કરી તેનુંજ સ્થાપન કરનાર નિન્હવો વિગેરે

ઉક્ત મિથ્યાત્વ મહા દોષથી ભરેલા જીવો સત્ય ધર્મને સેવી શકતા નથી જેમ જ્વરાતુર જીવને દૂધ સાકર ભાવતા નથી તેમ મિથ્યામતિને સત્ય ધર્મ રૂચતો નથી જેમ રોગીને કુપથ્ય વ્હાલુ લાગે છે તેમ તેને કુધર્મ પ્રિય લાગે છે, છતાં પરોપકારૈકનિષ્ટ સદ્વૈદ્ય સમાન સદ્ગુરૂ મિથ્યામતિને વારવા અને શુદ્ધ મતિને ધારવા ભવ્ય જીવોને નીચે મુજબ હિતોપદેશ આપે છે હે ભવ્યો! સકલ પાપનું મૂળ, દુઃખ વૃક્ષનું બીજ, નર્કગૃહનું દ્વાર, સ્વર્ગ, અપવર્ગનું ભારે વિઘ્ન, પરમ પુરૂષ નિંદ્ય, અને

નિકંદક અને મનરૂપ મદોન્મત્ત હાથીનો ગર્વ ગાળવાને કેસરી સિંહ સમાન, સર્વજ્ઞ ભાષિત સમ્યગ જ્ઞાનનું તમે જરૂર યથા શક્તિ આરાધન કરો તેનું વિરાધન તો તમે કદાપિ કરશો નહિં

# ६ सदाचारनु सेवन कर

આચારની શુદ્ધિ કરવી, સદાચરણનું સેવન કરવું એજ સમ્યગ્ જ્ઞાન-દર્શનનું ફળ છે સમ્યગ્ જ્ઞાન-દર્શન છતા સદાચાર (સમ્યક્ ચારિત્ર ગુણ) પ્રાપ્ત થયો નહિ તો વાઝીયા વૃક્ષની પેરે તે જ્ઞાન-દર્શનને અધ્યાત્મી પુરૂષો નકામા કહે છે, એમ સમજી જેમ બને તેમ સદ્વ્રતો સેવવા આત્માર્થી જનોએ અ હોનિશ ઉજમાળ રહેવુંજ યોગ્ય છે દશ દૃષ્ટાંતથી દુર્લભ મ નુષ્યદેહ પામ્યાનું ખરૂ ફળ એજ છે

શુદ્ધ ચારિત્રયુક્ત એક દિવસનું પણ જીવિત લેખે છે, પરંતુ ચારિત્રહીન કોટી વર્ષનું પણ જીવન નકામું છે શુભક રણી વિનાના દિવસ માત્ર વાઝીયા લેખવાના છે

સંઘયણ-શરીરબળ હીણ છતા જે ચારિત્રને સમ્યગ્ આચરે છે તે ઉત્કૃષ્ટ શરીરબળની અપેક્ષાએ સહસ્ત્રગણું ફળ પામે છે સંઘયણનું બાનું કાઢીને ચારિત્ર ગુણમા શિથિલ થવાને બદલે ઉલટો અધિક પ્રયત્ન કરવો યુક્ત છે છતા શિ થિલતાને ભજનાર પ્રગટ સ્વપરના અહિતનાજ ભાગી થાય છે

ચારિત્રવંત સ્વ મર્યાદાને સેવતો જે જે વસ્તુને ઇચ્છે છે તેને તે તત્કાળ આવી મળે છે એવો સમ્યગ્ ચારિત્રનો મહિમા પ્રગટ છતા તેમા કોણ પ્રમાદી થશે ?

હીન સંઘયણ છતાં જે એક વર્ષની દીક્ષા બરાબર પાળવી તે ઉત્કૃષ્ટ સંઘયણની સહસ્ર વર્ષની દીક્ષા બરાબર સમજવી યુક્ત છે એમ વિચારી તપ, જપ, જ્ઞાન, ધ્યાન વિગેરે સદનુષ્ઠાનમાં સદા સાવધાનપણે વર્તવામાંજ સ્વપરહિત સમાયેલું જાણવું.

ચારિત્રથી ચલાયમાન થઇ ભ્રષ્ટ થયેલો જીવ જીવતો છતો મૂઆ બરોબર છે અને ચારિત્ર સંયુક્ત આત્મા મૂઆ છતા ઉભય લોકમાં અમર થઇ રહે છે. ઉક્ત હેતુથી ચારિત્ર ગુણની પુષ્ટિ માટે શાસ્ત્રકાર ભાર મુકીને ઉપદેશે છે કે—

"સકલ મદરહિત, દેવમાન્ય, સર્વ તીર્થનાથોએ સાદર સેવવાયોગ્ય મહા ગુણસાગર પંડિતોએ સેવિત, મુક્તિ સુખનું અવંધ્ય બીજ, નિર્મળ ગુણનિધાન, સર્વ કલ્યાણનું મૂળ કારણ, અને સકળ વિકારરહિત એવું નિર્મળ ચારિત્ર હે ભવ્યો! તમે ભાવથી ભજો, જેથી અક્ષય અનંત સુખને તમે સહજે વરો."

---

## ૭ इंद्रियोनुं दमन कर.

નાયક એવા મને પ્રેરેલા ઇંદ્રિય-ચોરોએ ધર્મ ધનનું હરણ કરીને બાપડા લોકોને આકુળ-વ્યાકુળ કરી મૂક્યા છે, તેથી તે સર્વને વશ કરવાને ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે અન્યથા તે સર્વને વશ કરી જીવની ભારે દુર્દશા કરશે

જેમ ઇંધનથી અગ્નિ તૃપ્ત થતો નથી અને ગમે તેટલી નદીઓથી પણ દરીયો પૂરાતો નથી તેમ વિષયસુખથી કદાપિ પણ ઇંદ્રિયો તૃપ્ત થવાની નથી એમ મધ્યસ્થપણે વિચાર કરી વિવેકથી સંતોષવૃત્તિ ધારવી યોગ્ય છે

જેણે વૈરાગ્ય ખડ્ગથી ઇન્દ્રિય ચોરોને હણ્યા છે તેનોજ ખરેખર મોક્ષ થાય છે બાકી બીજા કાયાક્લેશો વડે શુ વળવાનુ છે ? માટે પ્રથમ મન અને ઇન્દ્રિયોનેજ વશ કરી લેવાની જરૂર છે તે વિના કરવામા આવતી કષ્ટકરણી કષ્ટહરણી થવાની નથી

મનનો જય કરીને જેમણે ઇન્દ્રિયોનો નિગ્રહ કર્યો નથી તેમણે સાધુ-મુદ્રા ધારણ કરીને કેવળ પોતાના આત્માને હણ્યોજ છે એમ નિશ્ચય સમજવુ

જે પોતાની ઇન્દ્રિયોને પણ જીતવાને સમર્થ થઈ શકતા નથી તેમની દીક્ષા કે તપસ્યામા કાઈ માલ જેવુ નથી ઇન્દ્રિયોના ગુલામ થઇને ઉલટા તે ધર્મની અપભ્રાજનારૂપ મહા અનર્થને પેદા કરે છે માટે દીક્ષા ગ્રહણ કર્યા પહેલાજ યોગ્ય વિચાર કરવાની જરૂર છે દીક્ષા લીધા બાદ તો ઇન્દ્રિયો ઉપર સપૂર્ણ કાબુ રાખવા અહોનિશ લક્ષ રાખી રહેવાની ખાસ જરૂર છે કેમકે વિરક્ત આત્માને પણ તે વિષયપાસમા પાડી નાખતા ચુકતી નથી

ઇન્દ્રિયરૂપી દુર્ધર ચોરો જીવના વ્રતજ્ઞાનાદિ ગુણ રત્નથી ભરેલા જગતારક ભાડને ક્ષણવારમા સ્ખલના પમાડે છે તેથી જે મુનીશ્વરો સનદ્ધ થઇને મહાવ્રતરૂપી બાણો સાવધાનપણે અહી મર્યાદામા રહ્યા છતા ધ્યાનરૂપ તીરથી તેમને મમમા હણે છે, તેઓજ સુખેસમાધે મોક્ષપુરીમા જઇ શકે છે

---

## ૮ स्त्रीनो सग–परिचय तज

સ્ત્રી કેવળ કામવિકારનુ ઘર છે, એમ સમજી સાધુ જ

નોએ તેની સગતિ વારવી યોગ્ય જ છે ભલા ભલા પણ સાધુ સ્રી સગતથી નિશાન ચુકી ગયા છે તેથી બ્રહ્મચારીજનોએ સ્રીઓના પરિચયથી દૂર રહેવુ જ હિતકારી છે એમ વર્તવાથી જ નવકોટિ શુદ્ધ બ્રહ્મચર્યની રક્ષા થઇ શકે છે

દુનિયામા ગહનમા ગહન સ્રી ચરિત્ર જ છે તેથી જેમ બને તેમ સાધુ પુરૂષોએ તેનાથી ચેતતા રહેવાની જરૂર છે જેવો મૂષકને માર્જારી તરફથી ભય રાખવાની જરૂર છે તેમ બ્રહ્મચારી સાધુને પણ સ્રીસમુદાય તરફથી ભય રાખવાની જરૂર પડે છે, સ્રીજનોનો પરિચય સાધુજનોને હિતકારી નથી જ એ નિર્વિવાદ સિદ્ધ છે

અગ્નિથી લાલચોળ થયેલી લોહમય પૂતળીનુ આલિંગન કરવુ સારૂ પણ નર્કના દ્વારભૂત નારીના નિતબનુ સેવન કરવુ સારૂ નથીજ

સ્રીને એક દૂઝતી વિષની વેલ છે એમ સમજીને તેનાથી દૂર રહેવુ

સ્રીના મોહમય વચન વિલાસ યા હાવભાવથી લોભાઇ પ્રબળ કામથી પીડિત થઇ અતે આપ ખુદ ચાલનાર સાધુ બ્રહ્મવ્રતથી ભ્રષ્ટ થાય છે

સ્રીના ચિર પરિચયથી સાધુ કુલબાલુકની પેરે માર્ગભ્રષ્ટ થઇને મહા વિડબનાપાત્ર થાય છે, અને ક્ષણિક સુખને માટે અક્ષયસુખથી ચુકી જાય છે તેથી આત્માર્થી સાધુજનોએ સ્રી સગથી દૂર રહેવુ જ યુક્ત છે

જ્યારે ચિત્રાદિમા નિર્મણુ કરેલી નારી પણ મનને ક્ષોભ કરે છે તો પછી સાક્ષાત્ જીવતી જ્યોત (મહામાયા) નારી સાથે

સસર્ગ વાર્તાદિક કરતા કેમ કાયમ રહી શકાય એ જરૂર વિચારવા જેવુ છે

સર્પ, વ્યાઘ્ર, ચૈ ાદિકની સાથે સહવાસ કરતા એટલુ નુકશાન નથી જેટલુ સ્ત્રીની સાથે ક્ષણમાત્ર રહેતા સભવે એમ સમજીને શાણા સાધુઓએ ક્ષણમાત્ર પણ સ્વચ્છદપણે સ્ત્રીનો સગ યા પરિચય કરવો યોગ્ય નથી

સાપણી સ્પર્શ કરીને કરડે છે અને નારી તો દૂરથીજ ડસ મારે છે તેથી એમ સમજાય છે કે દૃષ્ટિ વિષ સર્પની જેમ તેની દૃષ્ટિમાજ ઝેર રહેલુ છે એવી સ્ત્રીનુ નામ સાભળતાજ સ્થાનાન્તર ચાલ્યા જવુ જોઇએ

સર્વ રીતે સયમ પ્રાણને હરનારી હોવાથી નારીને શાસ્ત્રકારે પ્રત્યક્ષ રાક્ષસી કહીને બોલાવી છે છતા તેનો વિશ્વાસ કરનાર સાધુના ચરિત્ર વિષે વધારે શુ કહેવુ ? સ્ત્રીસગી સાધુ જરૂર સયમથી ભ્રષ્ટ થઇ જાય છે

સારાશ એ છે કે ભવભીરૂ હોવાથી જેઓ ભગવતની આજ્ઞા મુજબ સ્ત્રીના અગોપાગને પણ દૃષ્ટિ દઇને નીરખતા નથી, વિકારબુદ્ધિથી (પશુવૃત્તિથી) તેની સાથે વાત પણ કરતા નથી, અને મનથી વિષયસુખની ભાવના કરતા નથી, એમ સર્વ રીતે સાવધાન થઇને બ્રહ્મચર્યનુ પાલન કરે છે તેજ મહાત્માઓ આ દુસ્તર ભવોદધિને સહજમા તરીને અક્ષયસુખના અધિકારી થાય છે એવા મહાશયોનાજ શુદ્ધ ચરિત્ર અનુકરણ કરવા યોગ્ય છે વળી કહ્યુ છે કે—

न च राजभय न च चोरभयं, इहलोक सुख परलोक हित॥
वर कीर्तिकर नरदेवनत, श्रमणत्व मिद रमणीयतर ॥१॥

જેને નથી તો રાજભય અને નથી તો ચોરભય, આ લોકમા પણ સુખકર અને પરલોકમા પણ હિતકર, શ્રેષ્ઠ એવી કીર્તિ–કૌમુદીને વિસ્તારનાર અને જેને નર દેવાદિક નમેલા છે, એવુ આ પ્રકટ અનુભવાતુ સાધુપણુ જ શ્રેય કારી છે માટે તેમા વિશેષે આદર કરવો

## ૯ વિષયરસનો ત્યાગ કર,

જાણે કેવલ નર્કનુ જ સ્થાન ન હોય ! એવી અસાર નિંદનીય, અશુચિ અને દુર્ગંધી એવી સ્ત્રીની યોનિમા કામાન્ધ માણસ કીડાની પેરે ક્રીડા કરે છે ભવભીરૂ વિવેકાત્મા તો સ્વપ્નમા પણ તેનો સગ ઇચ્છતો નથી

ચામડાથી વીટેલા હાડપિંજરવાળા અને દુર્ગંધી એવા શ્લેષ્માદિકથી ભરેલા કામિનીના મુખને કામાન્ધ માણસ શ્વાનની પેરે ચાટે છે

માસના લોચા જેવા સ્ત્રીના સ્તનો અને વિષ્ટાદિથી ભરેલા કૃમાકુળ સ્ત્રીના ઉદરમા કામાન્ધ માણસ કાગડાની જેમ ક્રીડા કરે છે

ગોરી ચામડીથી વીટેલુ અને વસ્ત્રાભરણથી ભૂષિત કરેલુ સ્ત્રીનુ રૂપ જોઇને હે ! ભદ્ર ! તુ વિવેકથી વિચાર કર પણ તેમા પતગની પેરે તુ એકાએક ઝ પલાઇ પડીશ નહિ નહિતો છેવટ પશ્ચાત્તાપ કરીશ સ્વભાવિક રીતેજ અધિક અશુચિથી ભરેલા અને અનેક દ્વારથી અશુચિને વહન કરતા છતા ચામડાથી મઢેલા સ્ત્રીના રે . સ્વરૂપ વિચારીને તુ વિવેકથી તેને પરિહાર કર

જે સદગુરૂ સ્વયં ભવસમુદ્ર તરી શકે છે તેજ અન્ય જીવોને પણ તારી શકે છે જે પોતેજ ભવસાગરમા ડૂબે છે તે પરને શી રીતે તારી શકશે ? એમ વિચારીને સદોષ-આરભી ગુરૂનો ત્યાગ કરવો

સ.ગુરૂ સેવક સુબુદ્ધિ પુરૂષ સ્વર્ગ અને મોક્ષ સબધી સુખને પામે છે પણ કુગુરૂ કામી દુર્બુદ્ધિ તો નરક અને તિર્યંચ ગતિનેજ પ્રાપ્ત થાય છે

જે નિર્ગ્રંથ ગુરૂને તજીને કુગુરૂની સેવા કરે છે તે ઘરના આગણે ઉગેલા કલ્પવૃક્ષને છેદીને ધતુરાને વાવવા જેવુ જ કરે છે

માતાપિતા અને સર્વ કુટુબાદિક, દુર્ગતિમા પડતા જીવનો ઉદ્ધાર કરવા અસમર્થ છે પણ એક સદ્ગુરૂ, પવિત્ર ધર્મની સહાયથી અનેક ભવ્ય જીવોને આ ભવસાગરથી તારવાને સમર્થ થઇ શકે છે

જેને સ્વપર સબધી સમ્યગ્ વિચાર વર્તે છે, જે સસારના પારને પામેલા છે, વળી નિરૂપમ ગુણે કરીને સુકત, જ્ઞાન વિજ્ઞાનમા દક્ષ, જીતેન્દ્રિય, ભવ્ય જીવોને તારવા પોત સમાન, અને સકળ દોષરહિત એવા સદગુરૂની હે ભવ્યો ! તમે ભાવથી ભકિત કરો

---

## ૧૨ तप करवामां यथाशक्ति प्रयत्न कर

જે સુબુદ્ધિ તપનુ સ્વરૂપ સમજીને કેવળ આત્મકલ્યાણ માટે તેનુ સેવન કરે છે તેને અનુક્રમે સવ કર્મનો અત થતા મુક્તિકમળા પણ વરે છે તો પછી સ્વર્ગ સબધી સુખ અને

રાજ્યના સુખનું તો કહેવું જ શું ? તેવા સુખ તો પ્રાસંગિક હોવાથી સહજે સંપજે છે.

અનશન, ઊનોદરી વૃત્તિ સંક્ષેપ, રસત્યાગ, કાયક્લેશ અને સંલીનતારૂપ બાહ્યતપ તથા પ્રાયશ્ચિત, વિનય, વૈયાવચ્ચ, સ્વાધ્યાય, ધ્યાન અને કાઉસ્સગ્ગ (સમાધિ) રૂપ અભ્યંતર તપને જે વિવેકથી સેવે છે તે મહાશયની સકળ મનોરથમાળા ફળીભૂત થાય છે.

બાહ્યતપથી જેમ અભ્યંતરતપની પુષ્ટિ થાય તેમ લક્ષ્ય રાખવાની ખાસ જરૂર છે. વળી જેમ ધર્મસાધનમાં વધારે સાવધાનપણું રહે, કષાયની મંદતા થાય અને પરિણામની શુદ્ધિ થાય તેમ લક્ષ્ય રાખીને તપ કરવો. સમતાપૂર્વક તપ કરવાથી નિકાચિત કર્મના પણ બંધ તૂટી જાય છે. વિવેકયુક્ત તપ સંયમથી ગમે તેવા અઘોર પાપનો પણ ક્ષય થાય છે.

જે કરતાં દુર્ધ્યાન થાય અથવા આગળ ઉપર ધર્મસાધન અટકી પડે એવા અજ્ઞાન તપ ઘણા કરવા કરતાં વિવેકયુક્ત સ્વલ્પ તપથી વિશેષ હિત થઈ શકે છે. જે સ્વાધીનપણે તપ સંયમથી દેહનું દમન કરે છે તેને કદાપિ પરતંત્રતા સંબંધી દુ:ખ સહન કરવું પડતું નથી. પણ શરીર-મમતાથી જે કંઈ પણ તપ જપ સંયમ સેવતા નથી તેમને પરાધીનપણે બહુજ વેઠવું પડે છે. અંતે પણ તપ જપ સંયમ વિના સકળ દુ:ખનો અંત નથી તો પછી શા માટે પ્રાપ્ત થયેલી શુભ સામગ્રીનો લાભ લેવા ચુકવું જોઈએ ? પુણ્ય સામગ્રીને પામીને તેનો સદુપયોગ નહિ કરનારને તેવી સામગ્રી પુન: પ્રાપ્ત થવીજ મુશ્કેલ છે. માટે જેમ બને તેમ તેનો સદુપયોગ કરવોજ યુક્ત છે.

ચ્યાર જ્ઞાને કરી યુક્ત અને સુર-સેવિત એવા તીર્થનાથ પણ જ્યારે કર્મ ક્ષય માટે તપ કરે છે તો પછી સામાન્ય જનોએ તે શા માટે કરવો ન જોઇયે? આત્મ ઉન્નતિ માટે તે કરવાની ખાસ આવશ્યકતા છે.

કમરૂપ પર્વતનુ ભેદન કરવા વજ્ર સમાન, સ્વર્ગ અને મોક્ષ સુખ સાધવાને મંત્ર સમાન અને વિષય વિકારને હઠાવવાને શ્રેષ્ઠ ઉપાય રૂપ એવા સમાધિકારક તપનું હે ભવ્યો! તમે ભાવથી સેવન કરો

જે સમતાપૂર્વક શુદ્ધ તપનુ સેવન કરે છે તે ચિલાતિ પુત્રની પેરે સ્વર્ગ સબધી સુખને પામી અંતે દૃઢપ્રહારીની જેમ અવિચળ સુખને પામે છે અથવા નાગકેતુની પેરે કલ્યાણ પરંપરાને સુખે સાધી શકે છે

---

## ૧૨ જીહ્વાને વશ કર

રસનેંદ્રિયમાં લંપટ છતો જે મૂઢ ભક્ષ્યાભક્ષ્યનો ખ્યાલ રાખતો નથી તે કુબુદ્ધિ અભક્ષ્ય ભક્ષણથી અધોગતિનેજ પામે છે

આદુ, મૂળા, ગાજર, પિંડ, પિંડાલુ, સૂરણ, ગરમર, નીલીગળો, બટાટા, સક્કરકંદ વગેરે સર્વ ભૂમિકંદ, કોમળ પત્ર-ફૂલ કે ફળ, વિષ, હિમ, કરા, અજાણ્યા ફળ, કાચું મીઠું, તિલ, ખસખસ રાત્રિભોજન, રિંગણુ, વિંગણુ, બહુબીજ ફળ, તુચ્છ ફળ, વડબીજ પ્રમુખ, બે રાત્રી ઉપરાતનું દહિં, ત્રણ રાત્રિ ઉપરાતની છાશ, કઠોળ સાથે કાચો ગોરસ (દૂધ, દહિં કે છાશ) મધ, માખણ, વાસી અન્ન, બોળ અથાણું અને સડી ગયેલી વસ્તુ

વિગેરે અભક્ષ્યાદિકનુ સ્વરૂપ સમજીને સુબુદ્ધિજનોએ તેનો ત્યાગ કરવો યોગ્ય છે કેમકે ક્ષણિક વિષય સુખની ખાતર તેથી અસખ્ય કે અનત જીવોનો વિધ્વસ થાય છે

એક તલમાત્ર ભૂમિકદમા પણ અનત જીવો રહેલા છે તેથી પશુની પેરે વિવેકરહિત તેવી અભક્ષ્ય, અનતકાય વસ્તુઓને પ્રમાણ રહિત ખાનાર માણસો અનત જીવોનો મહાર કરી ક્ષણિક તૃપ્તિ મેળવી અધોગતિને પામી અનત જન્મ મરણ સબધી દુખને પ્રાપ્ત થાય છે

તિલમાત્ર સુખને માટે મેરૂથી પણ મોટુ દુખ મૂર્ખ લોકો અજ્ઞાનતાથી માગી લેછે જિહ્વેંદ્રિયને વશ કરી અભક્ષ્ય માત્રનો ત્યાગ કરનાર સુબુદ્ધિજનો સર્વત્ર સુખી થાય છે

રસલપટ જીવો અનેક વ્યાધિઓને ભોગ થઇ પડે છે તેમ જીતેદ્રિય કદાપિ થઇ પડતો નથી એમ સમજીને પણ અભક્ષ્યભક્ષણથી સદતર દૂરજ રહેવા પ્રયત્ન કરવો

ઔષધ ઉપચારની ખાતર મધ, માખણ વિગેરે અભક્ષ્ય વસ્તુ વાપરી ખાનારને પણ પરિણામે અહિતજ કહેલુ છે તેથી તેવા વિષમ સયોગોમા વિવેકી માણસોએ વિશેષે સાવચેત રહેવુ યોગ્ય છે (સુકતછે)

પવિત્ર દીક્ષા ગ્રહણ કર્યા છતા રસનેદ્રિયને વશ થઇ યથેચ્છિત ભોજન કરનાર ભિક્ષુ મગૂ આચાર્યની પેરે વિડબનાપાત્ર થાય છે

તેથી ઉભય લોકના સુખને ઇચ્છતા આત્માર્થી જીવોએ જીહ્વાને જેમ બને તેમ વિવેકથી વશ કરવા સતત પ્રયત્ન કરવો

જેમ કુપથ્ય ભોજનથી માઠા પરિણામ આવે છે તેમ તેવા વિવેક વિનાના રાગદ્વેષ યુક્ત રસાથી વચનોથી પણ વિપરીતજ પરિણામ આવે છે એમ સમજીને સ્વપરને હિતકારી સત્ય અને પ્રિય વચનજ પ્રસગોપાત બોલવાની ટેવ પાડવી જરૂર વિનાનુ, વગર વિચાર્યું, સ્વચ્છદપણે બહુ બોલવાની કુટેવથી જીવ ઘણીવાર જીવના પણ જોખમમા આવી પડે છે એમ વિચારીને શાણા માણસોએ હિત, મિત, પ્રિય, એવુ સત્ય પણ પ્રસગોપાત જરૂર જેટલુજ નમ્રપણે બોલવાની ટેવ રાખવી આથી સવ કોઇને સતોષ મળવાનો સારો સભવ રહે છે રાગદ્વેષ રહિત મધ્યસ્થપણે વિચારીનેજ પ્રસગોપાત પ્રિય અને સત્ય વચન વદવાથી તે પરને પણ પ્રાય હિતકારીજ થાય છે

## ૧૪ राग द्वेषनो त्याग कर

અનાદિ કુકમના યોગથી જીવને રાગદ્વેષરૂપ ભારે દુરતર વિકાર થયા છે, જેથી જીવ એકને દેખી રાજી થાય છે અને બીજાને દેખી નારાજી થાય છે તેમજ તે ચેપી રોગ અનેક ભવ સતતિ સુધી ચાલ્યા કરે છે

ઉક્ત મહાવિકારથી જીવને સ્વપરનુ યથાર્થ ભાન થઇ શકતુ નથી તેથી તેને ગુણદોષ સબધી ઉલટુ અવળુ જ ભાન થાય છે रागी दोष न पश्यति—વિષય સુખમા મગ્ન થયેલો જીવ સ્રી આદિક પદાર્થોમા રહેલા દોષોને તેમજ તેમના સગ-પરિચયથી ભાવી દોષોને નહિ સમજતા ઉલટા તેમા ગુણનોજ આરોપ કરીને અધ પ્રવૃત્તિ કર્યા કરે છે એવીજ રીતે

ઈર્ષ્યા-દ્વેષથી જેનુ અત કરણ કલુષિત થઇ ગયુ છે તેની મતિ પણ વિપરીતજ હોવાથી સામામા ગમે તેવા સદ્દગુણો છતા અને તેવા સદ્દગુણી-સમર્થની સાથે દ્વેષબુદ્ધિ રાખવાથી ભાવી અનર્થને તે સુદ્ધાત્મા સમજી શકતો નથી, એટલુજ નહિ પણ સામાનામા રહેલા સદ્દગુણોને તે જડમતિ કેવળ દોષરૂપેજ લેખે છે અને તેને તૃણની જેમ ગણી મિથ્યાભિમાનથી તેની સાથે વૈર બાધીને ઉલટો અનર્થજ પેદા કરે છે વડના બીજની પેરે આગળ જતા તેની પરપરા વધતીજ જાય છે એમ સમજીને શાણા માણસોએ જેમ બને તેમ શીઘ્ર ઉકત મહા વિકારોને ઉપશમાવવા આવશ્ય ઉદ્યમ કરવો ઘટે છે

રાગ અને દ્વેષ હલાહલ ઝેર કરતા પણ અધિક દુ ખદાયી નીવડે છે

જો સમતા ભાવિત સત્ પુરૂષોની સોબત કરીને તેમની હિત શીખામણથી પોતાની અનાદિની ભુલ સમજવામા આવે અને તેથી પોતાના વિકારોને વારવાને જોઇતો પ્રયત્ન કરવામા આવે તો અનુક્રમે સતત શુભ અભ્યાસના બળથી આપણામા જડ ઘાલી બેઠેલા રાગ દ્વેષાદિ વિકારોનો સમૂળગો અત આવી શકે પણ જ્યા સુધી ઉકત મહા વિકારોનો અત ન આવે ત્યા સુધી તેમનુ ઉન્મૂલન કરવા અડગ પ્રયત્ન કર્યાજ કરવો જોઇએ.

રાગ અને દ્વેષથી અધ થયેલા પ્રાણીયોની પ્રાય અધોગતિજ થાય છે એવા અધ જીવોને ખરી આખ આપનારા અલૌકિક શસ્ત્રવૈદ્ય સમાન કોઇક સત્ પુરૂષનો સમાગમ ભાગ્યોદયે થઇ આવે અને જો તેમની સમ્યગ્ ઉપાસના કરવામા આવે તો સદ્દધમના સ્વા [illegible] રૂપે આપણા અનાદિના મહા

કારો નષ્ટ થઈ આપણને સમતા રૂપી દિવ્ય ચક્ષુની સ્વતઃ પ્રાપ્તિ થઇ શકે

## ૧૫ क्रोधादि कषायने दूर कर.

ક્રોધ, માન, માયા, અને લોભ એ ચ્યાર કષાય છે અપ્રીતિ લક્ષણ ક્રોધ, અહભાવ લક્ષણ માન, દભ લક્ષણ માયા, અને અસતોષ લક્ષણ લોભથી અનુક્રમે પ્રીતિ વિનય, મિત્રાઇ, અને સુખ શાન્તિનો નાશ થાય છે માટે સમજુ માણસને તે અવશ્ય પરિહરવા યોગ્યજ છે

દ્વેષ યા ઈર્ષ્યા થકી ક્રોધ અને માન પેદા થાય છે તેમજ કામ યા રાગાન્ધતાથી માયા અને લોભ પેદા થાય છે અને જેમ જેમ તેમને તેથી પોષણ મળતુ જાય છે તેમ તેમ તેઓ વૃદ્ધિ પામતા જાય છે

બાહ્ય અને અતર બે પ્રકારના શત્રુઓમા અજ્ઞાની લોકો જેના પ્રતિ વૈરભાવ રાખે છે તે બાહ્યશત્રુ છે, અને જ્ઞાની પુરૂષો જેમનો ક્ષય કરવા અહોનિશ યત્ન કર્યા કરે છે તે અતરગ શત્રુઓ-કામ, ક્રોધાદિક છે બાહ્યશત્રુ ઉપર કષાય કરવો તે અપ્રશસ્ત છે અને અતરગ શત્રુઓ ઉપર કષાય કરવો તે પ્રશસ્ત કહેવાય છે પ્રશસ્ત કષાયના યોગે અપ્રશસ્ત કષાયનો અનુક્રમે અભાવ થાય છે, તેથી પ્રશસ્ત કષાય અપ્રશસ્ત રાગાદિને દૂર કરવા અમોઘ ઉપાય તુલ્ય છે

અતે તો સર્વ પ્રકારના કષાય સર્વથા પરિહરવાથીજ પરમપદ પ્રાપ્ત થાય છે જ્યા સુધી લેશ માત્ર રાગ, દ્વેષાદિક

વિકાર હોય ત્યા સુધી વીતરાગતા હોઇ શકે નહિ અને તે વિના અક્ષયપદના અધિકારી થઇ શકાયજ નહિ માટે વીતરાગ દશાને પ્રગટ કરવા રાગદ્વેષ અને કષાય માત્રનો ક્ષય કરવાને સતત-પ્રયત્ન કરવો જોઇયે

ક્ષમા ગુણવડે ક્રોધનો, વિનય-નમ્રતા ગુણથી માનનો, સરલતાગુણથી માયા-કપટનો, અને સતોષ ગુણથી લોભનો પરાજય કરવો કહ્યુ છે કે—

ક્ષમા સાર ચ દનરસે, સિ ચો ચિત્ત પવિત્ર,
દયા વેલ મ ડપ તળે, રહો લહો સુખ મિત્ર
દેત ખેદ વર્જિત ક્ષમા, ખેદ રહિત સુખરાજ,
તામે નહિ અચરિજ કછુ, કારણ સરિખો કાજ

---

क्षमा खड्ग करे यस्य, दुर्जन· किं करिष्यति ॥
अतृणे पतितो वह्नि· स्वयमेवो पशाम्यति

---

મૃદુતા કોમળ કમલથે, વજ્રસાર અહ કાર,
છેદતહે એક પલકમે, અચરિજ એહ અપાર

---

માયા સાપણી જગડસે, ગ્રસે સકળ ગુણસાર,
સમરો રૂજુતા જાગુલી, પાઠ સિદ્ધ નિરધાર

---

કોઉ સય ભૂ રમણકો, જો નર પાવે પાર,
સોભી લોભ સમુદ્રકો, લહે ન મધ્ય પ્રચાર

મન સંતોષ અગસ્તિકુ, તાકે શોષ નિમિત્ત,
નિતુ સેવો જિનિ સો કિયો, નિજબલ અંજલિ મિત્ત

પૂર્વોક્ત બે પ્રકારના કષાય સમજવાનું ફળ એ છે કે જેનાથી ભવ સંતતિ વધે એવા અપ્રશસ્ત કષાયથી દૂર રહેવા માટે પ્રથમ તો પ્રશસ્ત રાગાદિક સેવવા એટલે કે શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મ પ્રતિ પ્રેમભાવ ધારણ કરવો ને વધારવો તે એટલે સુધી કે સંસાર સંબંધી ખોટો રાગ સમૂળગો નષ્ટ થઇ જાય અને આત્મ-ગુણનું આપણને સહજ ભાન થાય અને છેવટે વીતરાગદશા, પ્રગટ કરવાને સર્વ પ્રમાદ દોષનો પરિહાર કરીને સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રના દૃઢ અભ્યાસથી આપણે સર્વથા નિષ્કષાયપણું પામીયે

જેઓ શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મ ઉપર નિર્મળ રાગ કરવાને બદલે ઉલટો કરાગ-દ્વેષ પેદા કરે છે, તે હતભાગ્યોને ભવિષ્યમાં અનંત ભવ ભ્રમણ કરવું પડશે અને તેમને પ્રાપ્ત સામગ્રી પુન પામવી દુર્લભ થઇ પડશે

જેઓ પોતે ગુણી છતાં ગુણવંત ઉપર રાગ ધરશે તેઓ અવશ્ય ઉભય લોકમાં સુખ અને યશના ભાગી થઈ અંતે અક્ષય પદને પામશે

દીક્ષા ગ્રહણ કરીને જે ક્રોધાદિ કષાયને સેવશે-હિતકારી વચન કહેનારની ઉપર કોપશે, તપશ્રુતનો ગર્વ કરશે અથવા પૂજા પ્રતિષ્ઠાદિકથી મનમાં અભિમાન ધરશે, ખરા ગુણ વિના ખોટો આડંબર રચી દંભવૃત્તિ ચલાવશે અને વસ્ત્ર પાત્ર પુસ્તક યા શિષ્ય શિષ્યાઓનો ખોટો લોભ રાખશે, તેમની ઉપર

મમતા ધારણ કરશે તો તે સ્વચારિત્રને નિષ્ફળ કરીને અંતે અધોગતિને પામશે સહજ સુખદાયી ચારિત્રને ધારીને જે ભવભીરૂ સાધુઓ રાગ દ્વેષાદિક દુષ્ટ વિકારના ઉત્પાદક અનુકૂળ યા પ્રતિકુળ કારણો મળતા છતા નિરતિચારપણે સ્વસંયમને પાળે છે તેજ ખરા ધીરવીર સાધુઓ છે એમ નિશ્ચે જાણવું કહ્યુ પણ છે કે – **વિકારહેતૌસતિવિક્રિયંતે, યેષા ન ચેતાંસિ ત એવ ધીરા** – રાગ દ્વેષ યા કામક્રોધાદિ વિકાર ઊપજે, એવા કારણ વિદ્યમાન છતાં જેમનાં ચિત્ત જરાએ ક્ષોભ પામતા નથી તેજ ધીર-વીર પુરૂષો છે

---

# ૧૬ અહિંસા વ્રતનો આદર કર.

પ્રમાદ યુક્ત આચરણથી સ્વપર પ્રાણનો નાશ કરવો તેનું નામ હિંસા છે મદ્ય, વિષય, કષાય, નિદ્રા, અને વિકથા એ પાંચ પ્રમાદ જીવોને દુર્ગતિમાં પાડનાર છે તેથી તે અવશ્ય વર્જ્ય છે સર્વ પ્રમાદ રહિત થઇને "આત્મવત્ સર્વ ભૂતેષુ" સર્વ પ્રાણીને સ્વસમાન લેખનાર મહાશય અહિંસા વ્રતને યથાર્થ પાળી શકે છે

સર્વ જીવને અભય દાન દેનાર જેવો કોઇ ઉત્કૃષ્ટ પુણ્યવાન્ નથી કેમકે સર્વ દાન કરતા અભય દાન ચઢીયાતુ છે

દુનિયામા વહાલામા વ્હાલી ચીજ પ્રાણજ પોતાના ગણાય છે. તેથી કોઇ ક્ષુદ્ર જીવના પણ પ્રિય પ્રાણ અપહરના યત્ન કરવો નહિ.

સર્વે જીવિતજ ઇચ્છેછે, કોઇપણ મરણને ઇચ્છતુ જ નથી. એમ સમજી નિર્ગ્રંથ પુરૂષો અહિંસાવ્રતનો અત્યંત આદર કરે છે

મનથી, વચનથી, કે કાયથી હિંસા કરવા, કરાવવા કે

અનુમોદવાનો સાવધાનપણે ત્યાગ કરવાથીજ અહિંસાવ્રતનું પૂર્ણ રીતે પાલન થાય છે

જે જેવા મંદ કે ઉત્કૃષ્ટ પરિણામથી પરને પરિતાપ કરે છે તે તેનો તેવોજ અલ્પ કે અધિક વિપાક ભોગવે છે, તથા કોઇ રીતે કોઇને પણ પીડા ઉપજે એવું મનથી, વચનથી, કે કાયાથી, કરવું, કરાવવું કે અનુમોદવું નહિ કેમકે જેવું બીજ વાવીયે તેવુંજ ફળ પામીયે વળી આપણને દુ:ખમાત્ર અનિષ્ટ છતા જો આપણે અન્યને આપણા તુચ્છ સ્વાર્થની ખાતર જાણી જોઇને અસમાધિ ઉપજાવિયે તો પછી તેના બદલા તરીકે આપણને પણ અસમાધિજ પેદા થાય તેમા આશ્ચર્ય શું? તથા ઉત્તમ રસ્તો એજ છે કે સારા કે નરસા અનુકુળ કે પ્રતિકુળ સંજોગોમા સહનશીળપણું ધારણ કરીને કોઇ જીવને કંઇપણ અસમાધિ નહિ કરતા બની શકે તેટલી સમાધિ કરવા પ્રયત્ન શીલ થાવું આવા કઠીણ પણ સીધે રસ્તે ચાલનાર સત્પુરૂષને કદાપિ કંઇપણ કષ્ટ પ્રાપ્ત થવાનું નથી, એટલુંજ નહિ પણ તે સત્પુરૂષ પોતાના સદાચરણથી શ્રેષ્ઠ સુખનોજ અધિકારી થવાનો

શરીર સંબંધી અનેક પ્રકારના વ્યાધિ, નિર્ધનતા, પરતંત્રતા, અને વૈર, વિગ્રહ વિગેરે સર્વ હિંસાના ફળ સમજીને સુબુદ્ધિજનોએ અહિંસાનોજ આદર કરવો

આરોગ્ય, સૌભાગ્ય, સ્વામિત્વ, અને સમાધિ પ્રમુખ અહિંસાના ફળ સમજીને શાણા માણસોએ અહિંસાવ્રતનોજ અત્યંત આદર કરવો યુક્ત છે

# सत्य व्रतनु पालन कर.

પ્રિય અને હિતકારી વચનને જ્ઞાની પુરુષો સત્ય કહે છે, અને સત્ય છતા અપ્રિય, કટુક અને અહિતકારી વચન અસત્યજ કહ્યુ છે તથા વક્તાએ વચન વ્યવહારમા વિશેષે વિવેક રાખવાની જરુર છે

આંધળો, લુચ્ચો લબાડ, ચોર, દુષ્ટ, ધીઠ વિગેરે વચનો રાગદ્વેષાદિક વિકારથી ઉચ્ચરાયેલા હોવાથી તે પ્રસગે અસત્ય ઠરે છે

વૈર, ખેદ, અવિશ્વાસાદિ અનેક દોષો અસત્ય બોલવાથી ઉદ્‌ભવે છે તેમજ આલોકમા વસુરાજાની પેરે અપવાદ અને પરલોકમા અનર્થ પરપરાને પામે છે

અસત્ય બોલનારને પોતાના વચનપર પ્રતીતિ બેસાડવા અનેક કુતર્કો કરવા પડે છે તેથી તેનુ મન મહા માઠા ધ્યાનમાજ મગ્ન રહેછે

સત્ય બોલનારનુ મન નિર્ભય રહે છે, તેથી તેને ખોટા સકલ્પ વિકલ્પ કરવા પડતા નથી સત્ય વચનમા ટેક રાખનારને દેવતા પણ સહાય કરે છે

સત્ય વચન ક્ષીરસમુદ્રના જળ જેવુ મીઠુ છે તેથી સત્યનુજ પાન કરનારને ખારા સમુદ્રના જળ જેવા અસત્ય વચનથી કદાપિ સતોષ વળતોજ નથી

અસત્ય ભાષણથી ભોળા લોકોને અવળે રસ્તે દોરનાર જેવો કોઇપણ વિશ્વાસઘાતી—મહાપાપી નથી તેથી સભાસમક્ષ ભાષણ કરનારે [illegible] જવાબદારી સારી રીતે વિચારી રાખવાની

જરૂર છે કેમકે તેના ઉપર લાખોગમે માણસોના ભવિષ્યનો સ વાલ રહેલો છે

સત્યના રાગીએ લક્ષમા રાખવુ જોઇયે કે દુનિયામા અ- સત્ય બોલવાના કારણ માન ક્રોધ, માન, માયા, લોભ, ભય કે હાસ્યજ હોય છે, અને જેમ બને તેમ કાળજીથી તેવા કારણોને દૂર કરીને સત્યજ વચન વદવુ એવા સત્યવાદીનો સુયશ કાલિ કાચાર્યની પેરે ચિર સ્થાયી રહે છે

સત્યની ખાતર પોતાના પ્રિય પ્રાણને પણ ગણે નહિ તેજ સત્ય ધર્મનો અધિકારી છે એમ સમજીનેજ યુધિષ્ઠિર પ્રમુખે પ્રાણાત સુધી તે વ્રતનુ પાલન કર્યુ છે

જે માણસ વિવેકથી વિચારીને પ્રસગોપાત, હિત, મિત, ભાષણથી સર્વને પ્રિય લાગે એવુ સત્ય વચન બોલે છે તેનુ વચન સર્વ માન્ય થવાથી અતે તે અભીપ્સિત કાર્ય સુખે સાધી શકે છે

તોતડી જીભ, મૂગાપણુ, મુખપાકાદિ રોગ, મૂર્ખતા, દુ ખર અને અનાદેયવચનાદિક સર્વ અસત્યનાજ ફળ સમજીને તેનાથી સુબુદ્ધિજનોએ દૂર રહેવુ તેમજ બીજા પણ યોગ્ય જીવોને દૂર રહેવા પ્રેરણા કરવી

ચોખી જીભ, સુસ્પષ્ટ ભાષિત્વ, નિર્દોષતા, પાડિત્ય, સુસ્વર, અને આદેયવચનાદિક સર્વ સત્યનાજ ફળ સમજીને શાણા માણસોએ સદા સત્યનોજ પક્ષ કરીને સત્યવ્રતનુ પાલન કરવા ઉજમાળ રહેવુ

---

# ૧૮ अदत्तनो त्याग कर.

સાક્ષાત્ અન્યાયથી દાવપેચ કરીને પરાઇ વસ્તુ છીનવી લેવી, તેમ કરવા બીજાને ઉશ્કેરણી કરવી, તેને સહાય આપવી, જાણી જોઇને ચોરાઇ વસ્તુ લેવી, થાપણ ઓળવવી, અને વિશ્વાસઘાત કરવો એ બધા ચોરીના પેટામા આવી જાય છે એમ સમજીને દક્ષ, નીતિવત અને દયાળુ શ્રાવકે તેનાથી બીલકુલ દૂરજ રહેવુ

દસ પ્રાણ ઉપરાત પૈસાને લોકો અગીયારમો પ્રાણ લેખે છે તો એવા પ્રાણપ્રિય દ્રવ્યનુ અપહરણ કરનાર માણસ પરાયા પ્રાણના હરણ કરનાર કરતા પણ અધિક પાતકી ઠરે છે, અને તેથી તે આલોકમા પ્રત્યક્ષ વધ બધનાદિક પામીને પરભવમા નરકનો અધિકારી થાય છે

મુમુક્ષુ સાધુને તો એથી પણ અધિક બારીકીથી અદત્તનો ત્યાગ કરવાનો છે તેને તો મનથી પણ અદત્ત લેવાનો સખ્ત નિષેધ કહેલો છે

સ્વામી અદત્ત, જીવ અદત્ત, તીર્થંકર અદત્ત, અને ગુરૂ અદત્ત એમ ચ્યાર પ્રકારનુ અદત્ત સર્વથા તજી સાધુને મહાવ્રત પાળવાનુ છે તેમા જેટલો જેટલો અનાદર કરાય છે તેટલુ તેટલુ મહાવ્રત દૂષિત થતુ જાય છે તેથી તેનુ સ્વરૂપ યથાર્થ સમજીને સુસાધુ જનોએ અદત્તથી સર્વથા દૂર રહેવા યત્નવત રહેવાની અવશ્ય જરૂર છે

આહાર, પાણી, ઔષધ, ભેષજ, વસ્ત્ર, પાત્ર, અને રહેઠાણ વિગેરે તેના ધણીની રજા શિવાય લઇ વાપરવાથી સ્વામી-અદત્ત લાગે છે

ઘર ધણીયે આપ્યા છતા જો તે તે વસ્તુ સચેત (સજીવ) અથવા અચેત ( નિર્જીવ ) નહિ થયેલી એવી મિશ્ર છતી લઈ વાપરવામા આવે તો તે લેનાર અને વાપરનાર સાધુને જીવ અદત્ત લાગે છે

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને પ્રધાન કરીને પ્રવર્તતી એવી પ્રભુ આજ્ઞાને પ્રમાણ કરવાને બદલે સ્વચ્છંદપણે વ્યવહાર ચલાવવાથી આપખુદ વર્તનથી તીર્થંકર અદત્ત લાગે છે

તેમજ ગીતાર્થ ગુરૂ મહારાજની તેવીજ હિતકારી આજ્ઞાને અવગણી આપમતે ચાલનાર સાધુને ગુરુ અદત્ત લાગે છે

અદત્તનુ સ્વરુપ સમ્યગ્ વિચારીને જે ભવભીરુ જનો તે નાથી અલગા રહેશે તે સ્વર્ગાદિકની સપદાને સાક્ષાત્ પામી અતે અવિચળ સુખના અધિકારી થાશે

## १९ ब्रह्मचर्यनुं सेवन कर

દેવતા, મનુષ્ય અને તિર્યંચ સબધી વિષયભોગોથી વિરમીને સહજ સતોષધારી, ધર્મધ્યાનમા નિમગ્ન રહેવુ તેનુ નામ બ્રહ્મચર્ય છે

મનથી પણ ઉક્ત વિષયોને નહિ ઇચ્છવારૂપ મહાવ્રત મુમુક્ષ પુરુષોને હોય છે, અને યથાસભવ સામાન્યપણે તો તે વ્રત ગૃહસ્થ શ્રાવકોને પણ હોય છે મુનિયોમા સ્થૂલભદ્રાદિકના અને ગૃહસ્થોમા વિજય શેઠ અને વિજયા શેઠાણી તથા સુદર્શન શેઠ વિગેરેના તેમજ અનેક સતા અને સતીઓના દૃષ્ટાન્તો જગ જાહેર છે

અનાદિની વિષયવાસના ભાગ્યયોગે સર્વથા અથવા અશ

થી ઉપશાન્ત થયે છતે ઉક્ત મહાવ્રત સર્વથી કે દેશથી ઉદય આવે છે ઉક્ત મહાનતના દૃઢ અભ્યાસપૂર્વક ભાવનાથી તેની સિદ્ધિ થતા તે મહાશયને સહજ સતોષજન્ય અનત સુખ વ્યાપી જાય છે અને એવા સ્વાભાવિક સુખમા નિમગ્ન થયેલા યોગી પુરુષને કદાચ અપ્સરા ચલાયમાન કરવા યત્ન કરે તો તે તદ્દન નિષ્ફળ જાય છે એવા સ્વાભાવિક આત્મ સુખનીજ કામનાથી જે મહાશયો ઉક્ત મહાવ્રતને સેવે છે તે સકળ સુરાસુરને માન્ય થઇને અક્ષયસુખના અધિકારી થાય છે

ઉક્ત મહાવ્રતની રક્ષા માટે પ્રથમ નવ બ્રહ્મ—વાડો પાળવાની જરુર રહે છે માટે તે વાડોનુ સ્વરુપ સમજી દરેક સુમુક્ષુએ તેનો ખપ કરવો યુક્ત છે

૧ વસતિ–સ્ત્રી, પશુ, પડક વિગેરે રહે ત્યા બ્રહ્મચારીને રહેવુ કલ્પે નહિ

૨ કથા–કામકથા કરવી ઘટે નહિ

૩ નિષદ્યા–સ્ત્રી વિગેરેનુ આસન શયન વિગેરે વાપરવુ નહિ

૪ ઇદ્રિય–સ્ત્રી આદિકના અગોપાગ રાગબુદ્ધિથી નીરખવા નહિ

૫ કુડ્યતર–ભીત અથવા પડદા પાસે સ્ત્રી આદિકનો વાસ તજવો

૬ પૂર્વક્રીડા–પૂર્વે અવ્રતીપણે કરેલી કામ ક્રીડા સભારવી નહિ.

૭ પ્રણીત ભોજન–રસકસવાળા ઘેબર પ્રમુખનુ સ્નિગ્ધ ભોજન કરવુ નહિ

૮ અતિમાત્રાહાર–પ્રમાણથી વધારે લૂખુ ભોજન પણ કરવુ નહિ

પરિગ્રહરૂપ નથી પણ જો મૂર્છા રાખીને તેમનો સદુપયોગ કર વામા ન આવે તો તે સવ પરિગ્રહરૂપ થઈ પડે છે કેમકે મૂર્છા એજ પરિગ્રહ છે એમ જ્ઞાતપુત્ર શ્રી મહાવીર સ્વામીએ કહેલુ છે માટે મૂર્છા તજીને જેમ તપ, જપ, સયમવડે દેહને સાથક કરવામા આવે છે, તેમ ધર્મોપગરણને પણ તે તે ધર્મ કાર્યમા મૂર્છારહિત ઉદાર દીલથી ઉપયોગપૂર્વક વાપરી સાર્થક કરવા, એ વીરપુત્રોની ફરજ છે

---

## २१ वैराग्य भाव धारण कर.

सपदो जलतरग विलोला, यौवन त्रिचतुराणि दिनानि।
शारदाभ्रमिव चचलमायु , किं धनै॰कुरुत धर्ममनिन्द्य।१।

લક્ષ્મી જળતરગની જેવી ચપળ છે, યૌવન અલ્પ સ્થાયી હોવાથી અસ્થિર છે, અને આયુષ્ય શરદના વાદળા જેવુ ચચળ છે માટે હે ભવ્યો! તમે ક્ષણિક ધનનો લોભ તજીને સર્વોત્તમ એવા વીતરાગભાષિત ધર્મનુજ સેવન કરો

રાગીના ઉપર પણ વિરક્ત રહેનારી યા સ્વાર્થ પૂરતા કૃત્રિમ રાગને ધરનારી એવી નારીને કોણ સહૃદય પુરૂષ વાછે? તેતો વિરાગી ઉપર પણ પ્રેમને ધરનારી એવી મુક્તિકન્યાનેજ વાછે છે

દુનિયામા સર્વ કોઇ સ્વજનવર્ગાદિક સ્વાર્થનિષ્ઠજ છે એમ સુસ્પષ્ટ સમજ્યા છતા કોણ સહૃદય પુરૂષ તેમા નિષ્કારણ મગ્ન થઈ રહે? જ્યારે મોહ માયાનો પડદો દૂર ખસે છે ત્યારે અખડ સામ્રાજ્ય સુખને સાક્ષાત્ સેવનારા ચક્રવર્તી સરખા સિદ્ધ

પુરૂષો પણ પૂર્ણ વૈરાગ્યથી આ પૌદ્દગલિક સુખનો ત્યાગ કરીને સહજ આનંદને સાક્ષાત્ અનુભવવાને શ્રી વીતરાગ દેશિત ચારિત્ર ધર્મનો સ્વીકાર કરીને તેને સિંહની પેરે પાળવા પ્રવૃત્ત થાય છે

દુ ખગર્ભિત, મોહગર્ભિત, અને જ્ઞાનગર્ભિત એમ વૈરાગ્ય ત્રણ પ્રકારનો છે એ ત્રણેપ્રકારમા જ્ઞાનગર્ભિત વૈરાગ્યજ શિરોમણિ છે

જેમ હંસ ક્ષીર નીરને સ્વચંચુથી જૂદા પાડી ક્ષીરમાત્રનુ ગ્રહણ કરી લે છે તેમ જ્ઞાનગર્ભિત વૈરાગ્યવત-વિવેકાત્મા શુદ્ધ ચારિત્રના બળથી અનાદિ કર્મમળને દૂર કરી શુદ્ધ આત્મતત્ત્વ ( સહજાનંદ સુખ ) ને સાક્ષાત્ પામે છે

રાગદ્વેષાદિક દુષ્ટ દોષોને દૂર કરવાથીજ શુદ્ધ વૈરાગ્ય પ્રગટે છે, અને ઉકત વૈરાગ્યના દ્દઢ અભ્યાસથી રાગદ્વેષાદિક વિકારો સમૂળગા નાસે છે, ત્યારેજ આત્માની સહજ વીતરાગ (પરમાત્મ) દશા સાક્ષાત્ પ્રાપ્ત થાય છે

આવા વીતરાગ પરમાત્માના વચન સર્વથા પ્રમાણ કરવા યોગ્યજ હોય છે આ દુ ખમય અસાર સસાર મધ્યે શ્રી વીત રાગ દેશિત ધર્મનુ સેવન કરી લેવુ, એજ સારભુત છે, છતા પણ પ્રમાદવશવર્તી જનો સત્ય-સર્વજ્ઞ દેશિત ધર્મનુ યથાર્થ સે વન કરી શકતાજ નથી, જેથી પૂર્વ પુણ્યોદયે પ્રાપ્ત થયેલી આ અમૂલ્ય તકને ગમાવી તે બાપડાઓને પાછળથી બહુ શોચવુ પડે છે.

સમતાસાગર સત્પુરુષોના સદુપદેશનુ વિધિવત્ શ્રવણ મ-નન કરવાથી ભવ્ય જીવોને પૂર્વોકત ઉત્તમ વૈરાગ્યનો અપૂર્વ લા ભ મળે છે

- વિરક્ત ભાવે રહેતા વિશાળ રાજ્યાદિક ભોગો પણ બાધકભૂત

થઈ શકતા નથી. પણ અન્યથા તો ગાઢમોહથી આત્મા મલીન થયા વિના રહેતોજ નથી વિરકત પુરૂષ છતી વસ્તુએ અનાસકત રહે છે, અને મૂઢાત્મા તો તેમા સદાકાળ આસકતજ રહે છે શુદ્ધ વૈરાગ્યનીજ ખરી બલિહારી છે, ખરા વૈરાગ્યથી ચક્રવર્તીને સ્વ રાજ્ય તજવુ લગારે મુશ્કેલ નથી પણ મોહગ્રસ્ત ભીખારીને તો એક રામપાત્ર (શકોરૂ) તજવુ પણ ભારે કઠણ થઇ પડે છે શુદ્ધ વૈરાગ્યવત નિષ્કલક ચારિત્રને પાળી સર્વ દુખને શ માવી અતે અક્ષય સુખને વરે છે

---

## ૨૨ ગુણીજનોનો સંગ કર.

નિર્ગુણી એવા ખલ યા દુર્જનોનો સગ તજીને હે ભવ્ય તુ તારૂ સ્વહિત સાધવાને સદ્ગુણી-સજ્જનોનો સદા સમાગમ કર

સદ્ગુણીની સોબતથી નિર્ગુણ પણ ગુણવત થાય છે અને નીચ એવા નિર્ગુણીની સોબતથી સદ્ગુણી પણ નિર્ગુણી થઈ જાય છે જુઓ ! મલયાગિરિના સગથી સામાન્ય વૃક્ષો પણ ચદનતાને અને મેરૂગિરિના સગથી તૃણ પણ સુવર્ણતાને ભજે છે તેમજ લીમડાના સગથી આબા અને કોળાના સગથી કણ-કનો વાક વિનાશ પામે છે

સાધુ પુરૂષો સદુપદેશવડે સામાના અજ્ઞાન અધકારનો નાશ કરી તેને સત્ય વસ્તુનુ ભાન કરાવે છે, જેથી તેનો મોહ ભ્રમ દૂર નાસે છે

ગુણીજનો નિગુણજનોને પણ સદ્ગુણી કરવા ઇચ્છે છે, ગુણીમાથી ગુણ ગ્રહણ કરે છે, સદ્ભૂત ગુણનુ ગાન કરે છે

અને પોતાના ગુણોનો પણ ગર્વ કરતા નથી એવા સદ્ગુણીનો સંગ મહા ભાગ્યયોગેજ થાય

ગુણીજનો મનથી, વચનથી અને કાયથી નિઃસ્પૃહપણે પરોપકાર કરે છે.

સદ્ગુણીના સંગથી આમાના પાપનો લોપ થાય છે, ધર્માચરણ કરવામાં નિર્મળ મતિ વિસ્તરે છે, વૈરાગ્ય પ્રકટે છે, એહરાગ વિઘટે છે, સર્વ ઇંદ્રિયો ઉપર કાબુ મળે છે, શોક, કલેશ અને ભયાદિક દુઃખનો જય થઈ શકે છે અને સંસારનો પાર થાય છે એમ સમજીને સ્વ ચરિત્રને નિર્મળ કરનાર એવા સત્પુરૂષોની સોબત તું નિરંતર કર પાત્રાપાત્રની યોગ્ય કદર ગુણી પુરૂષજ કરી શકે છે પણ નિર્ગુણી કરી શકતો નથી તેથી જો સામામાં પાત્રતા હશે તો તે તેને સ્વસમાન કરવા પણ ભૂલશે નહિ, પરંતુ જો પાત્રતાની ખામી જણાશે તો પ્હેલું લક્ષ સામાને પાત્રતા પ્રાપ્ત કરાવવા દોરશે, અને તે યોગ્યજ છે કેમકે સુપાત્રમાંજ કરેલો શ્રમ સાર્થક થાય છે કહ્યું પણ છે કે "પાત્રાપાત્રનો વિવેક શિખવાને ગાય અને સર્પનો મુકાબલો કરવો ગાયને તૃણ-ભક્ષણથી દૂધ થાય છે અને સાપને દૂધ પાવાથી પણ ઝેરજ થાય છે" સુબુદ્ધિજનોએ તો સર્વથા પ્રથમ પાત્રતાજ પ્રગટ કરવા લક્ષ્ય દોરવાનું છે

---

# ૨૩ શ્રી વીતરાગને ઓળખી વીતરાગનું સેવન કર.

જેને મહાકલેશકારી રાગ, શાન્તિભંજક દ્વેષ અને અસમ્યગ

જ્ઞાનાચ્છાદક તથા વિપરીત ચેષ્ટાકારી મોહ સર્વથા નષ્ટ થયા છે, અને ત્રિભુવનમા જેનો મહિમા ગવાયો છે તેજ ખરા મહાદેવ છે જે વીતરાગ, સર્વજ્ઞ, અક્ષય સુખના સ્વામી, કિલષ્ટ એવા કર્મથી મુકત અને સર્વથા દેહાતીત-જન્મ મરણથી રહિત થયા છે જે સર્વ દેવોના પુજ્ય છે, સર્વ યોગીયોના ધ્યેય છે અને સર્વ નીતિના કર્તા છે તેજ ખરા મહાદેવ છે એ પ્રમાણે શ્રેષ્ઠ ચરિત્રવાળા જેમણે સર્વ દોષ રહિત મોક્ષ માર્ગ પ્રકાશક શાસ્ત્ર પ્રરૂપ્યા છે તેજ પરમ દેવ પરમાત્મા છે

સદા સાવધાનપણે તેમની આજ્ઞાનો અભ્યાસ કરવો એજ તેમની આરાધનાનો ખરો ઉપાય છે અને તે પણ શકિતના પ્રમાણમા કરવાથી અવશ્ય ફળદાયી નિવડે છે છતી શકિત ગોપવીને પ્રાપ્ત સામગ્રીનો જોઇએ તેવો મર્મજ્ઞ આજ્ઞાને અનુસાર સદુપયોગ નહિ કરનાર પ્રમાદશીલ જનોને શ્રી વીતરાગ સેવાનો યથાર્થ લાભ મળી શકતો નથી જેમ પરોપકારશીલ એવા કુશલ વૈદ્યના નિસ્વાર્થ વચનાનુસારે વર્તન કરનાર વ્યાધિગ્રસ્ત જનોના વ્યાધિનો અત આવે છે, તેમ પરમાત્મ પ્રભુના એકાત હિતકારી વચનને પરમાર્થથી અનુસરનાર ભવ્ય જીવોના ભવદુખનો જરૂર અત આવે છે

એવી રીતે પરમશાત, કૃતકૃત્ય, અને સર્વજ્ઞ-સર્વદર્શી ? એવા વીતરાગ પરમાત્માને સમ્યગ્ ભકિત-ભાવથી સદા નમસ્કાર થાઓ !

મોહ માયા તજીને જે પ્રસન્નચિત્તથી પરમાત્મ પ્રભુની પૂજા સેવા કરે છે તે સર્વ અઘને ટાળી અતે અનઘ એવા અક્ષયપદને વરે છે જે ઉપર મુજબ પરમાત્માનુ સ્વરૂપ સદ્બુદ્ધિથી વિચા

રીને વિવેક પૂર્વક તેમની પવિત્ર આજ્ઞાને યથાશકિત આરાધવા રૂપી ઉપાસના નિષ્કપટપણે કરે છે તે અનુક્રમે દઢ અભ્યાસના યોગથી સર્વ દુઃખને અંત કરીને પોતેજ પરમાત્મપદને વરે છે

## ૨૪ પાત્રાપાત્રને સમજી સુપાત્રને દાન દે.

જે સંસારથી ઉદાસીન થઈ, સર્વજ્ઞ વીતરાગ વચનાનુસારે સર્વ આરંભ પરિગ્રહનો ત્યાગ કરી પાંચ મહાવ્રતોને ધારણ કરીને સ્વ કર્તવ્ય સાવધાનપણે સાધવા ઉજમાળ રહે છે તે જૈન-શાસનમાં સુપાત્ર કહેવાય છે તેથી વિરુદ્ધ વર્તન કરનાર પ્રમાદી, સ્વચ્છંદી યા દંભી ઢોળઘાલુની કુપાત્રમાં ગણના થાય છે કલ્યાણાર્થીએ કુપાત્રની ઉપેક્ષા કરીને પ્રતિદિન સુપાત્રનીજ પોષણા કરવી યુકત છે

સુપાત્રમાં પણ ન્યાયોપાર્જિત દ્રવ્યવડે વિવેક પૂર્વક ક્ષેત્ર કાલાદિ વિચારીને કરેલો વ્યય અત્યંત હિતકારી થાય છે

સુપાત્રને કુપાત્ર બુદ્ધિથી કે કુપાત્રને સુપાત્ર બુદ્ધિથી દીધેલું દાન દૂષિત છે

પાત્રાપાત્રની યોગ્ય પરીક્ષા પૂર્વક સુપાત્રને સ્વલ્પ પણ આપેલું વિવેકવાળું દાન અમૂલ્ય થઇ પડે છે, વિવેક વિના તો તે વિશેષ પણ ફલીભૂત થતું નથી

સ્વાભાવિક પ્રેમ, ઉલ્લાસ, ઉદારતા, અને અકુંઠિત ભાવના વિગેરે વિવેક યુકત દાનના ભૂષણ છે, તેથી દાતાને અત્યંત લાભ થાયછે

સ્વાતિ નક્ષત્રનુ જળ જેમ પાત્રતા પ્રમાણે જુદા જુદા ફળ આપે છે, તેમ ગમે તેવુ સારૂ દ્રવ્ય પણ પાત્રતાના પ્રમાણમાજ ફળીભૂત થાય છે માટેજ પાત્રાપાત્ર સબધી વિચાર પ્રથમ કર્તવ્ય છે સુપાત્ર દાનથી શાળીભદ્રની પેરે વિશાળ ભોગ પામી પછી સ્વર્ગ યા મોક્ષના સુખ પ્રાપ્ત થાય છે અરે તેની અનુમોદના માત્રથી મૃગલા જેવા મુગ્ધ પ્રાણી પણ સાક્ષાત્ દાતારની પેરે સ્વર્ગ ગતિ પામે છે તો પછી પરમ પ્રેમ પૂર્વક પવિત્ર ચારિત્રપાત્ર સાધુજનોને જે સદા ઉલ્લસિત ભાવે દાન દે છે, અને અન્ય દેનારની અનુમોદના કરે છે તેમનુ તો કહેવુજ શુ ? તેતો તેમના પવિત્ર આશયથી અક્ષય સુખનાજ અધિકારી થાય છે તેથી શાસ્ત્રકારે યોગ્યજ કહ્યુ છે કે હે ભવ્યો ! તમે અનેક ગુણનિધાન સ્વર્ગ મોક્ષદાયક સકલ સુખકારક, પાપ ઓઘ નિવારક, સ્વપર હિતદાયી, અને સર્વ સતોષકારી એવુ અક્ષય સુખ હેતુક દાન નિર્ગ્રંથ મુનિયોને સદા આપો

---

## २५ जरुर जणाय त्याज जिनालय जयणाथी करावबु

કોઇક ભાગ્યશાળી ભવ્યનુજ દ્રવ્ય જયણાથી જિનાલયમા વપરાય છે

નવુ જિનાલય કરવા કરતા જૂનુ સમરાવવામા સામાન્ય રીતે આઠ ગુણુ ફળ શાસ્ત્રકારો કહે છે શુદ્ધ સમજથી તો તે કરતા અનતગણુ ફળ મળે છે

ન્યાયોપાર્જિત દ્રવ્યવાળો, ઉદાર આશય, મોટી લાગવગવાળો, શાસ્ત્ર નીતિ પ્રમાણે ચાલનારો, ભવભીરૂ શ્રાવકજ જિનાલય કરાવવાનો અધિકારી છે કેમકે તેજ તેને જયણા પૂર્વક નિર્વિઘ્ને કરાવી સાધવી શકે છે,

જિનાલય કરાવતા કોઇપણ જીવને લગારે કિલામના ઉપજાવવી નહિ તેમા ઉત્તમોત્તમ વસ્તુઓ વાપરવી, અને કારીગરોના કામની વિશેષે કદર કરવી નીચ જાતિના લોકોને યા મદ્યમાસ સેવીને તેમા કામે લગાડવા નહિ દયાના કામમા પૂરતી કાળજી રાખવી

ચૈત્ય પૂર્ણ થયે છતે તેમા વિલબ રહિત વિધિવત્ જિનબિબની સ્થાપના કરવી બિબ પ્રતિષ્ઠાદિક સત્ ક્રિયા યથાયોગ્ય સુવિહિત સાધુ પાસે કરાવવી સૂરિમત્રાદિકથી પ્રતિષ્ઠિત પ્રભુ પ્રતિમામા અપૂર્વ ચૈતન્ય પ્રગટે છે, જેથી ભવ્ય જીવોને દર્શન કરતા સાક્ષાત્ સમવસરણનુ ભાન થાય છે, અને પ્રભુ મહિમાથી પૂજા ભક્તિમા ભાવિક જીવો તલ્લીન થઇ જાય છે

પ્રભુ પ્રતિમા શાસ્ત્રોક્ત નીતિ મુજબ પ્રમાણમા નાની યા મોટી કરાવવામા આવે છે જેને દેખતાજ ભવ્ય જીવોને પ્રભુની પૂર્વ અવસ્થાનુ યથાર્થ ભાન થઇ આવે છે, જેથી તેઓ છદ્મસ્થ, કેવળી, અને નિર્વાણ અવસ્થાને જૂદી જૂદી રીતે ભાવી શકે છે

સ્નાનાર્ચનવડે છદ્મસ્થ અવસ્થા, પ્રાતિહાર્યવડે કેવળી અવસ્થા, અને પર્યંકાસને કાઉસ્સગ્ગમુદ્રાથી પ્રભુની નિર્વાણ અવસ્થા ભાવી શકાય છે

જિનબિબ યુક્ત જિનાલય જ્યા સુધી સ્થિર રહે ત્યા સુધી

અનેક ભવ્ય જીવો ઉક્ત ભાવના વડે મહાન્ લાભ ઉપાર્જન કરી અનેક ભવસંચિત કર્મનો ક્ષય કરીને નાગકેતુની પેરે અવિચળ પદવી વરે છે

આથી કેવળ જશ કીર્તી માટે જરૂર વિના નવા જીના લય કરવા કરતા જીર્ણ જીનાલય સમરાવવાની કેટલી બધી જરૂર છે તે સ્પષ્ટ સમજી, અલ્પ દ્રવ્યથી, અલ્પ શ્રમથી અને અલ્પ વખતથી અચિંત્ય લાભ લેવાને અને એમ કરીને અક્ષય નામના

નને આત્માર્થી જનોએ ભુલવુ જોઇતુ નથી જ્યા સુધી

અને અન્ય દિચે લક્ષ્મી સાધન છે, ત્યા સુધીજ તેવુ મહત્વનુ

તેતો તેમના ત્ર પણ બની શકે તેમ છે એમ જાણી વિચારમાજ

છે તેથી શાર ગાડતા આવા પરમાર્થવાળાં કાર્યમાજ તેને સફળ

ગુણનિધાન સ્ છે જીર્ણોદ્ધાર કરાવનાર મહાશય પોતાના આત્મા

રક, સ્વપર હિ કરે છે એટલુજ નહિ પણ અનેક ભવ્યાત્માઓનો

હેતુક દાન નિ કરે છે તે વાત ઉપરલી હકીકત સમભાવે વિચા

રૂમ પડશે

२५ जरुर ણ અનેક ભૂપતિ, અમાત્ય અને શ્રેષ્ઠીલોકોએ આવા સ્વપર ઉદ્ધાર કર્યાના દાખલા શાસ્ત્રમા મોજુદ છે

---

કોઇક ભાગ્યશાળી ळि भावनाओ भाव्य

મા વપરાય છે

નવુ જિનાલય કરવા કરતા શીળ, કે તપ વિગેરે ધર્મ

રીતે આઠ ગુણુ ફળ શાસ્ત્રકારો કહે છે શકાય તેને માટે શોચ

કરતા અનંતગણુ ફળ મળે છે વિધિવત્ ધર્મક

કહેવાય છે ઉક્ત ભાવના વડેજ કરેલી કરણી સફળ થાય છે, અભિનવ ભાવ પેદા થાય છે અને અંતે ભવ ભ્રમણનો અંત આવે છે

મૈત્રી, મુદિતા, કરૂણા, અને માધ્યસ્થ્યરૂપ ભાવના ચતુષ્ટય દરેક કલ્યાણાર્થી જનોએ પ્રત્યહ ભાવવા-આદરવા યોગ્ય છે, તેથી ઉક્ત ચારે ભાવનાઓનું સ્વરૂપ કંઈક સંક્ષેપથી પણ જાણવાની જરૂર છે

૧ મૈત્રી—સર્વ કોઈ મારા મિત્ર છે, કોઈ મારા શત્રુ છેજ નહિ સર્વ કોઈ સુખી થાઓ ! કોઈ દુઃખી નજ થાઓ ! સર્વ કોઈ સુખના માર્ગે ચાલો ! કોઈ પણ દુઃખના માર્ગે નહિ ચાલો ! સર્વ કોઈ સત્ય સર્વજ્ઞ ભાષિત ધર્મનુંજ શરણ ગ્રહો! કોઈ પણ અધર્મ યા કુધર્મના પાસમાં નહિ પડો! એવી પવિત્ર બુદ્ધિ સર્વ પ્રતિ રાખવી તે મૈત્રી૦

૨ મુદિતા—યા પ્રમોદ-મેઘમાળાને દેખી જેમ મોર કેકા રવ કરે છે અને ચંદ્રને દેખી જેમ ચકોર ખુશી થાય છે તેમ ગુણ મહોદયને દેખીને ભવ્ય જીવો અંતરમાં આલ્હાદ પામી ઉલ્લસિત થાય તે મુદિતા૦

૩ કરૂણા—કોઈ દીન દુઃખીને દેખી સ્વશક્તિ અનુસારે સહાય અર્પી તેનું દેખીતું દુઃખ દૂર કરવા, અને ધર્મહીન જીવોને યથાયોગ્ય હિતોપદેશ દઈ ધર્મ સન્મુખ કરવા ઉચિત સહાય આપી ધર્મના અધિકારી બનાવવા પ્રયત્ન કરવો તે કરૂણાભાવના કહેવાય છે

૪ મધ્યસ્થ—દેવ ગુરૂ ધર્મના નિંદક, નાસ્તિક, નિર્દય

નિષ્પ્રતિકાર્ય (જેને કોઇ રીતે હિતોપદેશ લાગે નહિ એવા અ નાર્ય) જીવો ઉપર પણ દ્વેષ નહિ કરતા કર્મની વિચિત્રતા માત્ર વિચારી તટસ્થ રહી સ્વકર્તવ્ય કરવુ પણ નાહક રાગદ્વેષથી કર્મ બધ થાય તેમ નહિ કરવુ તેનુ નામ મધ્યસ્થ ભાવના છે

અથવા ભવ વૈરાગ્યને કરનારી અનિત્ય, અશરણ, સસાર, એકત્વ, અન્યત્વ આદિ દ્વાદશ ભાવનાઓ ભવ્ય જીવોએ નિરતર ભાવવા યોગ્ય છે ઉક્ત ભાવનાઓના બળ થકી ભરત મહા રાજા મરૂદેવાદિક અનેક ભાવિત આત્માઓ પરમપદના અધિકારી થયા છે તથા દરેક મોક્ષાર્થી જનોએ ઉક્ત ભાવનાઓનો પ્રતિ દિન પરમાર્થથી અભ્યાસ કરવો યોગ્ય છે

પૂર્વોક્ત ભાવના વિના કરવામા આવતી ધર્મકરણી પણ અલૂણા ધાન્યની પેરે લુખીજ લાગે છે અને ભાવના યુક્ત તે અમૃત ક્રિયા શીઘ્ર મોક્ષ સુખ અર્પે છે

---

## ૨૭ रात्री भोजननो त्याग कर.

સૂર્ય અસ્ત થયા પછી અન્નાદિ ભોજન માસ સમાન અને જળ પાનાદિ રૂધીર સમાન કહ્યુ છે તેથી જ્ઞાની પુરૂષોને તે વર્જ્યજ છે

દિવસમા પણ ભોજન કરતા અનેક સૂક્ષ્મ જીવો ઉડતા ભોજનમા આવી પડે છે તો પછી રાત્રી વખતે તો તેવા અસ- જીવો ભોજનમા આવી પડે એમા તો કહેવુજ શુ ? આ રાત્રિ ભોજન વર્જ્ય છે દિવસમા પણ [illegible] કરતા ઉ નહિ રાખવાથી યા ભોજન [illegible] વર્જ્ય

કોઇ ઝેરી જીવ કે તેની ઝેરી લાળ માહે પડ્યા હોય તો તેથી ભોજન કરનારના જીવનુ પણ જોખમ થાય છે

જો દિવસમા પણ બેદરકારીથી આટલો ભય રહે છે તો રાત્રિમા એવા અવનવા બનાવો સ્વભાવિકજ બનવા પૂરતો ભય રાખવો જોઇયે જો ભોજનાદિક કરતા ભોજનમા જૂ આવી જાય તો જળોદર રોગ પેદા થાય, જો કરોળીયો વગેરે આવે તો લૂતા ( કોઢ ) આદિક રોગ પેદા થાય, જો કીડી યા ધનેડા વિગેરે ક્ષુદ્ર જીવો આવે તો બુદ્ધિ નષ્ટ થાય માખી, આવે તો વમન થાય, વાળ આવે તો કઠ (સ્વર) ભગ થાય, અને ઝેરી જીવોના વિષ ગરલાદિક આવે તો પોતાના પ્રાણ પણ જાય. એમ સમજીને સ્વદેહની રક્ષા માટે પણ રાત્રિભોજનનો સર્વથા ત્યાગ કરવો ઉચિત છે પરમાર્થબુદ્ધિથી તેનો ત્યાગ કરવાથી તો અસખ્ય જીવોને અભયદાન દેવાના અનત પુન્યના ભાગી થઇને ઉભયલોકમા ઉત્કૃષ્ટ સુખ પામી શકાય છે આથી રાત્રિભોજનનો સર્વથા ત્યાગ કરવા શાસ્ત્રકારોએ ભાર દઇને કહ્યુ છે

શાસ્ત્ર સબધી પવિત્ર આજ્ઞાનો ભગ કરીનેજ મૂઢમતિ જનો રાત્રિભોજન કર્યા કરે છે, તેઓ પુણ્ય સામગ્રીને નિષ્ફળ કરીને, કરેલા કિલષ્ટ કર્મના યોગથી ભવાન્તરમા ઘૂવડ, નોળીયા, સાપ, માર્જાર, અને ગરોળી જેવા નીચ અવતાર પામી નરકાદિકની મહાવ્યથાને પામે છે રાત્રિભોજનને શાસ્ત્ર નીતિથી તજનાર ભાઈ બ્હેનોએ સૂર્ય અસ્ત પહેલા બે ઘડીથી માડીને સૂર્યોદય પછી ભોજનનો ત્યાગ કરવો જોઇયે અને એમ કરવાથી એક માસમા ૧૬ ઉપવાસનો લાભ સહેજ મળી શકે છે તેમજ જો ' ગઠ-

અજ્ઞાન-અવિવેક એ મોહ બધનનુ, અને જ્ઞાન-વિવેક એ વૈરાગ્ય દશા પ્રગટ કરવાનુ પ્રબળ કારણ છે

પૂર્વે જીવે જેવો શુભાશુભ અભ્યાસ કર્યો હોય છે તેવોજ તેને જન્માતરમા ઉદય આવે છે, એમ સમજીને સદા શુભજ અભ્યાસ સેવવો અને અશુભ અભ્યાસ ત્યજી દેવો યુક્ત છે

જે લક્ષ્યપૂર્વક સદા શુભ અભ્યાસનુજ સેવન કરે છે, તેને પૂર્વ સેવિત અશુભ કર્મોનો આપોઆપ અનુક્રમે અત આવે છેજ

જેમ નિર્મોહી-મોહરહિત મહાપુરૂષ વસ્તુસ્વરૂપને જાણી જોઇ શકે છે તેમ મોહાધીન-મૂઢાત્મા કદાપિ જાણી શકતો નથી તેતો બેભાનતાથી છતા ગુણમા દોષનો અને છતા દોષમા ગુણનો આરોપ કરી લે છે આવો વિભ્રમકારી મોહ દૂર કરવા મુમુક્ષુઓએ સતત ઉદ્યમ કરવો યુક્ત છે મોહનો ક્ષય કરવામાજ તેમના ચારિત્રની સફળતા રહેલી છે, એમ સમજીને જેમ રાગાદિક વિકારોનો લોપ થાય તેમ તેઓ પ્રમાદરહિત પરમાર્થ પથમા પ્રવર્તવા પ્રતિદિન પ્રયત્નશીલ રહે છે અને અન્ય આત્માર્થી જનોને પણ ઉક્ત સન્માર્ગમાજ પ્રવર્તાવવા ઉપદિશે છે

---

## २९ खोटी ममतानो त्याग कर.

**नित्य मित्र समो देहः, स्वजना· पर्व सन्निभा ।**
**जुहार मित्र समो ज्ञेयो, धर्मः परम बांधवः—**

જીતશત્રુ રાજાને સુબુદ્ધિ નામા પ્રધાન છે બુદ્ધિ નિધાન હોવાથી તે રાજાને બહુ વહાલ છે, છતા ક્વચિત્ દૈવવશાત તેના

ઉપર કુપિત થયાથી તેણે કોઇક મિત્રનુ જ્યા સુધીમા રાજાનો કોપ શાન્ત થઇ જાય ત્યા સુધી શરણુ લેવાનુ ધાર્યું તેને નિત્ય મિત્ર, પર્વ મિત્ર, અને જુહાર મિત્ર નામના ત્રણુ મિત્ર છે પ્રથમ નિત્ય મિત્ર પાસે ગયો તો " અતિ પરિચયાત્ અવજ્ઞા " એ ન્યાયથી તેની વાત હસી કાઢવાથી તે પછી પર્વ મિત્ર પાસે ગયો. તેણે કઇક પ્રથમ તો આશ્વાસન આપ્યુ પણુ સત્યવાત નિવેદન કરીને દાદ માગતા તેણે પોતાનુ અસામર્થ્ય જણાવ્યુ છેવટ પ્રધાન ક ટાળીને જુહાર મિત્ર પાસે આવ્યો તો તેણે પોતાના ઉદાર સ્વભાવને અવલબી પ્રધાનને અસાધારણુ આવકાર આપીને ભારે આશ્વાસન પૂર્વક જણાવ્યુ કે મિત્ર ! આજ તમે કંઈ ભારે આપત્તિમા આવી પડયા છો એમ તમારી મુખમુદ્રા ઉપરથી હુ સમજી શકુ છુ તેથી કહુ છુ કે તમે નિશ્ચિત થઈને જે દુખનુ કારણુ હોય તે મને શીઘ્ર જણાવો આથી પ્રધાનને ઘણી હિમત આવી, અને સત્ય હકીકત નિવેદન કરવાથી તેણે કહ્યુ કે ભાઇ ! લગારે ફીકર કરશો નહિ જ્યા સુધી મારા ખોળીયામા પ્રાણુ છે ત્યા સુધી તમારો વાકો વાળ કરવાને કોઇ સમર્થ નથી તમે સુખેથી અહિ રહો આવા આવકારવાળા આશ્વાસનથી અત્યત સુખી થયેલો પ્રધાન જુહાર મિત્રનુ જ શરણુ કરીને રહ્યો કાળ જતા રાજાનો કોપ પણુ ઉપશાત થયો, અને પ્રધાનની ભીતિ નષ્ટ થઇ ગઇ પણુ આવેલી વિપત્તિમા તેને મિત્ર સબધી યથાર્થ અનુભવ થઈ આવ્યો આપણે પણુ આમાથી બહુ સરસ શિખામણુ લેવાની છે યમરાજાને જિતશત્રુ રાજા સમાન સમજવો અને આત્માને સુબુદ્ધિ પ્રધાન સમાન સમજવો, તેમજ દેહને નિત્ય

મિત્ર સમાન, સ્વજન વર્ગને પર્વ મિત્ર સમાન અને પરમ ઉપગારી ધર્મને જુહાર મિત્ર સમાન સમજવો જ્યારે યમરાજા કુપિત થાય છે, અને કોઈનો અવસાન વખત આવે છે ત્યારે તે ગાભરો બનીને પોતાના બચાવ માટે બહુ બહુ ફાફા મારે છે પરંતુ તે સર્વ નિષ્ફળ જાય છે પ્રતિદીન યત્નપૂર્વક પાળી પોષીને પોઢો કરેલો દેહ તેને લગારે સહાય દેતો નથી, તેમજ વળી પ્રસંગે પોષવામા આવતા સ્વજનો પણ તેને મુખથી મીઠું બોલવા ઉપરાત કંઈપણ વિશેષ સહાય કરી શકતા નથી પરંતુ જુહાર મિત્રની જેમ અલ્પ પરિચિત છતા ઉદાર આશયવાળો ધર્મજ કેવળ પરમ ઉપકારી બંધુની પેઠે પરમ સહાયભૂત થાય છે એમ સમજીને શાણા માણસોએ દુષ્ટ દેહાદિકનો મોહ તજીને એકાંત હિતકારી પરમ ગુણનિધાન સદગતિદાતા ધર્મનોજ આશ્રય કરવો યુક્ત છે તેની ઉપેક્ષા કરી દેહાદિક ઉપર મમતા રાખવી કેવળ અનુચિતજ છે વિવેકી હંસો તો દેહ મમત્વને તજીને નિર્મળ ધર્મ રસાયણનુંજ પાન કરે છે

---

## ३० संसारसायरनो पार पामवा प्रयत्न कर.

નર્ક, તિર્યંચ, મનુષ્ય અને દેવતા સંબંધી ૮૪ લક્ષ જીવાયોનીથી અતિ ગહન અને મહા ભયકર ભવસાગરને તરી પાર પામવુ અતિ અવશ્યનુ છે

દુર્બુદ્ધિ, મત્સર અને દ્રોહરૂપી તોફાનથી સંસારસાયરમા સ્વચ્છંદપણે પરિભ્રમણ કરનાર લોકોને ભારે સંકટ સહન કરવુ પડે છે

કષાયરૂપી પાતાલ કળશા, કામરૂપી વડવાગ્ની, સ્નેહરૂપી ઇંધન અને ઘોર રોગશોકાદિ રૂપ મચ્છ કચ્છપથી આકુળ એવા અજ્ઞાનમય તળાવાળા સંસારસમુદ્રના માર્ગો દુર્ગના ડુંગરાઓથી આસપાસ રૂંધાયેલા છે એ સર્વ વિષમ સંયોગોમાંથી સહજમાં પસાર થઈ જવુ બહુ દુર્લભ છે, તેથી તેની પાર જવાને ઇચ્છનારે અત્યંત કાળજી રાખવાની જરૂર છે, સંકટ સમયે હિંમત હારી જનાર પ્રમાદીજનો ભવનો પાર પામી શકતા નથી પણ ગમે તેવા વિષમ સંયોગોને સમભાવે ભેટી પુરૂષાર્થ યોગે પોતાનો માર્ગ કાપે છે તેજ અંતે ભવનો અંત કરી શકે છે

ખરા હિંમતવાન પુરૂષો આપત્તિને સંપત્તિરૂપ દેખીને સુખે ઉલ્લંઘી જાય છે પણ પુરૂષાર્થહીન જનો તો પ્રાપ્ત સંપત્તિનો પણ સદુપયોગ કરી શકતા નથી એટલુંજ નહિ પણ ઉલટો તેનો દુરૂપયોગ કરીને દુખી થાય છે

જેમ રાધાવેધ સાધનાર માણસને રાધાવેધ સાધતાં બારીક ઉપયોગ રાખવો પડે છે, તેમ દરેક મુમુક્ષુ જનને પણ અવશ્ય રાખવાનો છે

સમ્યગ્ જ્ઞાન, સમ્યગ્ દર્શન (શ્રદ્ધા) અને સમ્યગ્ વર્તન–સદાચરણ (એ રત્નત્રય) આ સંસારસાયર તરીને પાર પામવાનો અકસીર ઉપાય છે

જન્મમરણજન્ય અનંત દુખ જળથી આ સંસારસમુદ્ર ભરેલો છે છતાં તીર્થંકર જેવા નિપુણ નિર્યામકની સહાયથી તેનો સુખે પાર પામી શકાય છે

દૃઢ સંકલ્પથી સંસારસાગરનો પાર પામવાની પવિત્ર બુદ્ધિથી સર્વજ્ઞ વચનાનુસારે સદુદ્યમ સેવનાર સત્પુરૂષ જરૂરસ-

સારનો પાર પામે છે ઉત્તમ પ્રકારની ક્ષમા, સરલતા, નમ્રતા, નિર્લોભતા, ઉપરાત તપ, સયમ, સત્ય, શૌચ, નિર્મમતા અને બ્રહ્મચર્ય રૂપ દશવિધ યતિધર્મનુ યથાર્થ સેવન કરનાર શીઘ્ર મોક્ષસુખ સાધી શકે છે શુદ્ધ યતિ ધર્મની અનુમોદનાપૂર્વક યથા યોગ્ય સહાય અર્પનાર સવિજ્ઞ પક્ષીય સાધુ યા શ્રાવકો પણ નિર્દભાચરણથી અનુક્રમે સસાર સમુદ્રનો અત કરી અક્ષયસુખને સાધી શકે છે.

---

# ૩૧ ધૈર્યને ધારણ કર.(HAVE PATIENCE)

સમતાના ફળ મીઠા છે અને તે અનુભવગમ્ય છે. કઈપણ સતકાર્ય ધીમેથી પણ દૃઢતાથી કરનાર અંતે અવશ્ય ફતેહમદ નીવડે છે, તેમ અધીરજથી એકાએક કરનાર ભાગ્યેજ ફતેહ મેળવે છે નિયમ વગરની ઉતાવળ ઉલટી નુકશાનકારી નિવડે છે

દીર્ઘદૃષ્ટિ જનો કોઈપણ મહત્વનુ કાર્ય પ્રથમ નાના પાયાથી શરૂ કરે છે અને અનુકૂળ સામગ્રી મળતા તેને ઉત્સાહપૂર્વક આગળ વધારે છે

અદીર્ઘદૃષ્ટિ જનોને તો તેવો પૂર્વાપર વિવેક નહિ હોવાથી અનુકૂલ સામગ્રીના વિરહે ઉત્સાહભગથી આરભેલુ ગમે તેવુ મહત્વનુ કાર્ય પણ છોડી દેવુ પડે છે

વ્યાવહારિક કાર્યની પેરે કોઈપણ ધાર્મિક કાર્યમા પણ આત્માર્થી પુરૂષે અભ્યાસપૂર્વક હિમતથી આગળ વધવાની જરૂર છે

-ધર્માર્થી પ્રથમ પાત્રતા મેળવવાને માટે માર્ગાનુ-

સારી થવુ યુક્ત છે અને અક્ષુદ્રતાદિક ઉત્તમ ગુણોનો અખંડ અભ્યાસ કરીને ક્ષુદ્રતા, નિર્દયતા, શઠતા, અપ્રમાણિકતા, અનીતિ, અન્યાય, અસત્ય, અહંકાર, કૃતઘ્નતા અને સ્વાર્થઅંધતા વિગેરે અનાર્ય દોષોને પ્રથમ જરૂર દેશવટો દેવો જોઇયે

આ પ્રમાણે અનુક્રમે અધિકાર પામીને સત્ સમાગમની ટેવ પાડીને તેમાથી વખતો વખત મધ્યસ્થપણે સત્યને સમજી સત્ય ગ્રહણ કરવુ જોઇયે આ પ્રમાણે વધતી જતી સત્ય તત્વરૂચિથી અને તત્વજ્ઞાનથી સમ્યકત્વ અપરનામ સમકિત યા સમ્યગ્ દર્શનની પ્રાપ્તિ થાય છે આનુ નામજ તત્વશ્રદ્ધા તત્ત્વ યા વિવેકખ્યાતિ કહેવાય છે,

તત્વ શ્રદ્ધારૂપી વિવેકદીપક ઘટમા પ્રગટયા પછી અનુક્રમે તત્વાચરણ–સન્માર્ગ સેવન કરવા માટે સતત પ્રયત્ન કરવો જોઇયે, અને તેવો દૃઢ અભ્યાસ કરીને સદ્ગુરૂ સમીપે સમકિત મૂળ ઉકત અહિંસા, સત્ય, અસ્તેયાદિક વ્રતો યથાશક્તિ આદરવા જોઇયે તેમા પણ પ્રથમ માસ, મદિરા, શીકાર પરદારા ગમન, વેશ્યાગમન, ચોરી, અને જુગારરૂપ સપ્ત વ્યસનોને તો ઉભયલોક વિરૂદ્ધ જાણીને અવશ્ય પરીહરવા જોઇયે તેમજ મધ, માખણ, ભૂમિકંદ અને રાત્રિભોજન વિગેરે પણ વર્જવા જોઇએ

સુશ્રાવકે અનુક્રમે સદ્ગુરૂ સમીપે પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચ્યાર શિક્ષાવ્રત મળીને દ્વાદશ વ્રત સબધી દૃઢ નિયમ લેવો જોઇએ આવા વ્રતધારી શ્રાવકોએ પ્રભુની પવિત્ર આજ્ઞાને અનુસરી એવો તટસ્થ અને ન્યાયયુક્ત–નિષ્પક્ષપાત વ્યવહાર ચલાવવો જોઇએ કે તે પ્રાય સર્વ કોઇને પ્રીય થઇ પડયા વિના રહેજ નહિ નિપુણ શ્રાવક ન્યાયનો એવો નમુનો

હોવો જોઇએ કે કોઈ પણ સહૃદય પુરૂષ તેનું અનુમોદન યા અનુકરણ કરવા ચુકે નહિ,

આવા સુશ્રાવકો જરૂર સ્વપરની ઉન્નતિપૂર્વક પવિત્ર જીનશાસનની ઉન્નતિ પણ કરી શકે છે, અને અનુક્રમે સત્ ચારિત્રને સેવી અક્ષયસુખના અધિકારી થઇ શકે છે

શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકય લક્ષણ સમ્યકત્વપૂર્વક દ્વાદશ વ્રતધારી શ્રાવકો, ધર્મઆરાધક થઇને આનંદ, કામદેવની પેરે એકાવતારી થઇને અંતે શાસ્વત સુખને પામી શકે છે

કેટલાક ભવભીરૂ મહાશયો સંસારની અસારતા વિચારીને, પૂર્વોકત વ્રતોનું યથાર્થ પાલન કરી, મુની યોગ્ય મહાવ્રત લેવા ઉજમાળ થાય છે

મહાવ્રત લેવાના અર્થીજનોએ પ્રથમ તેનું સ્વરૂપ યથાર્થ પીછાણીને થોડો વખત પણ પહેલા તેનો અભ્યાસ પાડીનેજ તે લેવા યોગ્ય છે અનનુભવીપણે મહાવ્રત લેવાથી કવચિત્ પરીષહ ઉપસર્ગાદિકથી પડી જવાનું બને છે, તેમ અનુભવી મહાશયથી મહાવ્રત લીધા બાદ પ્રાય પડી જવાનું બનતું નથી

મન, વચન, કે કાયાથી કોઇપણ જીવની હીંસા રાગ કે દ્વેષ વડે જાતે કરવી નહિ, બીજા પાસે કરાવવી નહિ અને કરનારને સારા જાણવા નહિ તે પ્રથમ મહાવ્રત છે

ક્રોધ, માન, માયા, લોભ, ભય, કે હાસ્યથી કઇપણ અસત્ય ( અપ્રિય-અહિતકારી) વચન કદાપિ કહેવું કહેવરાવવું કે અનુમોદવું નહિ તે બીજું મહાવ્રત છે

કોઇપણ પ્રકારે દેવ ગુરૂ કે સ્વામીની આજ્ઞા વિરુદ્ધ કોઇની

કંઇપણ વસ્તુ અન્ન, પાન, પાત્ર, ઔષધ, ભેષજ કે સ્થાનાદિ કદાપિ લેવી લેવરાવવી કે લેતા અનુમોદવી નહિ તેમજ મન વચનઅને કાયાથી સચેત (સજીવ) કે મિશ્ર (જીવમિશ્ર) એવી ઉપરની વસ્તુ કદાપિ કોઇ આપે તોપણ ગ્રહણ કરવી નહિ એ ત્રીજુ મહાવ્રત છે

દેવ મનુષ્ય તિર્યંચ સબધી મૈથુન મન વચન કે કાયા વડે કદાપિ સેવવુ નહિ અન્યને સેવવા પ્રેરવુ નહિ તેમજ સેવનારને સારા જાણવા પણ નહિ એ ચતુર્થ બ્રહ્મચર્ય નામે મહાવ્રત કહેવાય છે

ધર્મોપકરણાદિક કેવળ ધર્મ નિવાહને માટેજ જરૂર જેટલા રાખી તેનો યથાર્થ ઉપયોગ કરવા ઉપરાત કોઇ પણ વસ્તુ મ્લ્યવાળી યા બહુ મૂલ્યવાળી હોય તેના ઉપર મૂર્છા કરવી નહિ નિસ્પૃહતા રાખવી, અને પરસ્પૃહા તજી દેવી તે પરિગ્રહ ત્યાગ નામે પાચમુ મહાવ્રત છે

ઉક્ત પચ મહાવ્રત ઉપરાત મુનિએ રાત્રી ભોજનનો સર્વથા ત્યાગ કરવાનો છે જેથી ષટ્રસ પૈકી કોઇપણ વસ્તુ અન્ન પાનાદિકનો સર્વથા નિષેધ સૂર્યાસ્ત પહેલા (બે ઘડીથી) સૂર્યોદય પછી (બે ઘડી) સુધી મુનિને માટે નિશ્ચિત હોવાથી તેવો પણ અભ્યાસ પ્રથમથીજ કર્તવ્ય છે મુનિને ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા, ઋજુતા, અને સતોષાદિ દશવિધ યતિધર્મ બહુજ બારીકીથી નિરતર આરાધવા યોગ્ય છે

સમતાદિક શ્રેષ્ઠ ધર્મના સેવનથી મુનિજનોને શીઘ્ર મોક્ષ પ્રાપ્ત થાય છે તેથી અતરમા મોક્ષાર્થીજનોને એનુજ શરણ યોગ્ય છે

# ૩૨ दुःखदायी शोकनो त्याग कर

ઇષ્ટ વસ્તુના વિયોગથી કે અનિષ્ટ વસ્તુના સંયોગથી બહુધા મુગ્ધ અજ્ઞાની જનોને જે અંતરમાં દુઃખકારી મોહ પેદા થાય છે અને રૂદનાદિક વિવિધ ચેષ્ટાઓ કરાવે છે તેનું નામ શોક કહેવાય છે

સમ્યગ્ જ્ઞાની-વિવેકી આત્માને ઉક્ત મોહ-શોક એટલો સતાવી શકતો નથી કવચિત્ ક્ષણ માત્ર અવકાશ મેળવી જ્ઞાનીને પણ શોક છળવાને જાય છે, પરંતુ અંતે તો વિવેક યોગે તેનોજ પરાજય થાય છે

જે જે કારણો મુગ્ધ અજ્ઞાની જનોને મોહ-શોકની વૃદ્ધિના છે તે તે જ્ઞાની-વિવેકીને મોહાદિકની હાનિના એટલે કે વૈરાગ્ય વૃદ્ધિના જ થાય છે

પૂર્વે અનેક સતીઓ વિગેરેને એવા કારણો સંસારચક્રમાં અનેકશઃ મળ્યા છે પણ પરિણામે તેવા કારણોથી તેમને લાભજ થયોછે

તેવા જ્ઞાનવિવેક કે વૈરાગ્યની ગંભીર ખામીથી આજ કાલ મુગ્ધ અજ્ઞાની લોકો ઉક્ત મોહ-શોકને વશ પડી ભારે દુઃખી થાય છે-થતા દેખાય છે, એટલુંજ નહિં પરંતુ પોતાની અનાર્ય ટેવથી અન્ય જનોને પણ દુઃખી કરે છે

મૂર્ખ માબાપો દીર્ઘદૃષ્ટિની ખામીથી યા સ્વાર્થ અંધતાથી બાળલગ્ન, કજોડા, કન્યાવિક્રય અને વિધર્મીની સાથે પોતાનાં પુત્ર પુત્રીને પરણાવવાથી તેમને જન્માંત દુઃખદરિયામાં ડુબાવવાના પાતકી થાય છે ઉક્ત દુઃખનો અંત બહુધા માબાપની

ટલા જળસ્નાનથી પણ પવિત્ર થવાનો નથી જેનુ મન શુદ્ધ નિર્મળ થયુ છે તેજ ખરો પવિત્ર છે

જે સમતાકુંડમા સ્નાન કરીને પોતાના પાપમળને પ ખાળી નાખે છે અને ફરી મલીનતાને પામતાજ નથી તે વિવેકાત્માજ પરમ પવિત્ર છે

જે કોઈ અન્તરશુદ્ધિ કરવાના ઉચ્ચ ઉદ્દેશથી શાસ્ત્રની પવિત્ર નીતિપૂર્વક પ્રવૃત્તિ સેવે છે, તે પોતાના પવિત્ર લક્ષ્યથી ચિત્તની શુદ્ધિ કરી શકે છે

ઉક્ત લક્ષ પૂર્વક શુદ્ધ દેવ ગુરૂની પૂજા કરવાની અભિલાષાવાળા સદ્‌ગૃહસ્થને જયણાપૂર્વક જળસ્નાન કરવાની પણ શાસ્ત્રમા સંમતિ છે

તેથી અધિકારપરત્વે ગૃહસ્થલોકો વડે એવા પણ પવિત્ર હેતુથી જો જયણાપૂર્વક જળસ્નાન કરવામા આવે તો તે પણ તેમને હિતકારી કહેલુ છે

પરંતુ એવા ઉચ્ચ ઉદ્દેશવિના સ્વચ્છંદપણે અનેકવાર જળસ્નાન કરવામા આવે તો તે જળમધ્યવતી મચ્છની પેરે કંઈ પણ પરમાર્થથી હિતકારી થઈ શકતું નથી આથી આત્માથીજનોએ અંતરમળ સાફ કરવાનોજ મુખ્ય ઉદ્દેશ મનમા સ્થાપી રાખીને સ્વસ્વ અધિકાર પ્રમાણે ક્રિયાકાંડ કરવો ઘટે છે નિર્દંભ ધર્મસેવીનો સરલ આશય શીઘ્ર સફળ થાય છે

સકળ ધર્મ સાધનમા સમતા—રાગદ્વેષરહિત વૃત્તિની પ્રથમ જરૂર છે.

ગમે તે દર્શનમા સમતાભાવિની સિદ્ધિ અવશ્ય થવાની

છે કેમકે તે સમદ્દષ્ટિથી રાગદ્વેષ તજીને ગમે ત્યાથી તત્વનુ જ ગ્રહણ કરે છે મિથ્યા આગ્રહી—કદાગ્રહીજનો એમ કદાપિ કરી શકતા નથી તે તો ઉલટા પરનિંદાદિકમા ઉતરી પોતાનુ સર્વસ્વ બગાડી સમારચક્રમા પુન પુન ભટકયા કરે છે તેમ નુ અતર વિષ નહિ ટળવાથી તેમને વારવાર જન્મમરણના ફેરા ફરવા પડે છે તે ઉપર એક કડવી તુબડીનુ દ્દષ્ટાંત લક્ષમા લઈ રાખવુ બહુ ઉપયોગી છે—એકદા કોઈ વૃદ્ધ ડોશીના પુત્ર ને અડસઠ તીર્થમા જઈ ન્હાવાનો વિચાર થયો પુત્રમા પાત્ર તાની મોટી ખામીથી માતા તેના કામને અનુમોદન આપતી ન હતી, પણ પ્રથમ તેનામા કોઇ રીતે પાત્રતા આવે તે જોવાને આતુર હતી પુત્ર તો જુવાનીના મદમા માતાના હિતકારી વચનોનો પણ અનાદર કરતો હતો છેવટ જ્યારે તે અડસઠ તીર્થમા જવાને તૈયાર થયો ત્યારે માતાએ તેને મધુર વચનથી કહ્યુ કે બેટા ! આ મારી કડવી તુબડીને પણ તીર્થ કરાવતો આવજે માતાનુ આ વચન તેને કઠણ નહિ લાગવાથી માન્ય રાખ્યુ અને માતાએ આપેલી કડવી તુબડી સાથે લઇને તે તીર્થ કરવા નિકળ્યો લૈકિક રૂઢી મુજબ બધા તીર્થમા સ્નાન કરી માતાએ સાથે આપેલી તુબડીને પણ સ્નાન કરાવીને અનુક્રમે પોતે પોતાને સ્થાને આવ્યો, અને તે તુબડી માતાને પાછી સોપી માતાએ તેની સમક્ષ તપાસ કરીને કહ્યુ કે ભાઈ ! અડસઠ તીર્થમા ન્હાયા છતા તુબડીની કડવાશ ગઈ નહિ આ પ્રગટ દાખલાથી તેને સરસ બોધ મળ્યો તેમ દરેક ધારે તે તેમાથી આવો બોધ મેળવી શકે કે અધિકાર—યોગ્યતા વિના જે સ્વભાવેજ કડવી તુંબડી અડસઠ તીર્થના જળમા ન્હાયા છતા

પોતાની સ્વાભાવિક કડવાશને તજી મીઠી થઇ શકી નહિ, તેમ કોઇ પણ પાત્રતા માટે પૂરતો પ્રયત્ન કરીને પાત્રતા પામ્યા વિના ઉત્કૃષ્ટ કરણી વડે પોતાનામાં જડ ઘાલીને રહેલા એવા કામ ક્રોધાદિક અથવા રાગદ્વેષાદિક દોષોને કદાપિ દૂર કરી શકે જ નહિ માટે મનની શુદ્ધિ કરવાના અર્થીજનોએ અંતરનો મેલ સાફ કરવાને પ્રથમ મુદ્રતાદિક દોષોનું વિરેચન કરીને યોગ્યતા મેળવવાની અતિ આવશ્યકતા છે અને એમ સાવધાનતા-પૂર્વક ઉપાય કરવાથી અંતે સમતા જેવા શ્રેષ્ઠ રસાયણથી ચિત્ત શુદ્ધિ સહજમાં સાધ્ય થઈ શકે છે

જેમ નિર્મળ વસ્ત્રઉપર જોઇએ એવો રંગ ચડી શકે છે, અને ઘસારી મઠારીને સાફ કરેલી ભીંતો ઉપર આલેખ્ય ચિત્રામણ ઉઠી શકે છે તેમ નિર્મળ ચિત્તવાળાને શુદ્ધ ધર્મની યથાર્થ પ્રાપ્તિ થઇ શકે છે

જેમ નિર્મળ આદર્શમાં વસ્તુનું યથાર્થ પ્રતિબિંબ પડે છે તેમ શુદ્ધ-નિર્દોષ ચિત્તમાં પણ શુદ્ધ તત્ત્વ ધર્મનું યથાર્થ સંક્રમણ થઇ શકેછે

જેમ નિપુણ વૈદ્ય રોગીને પ્રથમ વિરેચનાદિકથી અંતર શુદ્ધિ કરવાનુંજ ફરમાવે છે, તેમ સદ્ગુરૂ પણ શુદ્ધ ધર્માર્થી જનોને પ્રથમ મનનો મેલજ સાફ કરી લેવાની ભલામણ કરે છે, અને ખરૂં હિત પણ એમજ સંભવે છે

---

# ૩૪ માનવ देहनी सफळता करी ले.

बुध्धेःफलं तत्त्वविचारणं च, देहस्य सार व्रतधारणं च॥
वित्तस्य सारंकिलपात्र दानं, वाच·फल प्रीतिकरं
नराणाम् ॥ १ ॥

તત્ત્વાતત્ત્વ, સત્યાસત્ય, ગુણદોષ, હિતાહિત, લાભાલાભ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય અને ઉચિતાનુચિત વિગેરેનો વિચાર કરીને સારભૂત તત્ત્વનુ ગ્રહણ–સેવન કરવુ એજ સદ્દબુદ્ધિ પામ્યાનુ ફળ છે

દશ દ્દષ્ટાતે દુર્લભ માનવ દેહ, આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ જાતિમા જન્મ, ઇંદ્રિય પટુતા, શરીર નીરોગતા, સદ્દગુરૂ યોગ, નિર્મળ બુદ્ધિ, ધર્મરૂચિ અને તત્ત્વ–શ્રદ્ધાદિ શુભ સામગ્રી મહા ભાગ્યયોગે પામીને પાચે પ્રમાદ ત્યજી ઉલ્લસિત ભાવથી સિહની પેરે શૂરવીરપણે અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અને નિષ્પરિગ્રહતાદિક મહાવ્રતોનુ સ્વરૂપ યથાર્થ સમજીને અભ્યાસ–પૂર્વક તેમનો સ્વીકાર કરવો અથવા પરિણામની મદતાયોગે સમકિત મૂળ શ્રાવકના બાર વ્રત પૈકી બની શકે તેટલા સમજીને તેવા પણ વ્રત ધારણ કરવા, એ આ ઉત્તમ માનવભવ પામ્યાનુ ફળ છે સપ્ત વ્યસન, રાત્રી ભોજનાદિક અભક્ષ્ય ભક્ષણ, અને ભૂમિકદાદિક અનત જીવાત્મક વસ્તુ, અણગળ જળપાન વિગેરેનુ તો દરેક શાણા માણસે અવશ્ય વર્જન કરવુ જ જોઇયે પ્રારબ્ધયોગથી પ્રાપ્ત થયેલી લક્ષ્મીનુ ફળ એ છે કે તેનો ઉદાર આશયથી પરમાર્થદાવે પુણ્યક્ષેત્રમા ઉપયોગ કરવો

યશકીર્તિનીજ ખાતર દાન પુણ્ય નહિ કરતા કેવળ કલ્યાણાર્થે કરવામા આવતુ પાત્રદાન પરિણામે અનતગણુ ઉત્તમ ફળ આપી શકે છે અને વચનશક્તિ પામ્યાનુ ઉત્તમ ફળ એ છે કે સર્વ કોઇને પ્રીતિ ઉપજે એવુ મિષ્ટ–મધુર અને હિતકારીજ વચન વદવુ કદાપિ પણ કોઇને અપ્રીતિ કે ખેદ ઉપજે એવુ કડવુ કે અહિત વચન કહેવુ નહિ પરને પ્રિય એવુ પ્રસગને લગતુ હિત–મિત ભાષણ કરનારજ સત્યવાદી હોવાથી પ્રાય સર્વ કોઇને માન્ય થઇ શકે છે

આ પ્રમાણે ટુ કાણમા કહેલી હકીકત લક્ષમા રાખીને વિવેકથી વર્તનાર પોતાના શુભ ચરિત્રથી સ્વ માનવભવ સફળ કરી શકે છે અથવા પૂર્વે પ્રસગોપાત બતાવેલી મૈત્રી મુદિતા કરૂણા અને મધ્યસ્થ ભાવનાથી પણ મનુષ્યદેહની સફળતા થઇ શકે છે ટુ કાણમા યથાશક્તિ તન, મન, ધનથી સ્વ પરહિત સાધી લેવુ એજ આ મનુષ્ય ભવનુ રહસ્ય છે તેમા ઉપેક્ષા કરવી એ મૂળગી મૂડી ખોવા જેવુ છે તેથી જેમ બને તેમ પ્રમાદરહિત સ્વપરહિત સાધવા સદા તત્પર રહેવુ સહૃદય જનોને ઉચિત છે

નદ્વિવેકથી સ્વ કર્તવ્ય સમજીને જે શુભાશયો શુદ્ધ અત-કરણથી તેનુ સેવન કરે છે, તે મનુષ્ય છતા દેવી જીવન ગાળે છે, પણ જે સ્વ કર્તવ્ય સમજતાજ નથી અથવા તો સમજ્યા છતા તેની ઉપેક્ષાજ કરે છે, તે તો મનુષ્યરૂપે પશુ જીવનજ ગાળે છે એમ કહેવુ યુક્ત છે

જે પારકી નિદા કરવામા મુગો છે, પરસ્ત્રીનુ મુખ જોવામા અધ છે અને પરદ્રવ્ય હરણ કરવામા પાગળો છે, તેવો

મહાપુરૂષજ લોકમા જય પામે છે જેના ઘટમા વિવેક દીપક પ્રગટયો છે તેજ લોકમા ખરો પ ડિત છે, તથા જેણે મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથારૂપ પાચે પ્રમાદને વશ કર્યા છે એવો અપ્રમાદી પુરૂષજ જગતમા ખરો શુરવીર છે

---

# ૩૫ પ્રાણાન્તે પણ વ્રત-ભગ કરીશ નહિં.

પ્રથમ આપણાથી સુખે પાળી શકાય એવીજ પ્રતિજ્ઞા યા વ્રત નિયમ લેવા યોગ્ય છે, અને તે લીધા બાદ તેને પ્રાણાન્ત સુધી પાળવા જરૂરના છે

જો પ્રથમ ગ્રહણ કરવામા આવતા વ્રત-નિયમનુ સ્વરૂપ યથાર્થ સમજી લેવામા આવતુ હોય અને તેનો જરૂર જેટલો અભ્યાસ પણ કરવામા આવતો હોય તો ઘણુ કરીને વ્રતભ ગનો પ્રસ ગજ આવવા પામે નહિ

આત્મકલ્યાણને માટે જે જે સારા વ્રત ગ્રહણ કરવા યોગ્ય છે તે બધાનુ સ્વરૂપ સ ક્ષેપથી કે વિસ્તારથી પ્રથમ સદ્‌ગુરૂ સમીપે સમજી લઈ તેમાથી આપણે સુખે પાળી શકીયે એવા વ્રતજ ગ્રહણ કરીને તેમને નિર તર સ ભારી સ ભારીને કાળજીપૂર્વક પાળવા પ્રયત્ન કરવો જોઈએ

જે વ્રત-પચ્ચખ્ખાણુ ઉપયોગ શુન્ય યા સમજ્યા વિનાજ લેવામા આવે તે દુ પચ્ચખ્ખાણ હોવાથી નિષ્ફળ છે તેથી તેવા વ્રત લીધા હોય યા ન હોય તોપણ પ્રસ ગોપાત યા ન્હાઇને સદ્‌ગુરૂ પાસે જઇ તે તે વ્રત સ બધી જરૂર જેટલી સમજ

લઈને જો સારી રીતે સાવધાન થઈને તે પાળવામા આવે તો પોતાના પ્રયત્નના પ્રમાણમા જરૂર લાભ પ્રાપ્ત થઇ શકેજ પ રતુ કેવળ ગતાનુગતિકપણે સમૂર્છિમની પેરેજ વર્તવામા આવે તો ગમે તેટલુ કષ્ટ સહન કર્યા છતા જોઇએ એવુ ફળ કદાપિ થઇ શકેજ નહિ જે જે મતનુ પાવન પ્રીતિથી રૂચિથી-કરવામા આવે છે તેનુજ ફળ સારૂ બેસે છે અરૂચિથી કરવામા આવતી ગમે તે ક્રિયાનુ પરિણમન સારૂ થઇ શકતુજ નથી તેથી ચિ ત્તની પ્રસન્નતા માટે ભય ( ચિત્તની ચચળતા ) દ્વેષ ( અરૂચી ) અને ખેદ ( ક્રિયા કરતા થાકી જવુ તે ) દોષને દૂર કરવાને પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ વસ્તુનુ સ્વરૂપ યથાર્થ સમજાયાથી અને તેમા પોતાનુ મન વેધાયાથી ઉક્ત દોષો સહજમા દૂર થઇ શકે છે પછી ખરી લહેજતથી પાળવામા આવતા વ્રતોથી આત્માને યથાર્થ લાભ થાય છે આ લોકના કે પરલોકના સુખને માટે કરવામા આવતી ક્રિયાને વિષ યા ગરલ સમાન કહી છે ક્રિયાના ફળ, હેતુ સમજ્યા વિના કેવળ દેખાદેખીથી કરવામા આવતી ક્રિયાને જ્ઞાની પુરૂષો અનનુષ્ઠાન કહે છે તે તે ક્રિયા સબધી ફળ હેતુ, વિગેરેને સમજી કેવળ કલ્યાણને માટેજ કરવામા આવતી ધર્મક્રિયાને તદ્હેતુ કહે છે, તેમજ જ્યારે દઢ અભ્યાસથી ઉક્ત ક્રિયા મન વચન અને કાયાની એકતાથી અ વચકપણે થાય છે ત્યારે તેમા અમૃતના જેવો સ્વાદ આવવાથી જ્ઞાની પુરૂષો તેને અમૃતક્રિયા કહે છે, તદ્હેતુ, અને અમૃત-ક્રિયાજ આત્માને મોક્ષદાયી છે, બાકીની ત્રણ તો ભવભ્રમણ કારીજ કહેલી છે એટલો અધિકાર અતિ ઉપયોગી હોવાથી પ્ર સગોપાત કહેવામા આવ્યો છે

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, અને સઘયણુ વિગેરે વિચારી સ્વશકિતના પ્રમાણુમા સમજપૂર્વક સદ્વ્રતોને ધારણુ કરીને જે તેમનુ અખડ પાલન કરે છે તેમનુજ જીવિત સફળ છે, પરતુ જે કઇ પણુ પૂર્વાપર વિચાર કર્યા વિના વિવેકશુન્યપણે વ્રત લઇને વિરાધે છે તેમનુ જીવિત કેવળ નિષ્ફળ છે વ્રત ખડીને લુહારની ધમ્મણુની જેમ જીવનને ગાળનાર જેવો કોઇ કમનશીબ નથી વ્રત ખડીને જીવનાર કરતા વ્રતને અખડ રાખીને મરનાર માણુસ ઘણો ઉત્તમ છે, કેમકે અનેક ભવભ્રમણુ કરતા પવિત્ર વ્રત પાલનની રૂચિ થવીજ મુશ્કેલ છે તો તેને પ્રાણાન્ત સુધી અખડ પાલન કરવાની પ્રબળ કામનાનુ તો કહેવુ જ શુ ?

ગ્રહણુ કરેલા પવિત્ર વ્રતોને અખડ પાલન કરીને પરલોક–ગમન કરનાર માણુસો પોતાની પાછળ અખંડ કીર્તિ અને અમૂલ્ય દૃષ્ટાંત મૂકતા જાય છે, જેને અનુસરીને અનેક આત્મહિતેચ્છક જનો સન્માર્ગનુ સારી રીતે સેવન કરે છે ભરતેશ્વર બાહુબળી પ્રમુખ અનેક મતાઓના અને બ્રાહ્મી, સુદરી પ્રમુખ અનેક મતીઓના એના ઉત્તમોત્તમ દાખલા જગતમા પ્રસિદ્ધજ છે

ચ્હાય તો સ્ત્રી હોય યા તો પુરૂષ હોય પણ પુરૂષાર્થપરાયણુતાથીજ સદ્વ્રતોની સમજ મેળવીને તે તેમનુ વિધિવત્ પાલન કરી શકે છે, અને એમ વિધિવત્ વ્રતનુ અખડ પાલન કરીને સ્વજીવન સફળ કરે છે એવી સદ્બુદ્ધિ સર્વ કોઇને જાગૃત થાઓ ? અને વ્રત ભગ કરવા યા કરાવવા સબધી કુબુદ્ધિનો સર્વથા અત આવો એજ ઇષ્ટ છે

# ३६ मरण वखते समाधि साचववा खुब लक्ष राखजे

જીવને જીવિતપર્યંત જેવા શુભાશુભ અભ્યાસની આદત હોય છે તેવીજ તેની શુભાશુભ અસર તેના મરણ સમયે સમાધિના સબધમા થાય છે એમ સમજીને શાણા ભાઇ બ્હેનોને જીવિતપર્યંત શુભ અભ્યાસનીજ આદત પાડવી ઉચિત છે સારા કારણ સેવવાથી કાર્ય પણ સારૂ જ થાય છે એવા નિશ્ચય અને શ્રદ્ધાપૂર્વક મરણ વખતે સમાધિ ઇચ્છનાર જનોએ જીવિતપર્યંત શુદ્ધ ભાવનાથી શુભ કરણી કરવા પરાયણ રહેવુ જરૂરનુ છે સતત લક્ષપૂર્વક ખ તથી સત્કરણી કરનાર સત્પુરૂષો અધ્યવસાયની વિશુદ્ધિથી અતે સમાધિયુક્ત મરણ કરી સદ્ગતિના ભાગી થાય છે

જો તુ જન્મમરણના દુ ખથી ત્રાસ પામ્યો હોય તો શ્રી વીતરાગવચનાનુસાર નિર્દોષધમનુ આરાધન કરીને જેમ સમાધિ મરણની પ્રાપ્તિ થાય તેમ ખાસ લક્ષ રાખ સમાધિ મરણથી જીવિતપર્યંત કરેલા ધર્મની સાર્થકતા થાય છે ગમે તેટલા ઉડા કુવામાથી જળ કાઢવાને માટે લાબી દોરી સાથે લોટો વિગેરે કુવામા નાખતા દોરીનો અમુક છેડાનો ભાગ હાથમા મજબુત રીતે પકડી રાખવામા આવે છે અને જો તે યુક્તિથી જાળવી શકે છે તો તે લોટા સાથે અભિષ્ટ જળ મેળવી શકે છે, પણ જો છેવટના ભાગમા કઇ પણ ગફલત કરે છે તો તે સર્વને ગમાવી પોતાના જાનને પણ જોખમમા નાખે છે, તેમ

સમાધિ મેળવી પોતાનો જન્મ સુધારવાને આખી જીંદગીના મોટા ભાગ સુધી યત્ન કર્યા છતા જો છેવટના ભાગમા ગફલત બેદરકારી કરવામા આવે તો પોતાના ચળચિત્તથી તે અભિષ્ટ સમાધિને અંત વખતે મેળવવા ભાગ્યશાળી થઇ શકતો નથી, પરંતુ દૂષિત થયેલા મન, વચન, અને કાયાથી ઉલટી અસમાધિ પેદા કરીને અધોગતિને પામી જન્મમરણજન્ય અનંત દુઃખનોજ ભાગી થાય છે માટે રાગદ્વેષાદિક અંતરવિકારો જેમ નિર્મૂળ થવા પામે તેમ યત્નથી જીવિતપર્યંત નિષ્કામ ચિત્ત રાખી વ્યવહારિક નૈતિક અને ધાર્મિક જીવન ગાળવામા આવે અને કદાપિ પણ સ્વઇષ્ટ કાર્યમા ગફલત થવા ન પામે તો છેવટ અંત સમયે સમાધિ પ્રાપ્ત થયા વિના રહે નહિ. એમ સમજીને કોણ વિવેકીનર સ્વઇષ્ટ કાર્યની ઉપેક્ષા કરી સ્વચ્છંદ વર્તનથી સંસાર પરિભ્રમણ પસંદ કરે વારૂ? અથવા ખરેખરૂ તત્ત્વરહસ્ય શાસ્ત્રકારોએ કહ્યુ છે કે "**જેવી ગતિ એવી મતિ અને મતિ એવી ગતિ**" આ માર્મિક વચન બહુ બહુ મનન કરવા યોગ્ય છે, અને ટુંકાણમા સર્વ હિતોપદેશના સારરૂપ છે.

સમાધિસુખના કામીજનોએ આરાધના પ્રકરણાદિકમા કહેલા ચ્યાર શરણા, દુષ્કૃતનિંદના, સુકૃત અનુમોદના સર્વ જીવ સાથે ખામણા, સંલેખના, પંચાચારની વિશુદ્ધિ તથા નવકાર મહામંત્રાદિકનુ લક્ષપૂર્વક સ્મરણાદિક દશ અધિકારો બહુ સારી રીતે સમજવા, આદરવા અને આરાધના અથવા પુન્યપ્રકાશના સ્તવનથી પણ ઉક્ત અધિકાર સારી રીતે સમજી શકાય તેમ હોવાથી અંત સમાધિને ઇચ્છનારા ભાઇ બ્હેનોએ

તેનુ નિરતર શ્રવણ મનન કરીને તેમા રહેવા પરમાર્થનુ પરિ શીલન કરવુ સુજ્ઞ છે

ગમે તેવા સ યોગોમા પોતાનુ ખરૂ નિશાન નહિ ચૂકનાર ૯૯ અધ્યાત્મી અ તે સમાધિમરણને પામી અક્ષયસુખનો અ ધિકારી થઈ શકે છે

## ૩૭ આ ભવ પરભવ સંબધી ભોગાશંસા કરીશ નહિ

આ લોક અથવા પરલોકના સુખની ઇચ્છાથી કરવામા આવતી ધર્મકરણી અલ્પ ફળદાયી થાય છે, પણ જો તેજ કરણી કેવળ પારમાર્થિક મોક્ષ સુખને માટેજ સહેતુક સમજીને વિવેકથી કરવામા આવી હોય તો તેથી મુખ્યપણે મોક્ષનો અને ગૌણપણે સામાન્યત સ્વર્ગાદિક સુખનો સહેજે લાભ મળે છેજ મનના પરિણામ મુજબ સામાન્ય વિશેષ ફળની પ્રાપ્તિ થાય છે માટે જેમ બને તેમ નબળા પરિણામને મનમા અવકાશ આપવો નહિ કદાચ તેવો પરિણામ થયો તો તેને દૂર કરી દેવા ઘટતો પ્રયત્ન કરવો, અને શુભ ભાવનાને શીઘ્રસ્થાન આપવુ ખેડુત લોકો ખેડ કરી ખાતર નાખીને જેમ ધાન્યના મોટા પાકને માટે ધા યના બીજ વાવે છે, પણ કેવળ પલાલ (ઘાસ) ને માટે વાવતા નથી, છતા ધાન્યની નિષ્પત્તિ સાથે પલાલ પણ સાથેજ પાકે છે, તેમ મોક્ષને માટે કરવામા આવતી કરણીથી પ્રસ ગોપાત સ્વર્ગાદિકના સુખ પણ મળે છે, કેવળ સ્વર્ગાદિક સુખને

# ३८ स्व कर्तव्य समजीने स्वपर हित साधवा तत्पर रहे

જે શુભાશય પ્રથમ સ્વહિત યથાર્થ સમજીને આદરે છે, તેમાજ અહોનિશ સાવધાન રહે છે, તેજ મહાશય કાલાંતરે પરહિત સાધવાને સમર્થ થઈ શકે છે પણ જો પહેલા પોતાનુ ખરૂ હિતજ શુ છે તે પૂરૂ જાણતો કે આદરતો નથી તો તે પરહિત શી રીતે સાધી શકશે? પોતે નિર્ધન છતા અન્યને શી રીતે ધનાઢ્ય કરી શકશે? પોતેજ દરિઆમા ડુબતા છતા અન્યને શુ તારી શકશે? માટે સ્વ હિતને યથાર્થ સમજીને સાધનારજ પરહિતને પણ પરમાર્થથી જાણી સમજીને સાધી શકવાનો એ વાત નિ સશય સિદ્ધ છે

જ્ઞાની-વિવેકીજનો સ્વહિતની પેરે પરહિતને પણ સ્વ કર્તવ્યજ સમજે છે, અને તેથીજ તેઓ નિરભિમાનપણે સ્વહિત સમજીનેજ પરહિત કરે છે

તત્ત્વદષ્ટિ મહાપુરૂષો કદાપિ પણ 'હુ અમુકનુ હિત કરૂ છુ' 'મારા વિના અમુકનુ હિત થઈ શકશે નહિ' એવુ કર્તૃત્વ-અભિમાન લાવતા નથી સ્વહિત અને પરહિત તેમને મન એક છે, જુદા ભાસતા નથી, તેથી તેવા મિથ્યાભિમાનને મનમા આવવા અવકાશ પણ મળતો નથી ખરૂ કારણ તો એ છે કે તેમને તેમનુ ખરૂ હિત યથાર્થ સમજાયુ અને અનુભવાયુ છે તેથી સ્વહિતને સહાયભૂત સત્ સાત્વિક વિચાર યા ભાવનાનેજ તેમના મનમા સ્થાન મળે છે પણ તેમા વિઘ્નભૂત બાધક એવા કોઈ પણ ક્ષુદ્ર વિચાર કે ભાવનાને સ્થાન મળી શકતુ જ નથી

અને તે તેવા તત્વદૃષ્ટિ વિવેકી જનોને કેવળ ઉચિતજ છે

આ ઉપરથી એ વાત સિદ્ધ થાય છે કે સ્વપર હિતૈષીએ પ્રથમ સ્વહિતજ સારી રીતે સમજીને આદરવુ અને અનુભવવુ યોગ્ય છે.

સ્વહિત પણ સાધવુ સહેજ નથી, કેમકે તે યોગ્યતા વતનેજ પ્રાપ્ત થાય છે

સ્વહિત સાધવાને યોગ્યતા મેળવવા માટે નીચે બતાવેલા ગુણોનો ખાસ અભ્યાસ કરવાની જરૂર છે તેવા સદ્ગુણો મેળવ્યા વિના બાધકભૂત દોષો દૂર થતાજ નથી, જેથી જીવ સ્વહિત સાધવાને અશક્ત-અયોગ્ય થાય છે, તેથી પ્રથમ આત્મહિતૈષીએ નીચેની હકીકત ધ્યાનમા લેવી જરૂરની છે તેનુ યથાર્થ પરિશીલન કરવાથી આત્મા જરૂર સ્વહિત સાધી શકે છે.

૧ અક્ષુદ્ર–પારકા છિદ્ર જોવાની કુટેવ તજવાથી અને સ્વદોષને નીરખી સુધારવાની સારી ટેવ પડવાથી આત્મામા ગભીરતા નામે સદ્ગુણ પ્રગટ થાય છે

૨ રૂપ નિધિ પાચે-ઇન્દ્રિયો પરવડી અને દેહ નીરોગી હોવાથી શરીર સૌષ્ઠવ ગુણ લાભે છે વિષય લોલુપતા તજીને મન અને ઇન્દ્રિયોને નિયમમા રાખવાથી અને આરોગ્યતાના નિયમોને પણ લક્ષ્યપૂર્વક પાળવાથી ઉક્ત ગુણ પ્રાપ્ત થઇ શકે છે 'શરીરમાદ્ય ખલુ ધર્મ સાધન'–શરીર એ ધર્મ સાધનોમાનુ એક અતિ અગત્યનુ સાધન હોવાથી તેની યોગ્ય સભાળ લેવાની સર્વ કોઇની પ્રથમ ફરજ છે

૩ સૌમ્યતા–જેમ ચદ્રને દેખી સર્વ કોઇને શીતળતા વળે એવી પ્રકૃતિની સહજ શીતળતા સાત્વિક વિચાર, સાત્વિક આ

પણ, સાત્વિક કાર્યોવડે સહજ સિદ્ધ થાય છે સહજ શીતળ સ્વભાવવાળા માણસો સર્વ કોઇને અભિગમ્ય થાય છે તેવી ઠંડી પ્રકૃતિ પ્રાય સર્વ કોઇને પ્રિય હોવાથી તે સર્વના વિશ્વાસપાત્ર થઇ પડે છે

૪ જનપ્રિય-લોકપ્રિય ગુણ સર્વ કોઇને વલ્લભ થવાય એવા સત્કાર્ય-સુકૃત કરવાથી અને આલોક પરલોક વિરૂદ્ધ દુષ્કૃત ત જવાથી પ્રાપ્ત થઇ શકે છે આ ગુણથી માણસ ધારે એવા મોટા કાર્ય કરી શકે છે

૫ અક્રૂર-તામસી પ્રકૃતિ તજીને ક્ષમા, નમ્રતા તથા અ નુકપાદિક ગુણનો અભ્યાસ કરવાથી ક્રૂરતા-કઠોરતા દોષ દૂર થાય છે અને હૃદયમા, વચનમા અને કૃતિમા સહજ કોમળતા પ્રગટ થાય છે

૬ ભીરૂ-ધર્મી માણસોની સગતિથી અથવા ધર્મશાસ્ત્રનુ શ્રવણ મનન કરવાથી યા તો પૂર્વના શુભ સસ્કારથી જીવને સ્વ ભાવિક રીતે પાપનો યા પરભવનો ડર લાગે છે કઇ પણ અ નીતિ કે અન્યાય કરતા મન ઝટ દઇને સકોચાય છે, અને પા પથી તરત વિરમે છે ઉક્ત ગુણથી પોતાના પૂજ્ય વડીલ જ નોનુ મન પણ ન દૂભાય એવી કાળજી રખાય છે

૭ અશઠ-શઠતા ( છળ પ્રપચાદિક કપટ વૃત્તિ ) તજવાથી એ ગુણ પ્રાપ્ત થાય છે, સરલ સ્વભાવ ધારવાથી સ્વવ્યવહાર પણ સરલ કરી શકાય છે કપટી માણસોને તો કપટ કરીને પોતાનો દોષ ગોપવવાને માટે બહુ વક્ર વ્યવહાર ચલાવવો પડે છે સરલ સ્વભાવિને તેમ કરવાની કઇ જરૂર રહેતી નથી કેમકે સરલ સ્વભાવિના વચન ઉપર સર્વ કોઇને વિશ્વાસ આવે છે ક

ત્યાણ પણ એવા સરલ સ્વભાવીનુ જ થાય છે, કપટીનું થતુ નથી

૮. દાક્ષિણતાવ ત-ત્વ ઇચ્છા હોય યા ન હોય પણ કંઇક લાભા લાભ વિચારીને વડીલની અથવા સમુદાયની તીન ઇચ્છાને માન આ પીને કઇ કાર્ય કરવાની પદ્ધતિ લોકમાન્ય હોવાથી તેથી કવચિત સારે લાભ પણ મળે છે પરતુ ઉકત દાક્ષિણતા કઇક મર્યાદાસર હોવી જોઇએ વિવેક વિનાની દાક્ષિણ્યતાથી વિપરીત પરિણામ પણ આવે છે એ વાત ભૂલવી જોઇતી નથી, વિવેકથી સ્વપર હિત સાધી શકાય છે,

૯ લજ્જાળુ-ઉત્તમ કુળની અથવા ધર્મની મર્યાદા પાળ-નાર માણસોના પરિચયથી યા પુર્વના શુભ સસ્કારથી લજ્જાનો ગુણ લાભી શકે છે એ ગુણથી કઇ પણ ખોટુ કામ કરના જીવ ડરે છે અને શુભ કામમા પરાણે પ્રવૃત્તિ કરવા દોરાય છે એવી લજ્જાની દરેકને આવશ્યકતા છે

૧૦ દયાળુ-ક્ષમા, સહનશીલતા અને દુખી લોકોની દાઝ દીલમા ધરવાથી અથવા નીચ નિર્દયજનોનો સહવાસ તજીને ઉદાર આશયોની સગતિ કરી તેમના જેવા સદ્ગુણોનો અભ્યાસ કરવાથી સર્વ પ્રતિ દયાભાવ રહે છે

સમદષ્ટિ-મધ્યસ્થ-આધળા રાગ કે દ્વેષ તજીને નિષ્પક્ષ-પાતપણે સત્યાસત્ય અળધી તોલ કરવાની ટેવવાળાને એ ગુણ પ્રાપ્ત થઇ શકે છે

૧૨ ગુણરાગી-ગમે તેમા રહેલા સદ્ગુણ પ્રત્યેના સાચા પ્રેમથીજ ઉકત ગુણ પ્રાપ્ત થાય છે, ગુણરાગથી ગુણની અને ગુણદ્વેષથી દોષની પ્રાપ્તિ થાય છે નિર્ગુણના રાગથી પણ દોષનીજ પુષ્ટિ થાય છે કેમકે કેવળ રાગઅંધ દોષને પણ ગુણજ

માની લે છે અને દ્વેષ અંધ પણ ગુણને દોષજ માની લે છે. વિવેક શુન્યપણે રાગાદિક કરતા ઉલટું વિપરીત પરિણામજ આવે છે, માટેજ જ્ઞાની પુરૂષો પરીક્ષા પૂર્વકજ સદ્ગુણના રાગી થવાનું ફરમાવે છે, જેથી સકળ દોષને અનુક્રમે દૂર કરીને સદ્ગુણ સંપન્ન થવાય છે

૧૩ સત્યવાદી–જેને અસત્ય અહિત અપ્રિય ભાષણ હલાહલ ઝેર જેવું લાગે છે, અને સત્ય, હિત અને પ્રિય વચન અમૃત જેવું મિષ્ટ લાગે છે તેજ પરમાર્થથી સત્યવાદી થઇ શકે છે તે સત્યની ખાતર પ્રાણ પાથરશે

૧૪ સુપક્ષ–જેના સગા સંબંધી નિર્મળ બુદ્ધિના, માયાળુ, ધર્મશીળ અને ટેકીલા હોય તેમજ બીજાને પણ તેવાજ થવા પ્રેરણા કરતા હોય તે સુપક્ષ ( સમર્થ પક્ષ–બળવાળો ) હોવાથી સર્વ કાર્યમાં ફતેહમંદ નીવડે છે

૧૫ દીર્ઘદર્શી–કંઇપણ કાર્ય સહસા નહિ કરતા તેનું ભાવી પરિણામ વિચારીને વિવેકથી કરવા યોગ્ય કાર્ય કરે તે દીર્ઘદર્શી સમયજ્ઞ કહેવાય છે

૧૬ વિશેષજ્ઞ–જે ખરૂં સ્વહિત શું છે અને તે શી રીતે સાધ્ય થઇ શકે છે એ તથા ગુણદોષ, લાભાલાભ, હિતાહિત, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, અને ભાવને સારી રીતે સમજીને બીજાને સમજાવી શકે તે વિશેષજ્ઞ ગણાય છે

૧૭ વૃદ્ધાનુગત–શિષ્ટ સદાચારી સત્પુરૂષોના પગલે ચાલનાર પોતે પણ અનુક્રમે સત્ ચારિત્રના પરિશીલનથી સારી પંક્તિમાં આવી શકે છે

૧૮ વિનયવંત-મદ, અહંકારાદિક દોષને ત્યજીને સંત પુરૂષોની સેવાથી યા સાધુજનોની હિત શિખામણને હૃદયમાં ધરવાથી વિનય-નમ્રતા આવે છે

૧૯ કૃતજ્ઞ-કરેલા ગુણના જાણ માણસો પોતાના ઉપકારી માતા, પિતા, સ્વામીકે ગુર્વાદિકના બની શકે તેટલા ગુણાનુવાદ કરવા ચૂકતા નથી કૃતજ્ઞ માણસ ઉપકારીના હિતને માટે બને તેટલો સ્વાર્થનો ભોગ આપે છે

૨૦ પરહિતકારી-મહુને સ્વહિત વ્હાલુ છે એમ સમજીને સ્વહિતની પેરે પરહિત કરવામાં પણ જેને પ્રીતિ છે તે મનથી, વચનથી કે કાયાથી કોઈનું અહિત થાય એવા કાર્યથી દૂર રહેવાનોજ અને હિત થાય એવાજ શુભ કાર્યમાં જોડાવાનો પ્રયત્ન કરે છે

૨૧ લબ્ધલક્ષ્ય-સર્વ બાબતમાં જેની દૃષ્ટિ આરપાર પ્હોંચી શકે છે એવો ચકોર પુરૂષ સુખેથી સ્વહિત સમજીને તેને વિવેકથી સાધી શકે છે, ઉક્ત ૨૧ ગુણથી ભૂષિત ભવ્ય સ્વહિત સાધવાને સંપૂર્ણ અધિકારી છે સ્વહિત સાધવાના અનેક માર્ગ પૂર્વે પ્રસંગે પ્રસંગે બતાવ્યા છે એમ જેણે યત્નથી સ્વહિત-સ્વ કર્તવ્ય સાધ્યુ છે તેને પરહિત પણ સુસાધ્યજ છે તે પરહિતને સ્વહિત-સ્વ કર્તવ્ય સમજીને સુખે સાધી શકે છે, પણ જે સ્વહિત-સ્વ કર્તવ્યનેજ સમજતા નથી કે સેવતા નથી તે બાપડા નિર્ધનની પેરે પરહિત તો શી રીતેજ સાધી શકે વારૂ ?

## ૩૯ પચ પરમેષ્ટિ મહામત્રનું નિરતર સ્મરણ કર.

અરિહત, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય, અને સાધુ એ પાચ પરમેષ્ઠિ છે

જેમણે રાગદ્વેષ અને મોહાદિક અ તરગ શત્રુગણનો સવથા ઉચ્છેદ કરી સવજ્ઞ સવદશી સ પૂર્ણ સહજાન દિ અને સર્વશક્તિ માન થઇ નિર્દોષ વચનવડે અનેક ભવ્ય જીવોનો ઉદ્ધાર કર્યો છે તે અરિહત દેવ કહેવાય છે જેમણે સર્વ ઘાતી અઘાતી કર્મોનો સવથા અ ત કરીને આત્માના સ્વભાવિક અન ત ગુણોને પ્રગટ કરી લોકના અગ્ર ભાગે સ્થિતિ કરી છે તે સિદ્ધ પરમાત્માના નામથી ઓળખાય છે

પચેદ્રિય નિગ્રહ, નવવિધ બ્રહ્મગુપ્તિના ધારક, ચ્યાર કષાયથી મુક્ત, પાચ મહાવ્રત યુક્ત, પ ચાચાર પાળવાને સમર્થ, પાચ સમિતિ અને ત્રણ ગુપ્તિના પાલક એમ ૩૬ પ્રધાન ગુણો વડે અલ કૃત આચાર્ય ભગવ ત હોય છે તેમના વચન તીર્થંકરના વચનની પેરે માનનીય થાય છે

સાગોપાગ આગમને અર્થ રહસ્ય યુક્ત જાણતા છતા, અન્ય શિષ્યોને પઢાવવામા કુશળ અને પ્રમા૦ રહિત મૂળ-ઉત્તર વ્રતને પાળવામા તત્પર છતા, શિષ્ય સમૂહને ધર્મશિક્ષા દેવામાં ચતુર એવા ભવિષ્યમા આચાર્યપદ પામવાને યોગ્ય ધર્મગુરૂ ઉપાધ્યાયના નામથી ઓળખાય છે

બાહ્યાતર પરિગ્રહથી મુક્ત મુમુક્ષુ જનો જૈન દર્શનમા સાધુ, શ્રમણ અને નિગ્રથાદિના નામથી ઓળખાય છે, તેઓ અહોનિશ

પ્રમાદ રહિત ધર્મસાધનમા તત્પર છતા સ્વહિત પૂર્વક પરહિત સાધે છે અહિંસા, સયમ અને તપ લક્ષણ ચારિત્ર ધર્મમા સદા સાવધાનપણે વર્તતા ભવ્ય જીવોને સન્માર્ગ બતાવે છે

શુદ્ધ આત્મ ધર્મથી અલકૃત હોવાથી ઉક્ત પચ પરમેષ્ઠી જગતમા સારભૂત છે, જેમા અરિહત અને સિદ્ધ શુદ્ધ દેવપદે, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુજનો શુદ્ધ ગુરૂપદે તેમા સારભૂત રહેલા દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ શુદ્ધ ધર્મપદે વર્તે છે એવો શુદ્ધ ધર્મ દરેક આત્મ વ્યક્તિમા શક્તિરૂપે રહેલો છે અને તેજ શક્તિરૂપે રહેલો શુદ્ધધર્મ પરમેષ્ઠી પુરૂષોની પેરે પરમ પુરૂષાર્થ યોગે પ્રકટ થઇ શકે છે પરમેષ્ઠી પુરૂષોને તે પ્રગટ થયેલ છે આપણા પ્રત્યેક આત્મામા શક્તિરૂપે રહેલા તે શુદ્ધ ધર્મને પ્રગટ કરવાની પવિત્ર બુદ્ધિ-નિષ્ઠાથી જો પૂર્વોક્ત પચ પરમેષ્ઠિ ભગવતનુ તન્મયપણે ભજન, સ્મરણ, રમણ, પૂજન કરવામા આવે તો આપણામા શક્તિરૂપે રહેલો શુદ્ધ દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ લક્ષણ ધર્મ અવશ્ય પ્રગટભાવને પામે એ વાત નિસશય છે માટે આપણે શુદ્ધ દેવગુરૂ અને ધર્મ સબધી સદ્ગુરૂ સમીપે સારી સમજ મેળવી, તેનુ મનન કરી, તેવા પવિત્ર લક્ષથીજ જગતમા સારભૂત એવા પચ પરમેષ્ઠી મહામત્રનુ અહોનિશ રટણ કરવુ યુક્ત છે એમ પવિત્ર લક્ષ પૂર્વક પરમેષ્ઠી મહામત્રનુ અહોનિશ રટણ કરતા આપણે પણ અતે કીટ ભ્રમરીના ન્યાયથી પરમેષ્ઠીરૂપ થઇને અવિનાશીપદના અવશ્ય અધિકારી થઇ શકીશુ

## धर्म रसायणनु सेवन कर

इद शरीर परिणाम दुर्बल, पतत्यवश्य श्लथ सन्धि जर्जर॥
किमौषधै क्लिश्यसि मूढ दुर्मते, निरामयं धर्म
रसायन पिब ॥ १ ॥

ગમે તેટલુ પાળ્યુ પોષ્યુ છતા પરિણામે દુર્બળ એવુ આ શરીર તેના સાધા નરમ પડવાથી જાજરૂ થયુ છતુ અતે અવશ્ય (એક દિન) પડવાનુજ છે, તો હે મૂઢ દુર્મતિ! તું શા માટે અનેક જાતના ઔષધ ભેષજ કરીને દેહનુ દમન કરે છે? કેવળ નીરોગી અને નિરૂપમ એવા **ધર્મ રસાયણ** નુજ તું અહોનિશ પાન કર ધર્મ રસાયણવિના કદાપિ તારા જન્મ, જરા અને મૃત્યુરૂપી ભાવ-રોગોનુ નિકદન થઇ શકશેજ નહિ જન્મ જરા અને મૃત્યુ એજ પ્રાણીયોના ખરેખરા રોગ છે અને ધર્મ રસાયનવડેજ તે દુર થઈ શકે તેમ છે તો પછી જન્મમરણજન્ય અનત દુખથી ઉદ્વિગ્ન થયેલા મુમુક્ષુ જનોએ તેનુ પાન કરવા શા માટે ઢીલ કરવી જોઇયે? વીરપ્રભુએ **ગૌતમ સ્વામીને** પણ પૂર્વે કહ્યુ છે કે "ગોયમ મ કર પ્રમાદ" એ વચન બહુ બહુ મનન કરવા યોગ્ય છે

આપણા સાચા અર્થમા-સ્વાર્થમા અનાદર કરવો, સ્વહિતથી ચુકવુ, સ્વ કર્તવ્યથી ભ્રષ્ટ થવું, અને નહિ કરવા યોગ્ય કરવાને તત્પર થવુ, તેનુ નામ જ્ઞાની પુરૂષો પ્રમાદ કહે છે ટુકાણમા સર્વજ્ઞ પ્રભુની અતિ હિતકારી આજ્ઞાની ઉપેક્ષા કરીને સ્વચ્છદ વર્તન કરવુ તેનુ નામજ પ્રમાદ છે મદ્ય, વિષય, કષાય, નિદ્રા,

અને વિકથા મળીને પ્રમાદના મુખ્ય પાચ ભેદ છે, જે ધર્માર્થીજનોએ અવશ્ય પરિહરવા યોગ્ય છે અપ્રમાદી પુરૂષજ ધર્મનું યથાર્થ સેવન કરી શકે છે પ્રમાદશીલ જનો જરૂર સ્વ-કર્તવ્ય-કાર્યથી ચુકે છે

ઉપશમ શ્રેણિ ઉપર આરૂઢ થયેલા, ચાદ પૂર્વધર સાધુઓ પણ પ્રમાદ વશાત સ્વસ્થાનથી ચુકી પતિત થાય છે તો બીજાનું તે શુ ગજુ ? એમ સમજી જેમ બને તેમ પ્રમાદ સ્થાનને તજી અપ્રમત્ત થવુ જોઇયે થોડા પણ વ્રણ, ઋણ, કે અગ્નિની પેરે પ્રમાદને પણ વધતા વાર લાગતી નથી તેથી તે જ્યા સુધી નિરવશેષ નષ્ટ ન થાય ત્યા સુધી તેનો વિશ્વાસ કરવો ભવભીરૂ જનોને ઉચિત નથીજ

શુદ્ધ ભાવના એજ ખરૂ રસાયણ છે કેમકે તેના વિના ગમે તેવી ધર્મ કરણી પણ ફળીભૂત થતી નથી અને શુદ્ધ ભાવના માત્રથી સર્વ કરણી સફળ થાય છે માટે ઉક્ત ભાવનાનો અવશ્ય અભ્યાસ કરવો જોઇયે ' ભાવના ભવ નાશિની '— ભાવના જન્મ મરણના દુખ માત્રનો અત કરે છે અને અક્ષય અનત સુખ મેળવી આપે છે

મૈત્રી, મુદિતા, કરૂણા અને મધ્યસ્થતા રૂપ ભાવના ચતુષ્ટય પરમ હિતકારી છે તેમજ અનિત્ય, અશરણ, સસાર, એકત્વ, અન્યત્વાદિક દ્વાદશ ભાવના પણ ભવ ભયને હરનારી છે

શુદ્ધ ભાવના રહિત ક્રિયા કચના કટકા જેવી હોવાથી ત્યાજ્ય છે પણ ક્રિયા રહિત શુદ્ધ ભાવના તો અમૂલ્ય રત્ન જેવી હોવાથી સેવ્ય છે શુદ્ધ ભાવના રહિત અધ ક્રિયાથી અહકારા

દિક દોષો પ્રભવે છે ત્યારે કેવળ શુદ્ધ ભાવનાથી તો શુદ્ધ ગુણાનુ રાગાદિક સદ્ગુણો પ્રગટે છે શુદ્ધ ભાવનાવત કદાપિ વીતરાગ દેશિત સન્માર્ગનો અનાદર કરેજ નહિ, એટલુજ નહિ પણ યથાશકિત જ્ઞાન-ક્રિયા રૂપ મોક્ષ માર્ગનો આદર કરે છે અને એજ ખરૂ રસાયણ છે

શુદ્ધ ભાવના યુકત ધર્મ ક્રિયા દૂધમા સાકર જેવી ઉજ્વળ શખમા દૂધ જેવી અને સુવર્ણમા જડેલા સાચા રત્ન જેવી મનોહર થઇ પડે છે, અને આત્મ કલ્યાણ પણ એવી સત્ક્રિયાથીજ સાધી શકાય છે તેથી મોક્ષાર્થી સજ્જનોએ એવી સત્ક્રિયાનોજ ખપ કરવો ઉચિત છે, જેથી શીઘ્ર સ્વમોક્ષ થઇ શકે

---

# ૪૯ वैराग्य भावथी लक्ष्मी विगेरे क्षणिक पदार्थोनो मोह तजी दे.

અનિત્ય અને અસાર ક્ષણ વિનાશી પદાર્થોમા મોહ બા ધીને મુગ્ધ-અજ્ઞાની જીવો મહા દુ ખી થાય છે મમતાવડે થ ચેલા મતિ ભ્રમથી મૂર્ખ જનો અનિત્ય વસ્તુને નિત્ય, અસાર -અશુચિ વસ્તુને સાર-શુચિ અને પરાઇ વસ્તુને પોતાની માની તેમા મુઝાઈ મરે છે જો જીવને વસ્તુ સ્વભાવનુ જ યથાર્થ ભાન થાય તો ખોટી વસ્તુમા નાહક મુઝાઇ મરવાનો વખત આવેજ નહિ, માટે પ્રથમ મધ્યસ્થપણે વસ્તુ સ્વરૂપ જાણીને વિવેકથી બાધકભૂત ભાવોનો ત્યાગ કરીને કલ્યાણકારી માર્ગનુજ ગ્રહણ કરવુ જોઇયે

संपदो जल तरंग विलोला, यौवनं त्रिचतुराणिदिनानि॥
शारदाभ्रमिव चचलमायु-, किं धनै- कुरुत धर्म मनिन्द्यम्-

લક્ષ્મી જળ તરંગની જેવી ચ ચળ છે, યૌવન વય શીઘ્ર ચાલ્યુ જાય છે, અને આયુષ્ય શરદ ૠતુના વાદળની જેમ અ ત્યત અલ્પકાળ ટકે એવુ છે તો અસ્થિર ધનને માટે આટલી દોડધામ કરવાની શી જરૂર છે? આટલા અલ્પ સમયમા બની શકે તેટલી ત્વરાથી અહિંસાદિક શુદ્ધ નિર્દોષ ધર્મનુ જ સેવન કરવુ ખાસ જરૂરનુ છે કેમકે સર્વ ઇચ્છિત વસ્તુ ધર્મથીજ પ્રાપ્ત થઇ શકે છે શુદ્ધ ધર્મસેવન વિના ભવિષ્યમા કઇપણ સુખની આશા રાખવી વ્યર્થજ છે અને ધર્મ સેવનથી સર્વ પ્ર કારનુ સુખ સ્વત પ્રાપ્ત થાય છે

જ્યા સુધી જીવ સ સારના મોહમય સ બધમાજ રચ્યો પચ્યો રહે છે ત્યાસુધી તે મોહ માયાના જોરથી સ સારના સ્વ રૂપને યથાર્થ સમજ્યા વિના, સ્વહિત સાધવાને કઇપણ શક્તિ વાન્ થઇ શકતો નથી જ્યારે જીવને સ સાર સ બ ધી દુ ખનો ખરો ખ્યાલ આવે છે ત્યારેજ તેથી છુટવાને કઇક સાધનની શોધ કરે છે, અને ભાગ્યયોગે સત્સ ગવડે ધર્મનુ સ્વરૂપ સમજવાને તેમજ સમજીને તેને સેવવાને તે સમર્થ થઇ શકે છે, સ સારનુ સ્વરૂપ વિચારીને તેનો ખરો ખ્યાલ લાવવાને માટે જ્ઞાની પુરૂષોએ અનિત્ય, અશરણાદિક બાર ભાવનાઓ શાસ્ત્રમા કહી છે તેનુ યથાર્થ મનન કરતા ભરત, મરૂદેવી, નમિ રાજર્ષિ, પ્રમુખ અનેક ભવ્ય જીવો મુક્તિપદને પામ્યા છે માટે ઉક્ત ભાવનાઓનુ સ્વરૂપ લેશ માત્ર બતાવવુ અત્ર દુરસ્ત ધાર્યું છે

૧ અનિત્ય-દેહ, લક્ષ્મી અને કુટુબ વિગેરે સર્વ સયો ગિક વસ્તુઓનો વિયોગ થયા વિના રહેવાનો નથી સર્વ અતક કાળ સર્વત્ર પરિભ્રમણ કરી રહ્યો છે કાલને કાળનો જાય છે એમ સમજીને શીઘ્ર સ્વહિત સાધવુ

૨ અશરણ-સ્વજન દેહ કે લક્ષ્મી પૈકી કોઇપણ પરભવ જતા જીવને સહાયભૂત થઇ શકતા નથી દેહ કે કુટુબને ગમે તેટલા પોષ્યા છતા અતે આપણા થતા નથી સ્વાર્થી નિત્ય મિત્રની પેરે તે છેવટે છેહ દે છે તેથી જુહાર મિત્રની જેવા પરમ ઉપકારી ધર્મનુજ શરણ કરવુ યોગ્ય છે

૩ સસાર-આપ આપણા કર્માનુસારે સર્વે જીવો, નર્ક, તિર્યંચ મનુષ્ય અને દેવ ગતિમા ગમન કરે છે, જેણે જેવુ શુભાશુભ કર્મ જેવા ભાવથી કર્યું હોય છે, તેને તેવુ શુભાશુભ ફળ તેવી રીતે ભોગવવુજ પડે છે વિવિધ કર્મ વશાત્ જીવો નટવત્ વિવિધ ચેષ્ટાઓ કરે છે કર્મને વશવર્તી જીવોની તેવી વિચિત્ર અવસ્થા જોઇને તત્ત્વ દૃષ્ટિ મુઝાઈ જતા નથી, કારણ કે તત્ત્વ દૃષ્ટિ પુરૂષો તેના મૂળ કારણને સારી રીતે સમજતા હોવાથી મનનુ સમાધાન કરી શકે છે, અતત્ત્વ દૃષ્ટિજનો એવી રીતે મનનુ સમાધાન કરી શકતા નથી, તેથીજ દુખમય સ-સારમા પણ રચ્યા પચ્યા રહે છે

૪ એકત્વ-જીવ એકલોજ આવે છે અને એકલોજ જાય છે સાથે ફકત પુણ્ય અને પાપજ રહેવાથી જીવ તદનુસારે સુખ દુખને પામે છે જીવ જેવા જેવા કર્મ કરે છે, તેવા તેવાજ આ ભવમા કે પરભવમા ફળ ભોગવે છે તેમા કોઇ કઇ પણ મિથ્યા કરી શકતુ નથી છતા આણે મારૂ સુધાર્યું અથવા આ

ધુ મારૂ બગાડયુ એમ જીવ મુગ્ધતાથી માની બેસે છે તથા એકની ઉપર રાગ અને બીજા ઉપર દ્વેષ કરીને નાહક દુખ પેદા કરે છે, તત્વથી જોતા આપણુ સુધારનાર કે બગાડનાર આપણેજ છીયે

૫ અન્યત્વ–દેહ, લક્ષ્મી કે કુટુબને આત્માની સાથે અત્યત સબધ નથી, ફકત અલ્પ કાળને માટે સયોગ સબધ થયેલો છે કે જેનો અવશ્ય વિયોગ થવાનો છે અરે નિત્ય મિત્ર સમાન દેહ પણ અતે આપણુ થતુ નથી તો અન્યનુ તો કહેવુજ શુ ? વળી દેહ લક્ષ્મી વિગેરેનો અને આત્માનો સ્વભાવ ભિન્ન ભિન્ન છે દેહ, લક્ષ્મી વિગેરે જડ વસ્તુઓ છે, ત્યારે આત્મા ચૈતન્ય યુક્ત છે દેહ વિગેરે વસ્તુઓ ક્ષણુ વિનાશી છે અને આત્મા તો અચળ અવિનાશી છે એમ સમજી દેહાદિક સબધી મિથ્યા મોહ તજીને નિર્મળ જ્ઞાન, દર્શન, અને ચારિત્રાદિક આત્માની સહજ સપત્તિ સપ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇયે

૬ અશુચિ–આ શરીર મળ મૂત્રાદિક મહા અશુચિથી ભરેલુ છે પુરૂષને નવદ્વારે અને સ્ત્રીને દ્વાદશદ્વારે અશુચિ વહેતી રહે છે તેમજ સડનપડન અને વિધ્વસનજ જેનો ધર્મ છે એવા આ જડદેહમા કોણુ વિવેકશીલ મુઝાય ? આવા અસાર અસ્થિર અને અશુચિમય દેહની ખાતર કોણુ તત્વદ્દષ્ટિ પુરૂષ પાપનો પોટલો શિરપર ઉઠાવે ? આવા અશુચિમય દેહમા વિવેકી હસ તો રાચેજ નહિ, કેવળ નિર્વિવેકી–ભૂડ જેવાજ રાચી શકે, અને તેની ખાતર અનેક પાપ કરીને પણ ખુશી થાય

૭ આશ્રવ–હિસા અસત્ય, અદત્ત, અબ્રહ્મ, અને અસતોષ

પ્રમુખ તથા વિષય કષાયાદિક સબધી સર્વ વિરૂદ્ધ ક્રિયા આત્માને સહજાનદ સુખમા અતરાયભૂત હોવાથી આશ્રવસજ્ઞાથી ઓળખાય છે કઇક સારા આશયથી મન, વચન, અને કાયા વડે ક્રિયા કરવાથી પુણ્યાશ્રવ અને માઠા આશયથી પાપાશ્રવ થાય છે **પુણ્યાશ્રવથી** કઇક સુખની પ્રતીતિ અને **પાપાશ્રવથી** દુખનીજ પ્રતીતિ થાય છે સોનાની કે લોઢાની બેડી જેવા બને આશ્રવોને વિવેકી પુરૂષ **સવર** વડે છેદી શકે છે

૮ સવર–આલોક કે પરલોક સબધી ભોગાશસા તજીને કેવળ આત્મ કલ્યાણાર્થે શુધ્ધચારિત્ર ધર્મનુ સેવન કરીને આશ્રવનો અટકાવ કરવો તેનુ નામ **સવર** છે ગમે તેવા અનુકુળ કે પ્રતિકુળ પરીષહો સહન કરવા, પ્રવચન માતાનુ યથાર્થ પાલન કરવુ, ક્ષમાદિક દશવિધ યતિધર્મનુ સેવન કરવુ, મૈત્રી, મુદિતાદિક ભાવના ચતુષ્ટય અથવા અનિત્યાદિક પ્રસ્તુત ભાવનાનુ વિવેકથી પરિશીલન કરવુ, અને સામાયકાદિક ચારિત્ર માર્ગનુ નિષ્કપટપણે સેવન કરવુ એ સવર સર્વ સુખકારી છે, એમ સમજી યથાશકિત તેમા ઉદ્યમ કરવો, અથવા તેવા સન્માર્ગની બનતી સહાય કે અનુમોદના કરવીજ ઉચિત છે **સવર** યોગે **ચિલાતિપુત્ર દૃઢપ્રહારી** અને **કડુરાજા** જેવા નિર્દય જીવોના પણ કલ્યાણ થયા છે **સવર** વિના કદાપિ આ દુખમય સસારનો છેડો પામી શકાય નહિ

૯ નિર્જરા–જેથી પૂર્વ સચિત કર્મનો ક્ષય કરી શકાય એટલે કે આત્માને કર્મથી જુદો પાડી મુકત કરી શકાય તેનુ નામ નિર્જરા છે તેવી નિર્જરા સમતાયુકત તપ કરવાથી થાય છે ઉકત તપના છ બાહ્ય અને છ અભ્યતર મળીને ૧૨ બાર ભેદ છે

વિવેકથી કરવામા આવતો બાહ્ય તપ અભ્યતર તપની પુષ્ટિ કરી આત્માને અત્યત નિર્મળ કરે છે તેથી દરેક આત્માથી જનોએ તે અવશ્ય આદરવા યોગ્ય છે અનશન-ઉપવાસાદિ, ઉનોદરી-અલ્પ ભોજન, વૃત્તિ સક્ષેપ-નિયમિત ભોગોપભોગ, રસ ત્યાગ-અમુક રસની લોલુપતાનો ત્યાગ, કાયકલેશ-કેશ લોચ, આતાપનાદિ, અને સલીનતા-આસનજય પ્રમુખ એ બાહ્ય તપના ૬ છ ભેદ છે તેમજ પ્રાયશ્ચિત-પાપની આલોચના, વિનય-ગુણાનુરાગ, વૈયાવૃત્ય-સેવા ભક્તિ, સ્વાધ્યાય, ધ્યાન, અને કાઉસગ્ગ-દેહાદિક પરથી મૂર્છાનો ત્યાગ એ પ્રમાણે અભ્યતર તપના છ ભેદ મળી તપના બાર ભેદ કહ્યા છે જેમ પ્રબળ અગ્નિના તાપથી સુવર્ણની શુદ્ધિ થાય છે તેમ પૂર્વોકત પરમ પુરૂષ પ્રણીત તપના સમ્યગ આરાધનથી આત્માની વિશુધ્ધિ થઇ શકે છે એમ સમજીને ઉકતતપનુ સેવન કરવા સાવધાન રહેવુ

૧૦ લોક સ્વભાવ-ઉર્ધ્વ, અધો અને તીર્છા લોકનુ સ્વરૂપ શાસ્ત્રમા જેવુ કહ્યુ તેવુ વિચારવુ પ્હોળા પગ કરીને અને કેડે હાથ દઈને ઉભેલા પુરૂષની જેવી આકૃતિ સપુર્ણ લોકની કહેલી છે ઉર્ધ્વ લોકમા ચરાચર જ્યોતિષ્ચક્ર, બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાચ અનુત્તર વિમાન તથા સિધ્ધશીલા રહેલી છે અધો લોકમા વ્યતર, વાણવ્યતર, ૧૦ ભુવનપતિ, તેમજ સાત નર્ક પૃથ્વીઓ રહેલી છે, અને તીર્છા લોકમા અસખ્યાતા દ્વીપ તથા અસખ્યાતા સમુદ્ર જબુદ્વીપની ફરતા વલયાકારે આવી રહેલા છે આ ભાવનાથી સમકિતની દ્દઢતા થાય છે

૧૧ બોધિ દુર્લભ-ઇંદ્ર કે ચક્રવર્તી જેવી સપત્તિ કરતા પણ જીવને આ સસાર ચક્રમા ભમતા સમકિત રત્નની પ્રાપ્તિ

થવી પરમ દુર્લભ છે શુદ્ધ દેવગુરૂ અને ધર્મનુ સ્વરૂપ યથાર્થ જાણવાથી અને જાણીને તેને સમ્યગ્ આદરવાથીજ સમ્યકત્વ ગુણની પ્રાપ્તિ થઇ શકે છે, સમકિતવતનીજ સર્વ કરણી લેખે પડે છે-મોક્ષ મહાફળને આપે છે, એમ સમજીને મોક્ષાર્થી સજ્જનોએ પ્રથમ સમકિતનીજ ભાવના દ્રઢ કરવાની જરૂર છે શમ, સવેગ, નિર્વેદ, અનુકપા, અને આસ્તિકતા એ પાચ સમકિતના શ્રેષ્ટ લક્ષણ છે સમકિતવતનુ જ્ઞાન યથાર્થ હોય છે તેથી તે હિતાહિત, લાભાલાભ, અને ભક્ષ્યાભક્ષ્યાદિને યથાર્થ સમજે છે

૧૨ અરિહત ભાષિત ધમ-રાગ, દ્વેષ અને મોહાદિક સર્વ દોષ રહિત સર્વજ્ઞ પ્રભુની સાતિશય વાણીથી અનેક જીવોના હૃદગત સશયોનો ઉચ્છેદ થઇ જાય છે અને તેથી અનેક ભવ્યો સ્વપરહિત સાધવાને સન્મુખ થાય છે એકાત હિતકારી પ્રભુની વાણી ભવ્ય ચકોરોને અમૃતથી પણ મીઠી લાગે છે તેથી તેનો કદાપિ અભાવો થતોજ નથી પુષ્કરાવર્ત મેઘની જેવા પ્રભુના હિતોપદેશથી ભવ્ય જીવો પોતાનુ ખરૂ હિત યથાર્થ સમજીને સેવી શકે છે, અને તેથીજ તેઓ સર્વ પાપ ક્રિયાનો અનુક્રમે પરીહાર કરીને નિપાપ એવા મોક્ષ માર્ગનુ આરાધન કરવા ઉજમાળ થાય છે વિશ્વ જનોને પવિત્ર શાસનના રાગી કરવાની અપૂર્વ ભાવનાથીજ અરિહતપણુ પ્રાપ્ત થઇ શકે છે, અને તેવુ પરમપદ પ્રાપ્ત કરીને તે મહાપ્રભાવ પૂર્વ ભાવનાનુ સારે ત્રિભુવનવર્તી જનોને પવિત્ર હિતોપદેશ આપી તેમને સાક્ષાત્ શાસનના રાગી કરે છે તેથી સિદ્ધ થાય છે કે પૂર્વોકત સદ્ભાવના આપણી ભવિષ્યની ઉન્નતિના અવશ્ય બીજરૂપ છે

વર્તમાન કાળમાં રસાયનશાસ્ત્રીઓ પણ અનુકૂળ ભૂમિમાં વાવવા યોગ્ય બીજ-વસ્તુઓનો વિવિધ ભાવના (સંસ્કાર) દઈને વાવી તે વડે ઈચ્છિત ફળને મેળવી શકે છે તો સર્વજ્ઞ સર્વદર્શી-સર્વ શકિત સંપન્ન-પૂર્ણાનંદી પરમાત્માપ્રણીત પવિત્ર ભાવના ભાવિત જનો સ્વપુરૂષાર્થ યોગે કેમ અભીષ્ટ ફળ મેળવી ન શકે? અવશ્ય મેળવી શકેજ ફકત પૂર્વોકત ભાવના શુદ્ધ હૃદયથીજ ભાવવી જોઇયે અને એમ થાય તોજ તે શુદ્ધ ભાવનાના બળથી ભવ્ય જીવો આ ભયંકર ભવ દુઃખનો સર્વથા અંત કરીને અક્ષય સુખને સુખે સાધી શકે

---

## ૪૨ सारभूत एवा सद्विवेकनुंज सेवन कर.

### 'सदसद् विवेचनं विवेक.'

સત્યાસત્યનો સમ્યગ્ વિચાર પૂર્વક નિર્ણય કરવો કે આતો તત્વભૂતજ છે અને આ અતત્ત્વરૂપ છે આનો સંપૂર્ણજ છે અને આ અપૂર્ણ છે આતો આદરવા યોગ્યજ છે, અને આ તજવા યોગ્ય છે આતો હિતકારીજ છે, અને આ અહિતકારી છે આવુ કાર્યજ ઉચિત છે, અને આવુ અનુચિત છે આમાજ લાભ સમાયેલો છે, આમા નથીજ અથવા ગેરલાભ છે આતો ગુણવાનજ છે અને આ નથી, અથવા દોષવાન્ છે આવી વસ્તુઓજ ભક્ષ્ય છે અને આવી અભક્ષ્ય છે આવી વસ્તુઓજ પેય (પીવા યોગ્ય) છે અને આવી અપેય છે આવા લક્ષણવાળા જીવજ હોય છે, અને આવા લક્ષણ વિનાના અજીવજ હોય

છે આનુ નામજ પુણ્ય, અને આનુ નામ તે પાપ, આનુ નામ તે આશ્રવ અને આનુ નામ સવર, આવા-પરિણામથી કર્મનો બધ થાય છે, અને આવા પરિણામથી નિર્જરા અથવા કર્મક્ષય મોક્ષ થાય છે આવી રીતે આત્મહિત સબધી કઇક બારીકતાથી અવલોકન કરતા વિવેકદીપક પ્રગટે છે જે અનાદિ અજ્ઞાન અધકારનો નાશ કરી નાખે છે અને ઘટમા સમાધિકારક જ્ઞાન પ્રકાશને વિસ્તારે છે

અતર રાગ, દ્વેષ, અને મોહાદિક મહા વિકારોને લક્ષમા રાખીને જેમ નિર્વિકારતા પ્રાપ્ત થાય તેમ મધ્યસ્થપણે વિચાર પૂર્વક વર્તવાથી અને સમતાભાવિત સત્ પુરૂષોના સતત સમાગમથી અનાદિ અવિવેકનો પણ અત આવે છે અને હિતાહિતનુ યથાર્થ ભાન કરાવનાર વિવેકનો ઉદય થાય છે જેને વિવેકની ખેવના નથી તેને તે પ્રાપ્ત પણ થતો નથી

સદ્વિવેક જાગવાથી જીવને સત્ય વસ્તુનુ યથાર્થ ભાન થતા ખોટી અસત્ય વસ્તુ ઉપરથી સહેજે અભાવ અરૂચિ પેદા થાય છે અને તેમ થવાથી સાચી વસ્તુ ઉપર જોઇએ તેવી રૂચિ, પ્રીતિ અને શ્રદ્ધા જાગવાથી તેનો સચોટ સ્વીકાર થઇ શકે છે, અભ્યાસ અભ્યાસને વધારેજ છે તેથી વિવેકવત આગળ ઉપર ગુણમા સારો વધી શકે છે વિવેકશૂન્યને એવો સભવજ નથી માટે પ્રથમ રાગદ્વેષાદિક અતરવિકારોને હઠાવી મધ્યસ્થતાદિક ગુણનો અભ્યાસ કરીને આત્માર્થીજનોએ વિવેક જગાવવાની જરૂર છે, શ્રીમદ્ યશોવિજયજી મહારાજાએ યથાર્થ કહ્યુ છે કે

**રવિ દુજો તીજો નયન, અતર ભાવિ પ્રકાશ, કરો ધન્ધ સબ પરિહરી, એક વિવેક અભ્યાસ** અતરમા પ્રકાશ

કરીને પોતાની ગુણ સપત્તિને પ્રગટ બતાવનાર વિવેક બીજો સૂર્ય અને ત્રીજુ લોચન છે એમ સમજીને શાણા જનોએ ઓર ઉપાધિને તજીને એક વિવેકનોજ અભ્યાસ કરવો ઉચિત છે વિવેકથી સર્વ ગુણની સહજે પ્રાપ્તિ થશે, પણ પ્રથમ અવિવેકના કારણો સદતર દૂર કરવા જોઇયે

## ૪૩ ધર્મરુપી સંવલ વને તેટલું સાથે લઇ લે.

જીવને ભવાતર જતા કોઇ પણ પરમાર્થથી સહાયભૂત હોય તો તે કેવળ ધર્મજ છે અને તેથી દરેક કલ્યાણ-અર્થીએ તે અવશ્ય આરાધવા યોગ્યજ છે ઉક્ત ધર્મ સાક્ષાત્ કરવાથી, કરાવવાથી કે અનુમોદવાથી આરાધી શકાય છે, પરતુ શક્તિ છતા તેની ઉપેક્ષા કરવાથી અથવા ગમે તેવા કલ્પિત કારણો વડે તેની મર્યાદા ઉલ્લઘવાથી વિરાધના થાય છે

જેમ દૂર ગામાતર જતા દેહના નિર્વાહ માટે પ્રથમથીજ ભાતાની સગવડ કરી રાખવામા આવે છે તેમ ભવાતર જતા જીવે જરૂર ધર્મ સબલ પ્રથમથીજ તૈયાર કરી રાખવુ જોઇયે ધર્મ સબલ વિના જીવને ભવાતરમા ભારે વિપત્તિ સહન કરવી પડે છે અને ધર્મ સબલ વડે સુખે સમાધિયે સર્વ સપત્તિ સાધી શકાય છે

આ ભયકર ભવાટવીમા શુદ્ધાશય યુક્ત કરેલો ધર્મ એક ઉત્તમોત્તમ ભોમિયા તરીકે ભારે ઉપયોગી થાય છે યાવત્ તે ક્ષેમકુશળે મોક્ષ નગરે પ્હોચાડી દે છે

અહિસા (સ્વચ્છદપણે કોઇના પ્રાણ નહિ લેવારૂપ દયા),

સત્ય ( હિત મિત અને પ્રિય ભાષણ ), અસ્તેય ( અનીતિથી કોઇનુ કંઈપણ હરણ નહિ કરવા રૂપ પ્રમાણિકતા ), બ્રહ્મચર્ય ( વિષય વ્યાવૃત્તિરૂપ સદાચાર ), અને અસગતા મૂર્છારહિતપણુ, સહજ સતોષ, ( નિસ્પૃહતા ) વિગેરે સદવ્રતોનુ સારી રીતે સેવન કરવાથી સદ્ગતિની અવશ્ય પ્રાપ્તિ થાય છે એમ સર્વ શાસ્ત્રકારો એકે અવાજે કહે છે આ શિવાય 'અહિંસા પરમો ધર્મ ' એ મુદ્રાલેખ ખાસ લક્ષમા રાખીને, માસ, મદિરા, મધ, માખણ, મૃતક-મૂળાદિક ભૂમિકદ રિંગણુ વિગણુ આદિક કામોદ્દીપક અને બહુબીજ ફળ તથા રાત્રિભોજન વિગેરે અનેક અભક્ષ્ય વસ્તુઓનુ પણ શાસ્ત્રકારોએ વર્જન કરવા ભાર દઇને કહ્યુ છે આ પ્રમાણે અહિસાદિક મહા વ્રતોને પુષ્ટિકારી જે જે નિયમાવળી શાસ્ત્રકારોએ ધર્મની વૃદ્ધિ માટે બતાવી છે, તે તે લક્ષમા લઇને દરેક ધર્માવલબી સજ્જનોએ તેનો યથા શક્તિ અમલ કરવો ખાસ અગત્યનો છે કેમકે યથાશક્તિ યતનીય શુભે-સ્વપર હિતકારી શુભ કાર્યમા છતી શકિત નહિ ગોપવતા યથાશક્તિ યત્ન કરવો એ આપણી ફરજજ છે



## ૪૪ मनुष्यभव फरी फरी मळवो मुश्केल छे, एम समजी शीघ्र स्वहित साधी ले.

મનુષ્યભવની દુર્લભતા એટલા માટે સ્વીકારવામા આવી છે કે તે વીના કોઇ પણ બીજી ગતિમા સમ્યગ્ જ્ઞાન-ક્રિયાનુ અથવા સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર રૂપી રત્નત્રયીનુ યથાર્થ

આરાધન કરીને કોઇ પણ જીવ કદાપિ પણ તે જ ભવમા સર્વ ઘાતિ-અઘાતિ કર્મનો સર્વથા અત કરીને અક્ષય અવિનાશી એવુ મોક્ષસુખ સાધવાને સમર્થ થઇ શકે નહિ, અને તેથી જ આવો મનુષ્ય ભવ દેવને પણ દુર્લભ કહ્યો છે અર્થાત્ સમ્યગ્ દૃષ્ટિ દેવો પણ મોક્ષ ગતિના દ્વારરૂપ મનુષ્ય ભવની ઇચ્છા કરે છે અને તેવો માનવ ભવ પામીને તેને સાર્થક કરવા સમજમા આવ્યા બાદ બનતો પ્રયત્ન પણ કરે છે

તેવો માનવભવ સાક્ષાત્ પામીને મોક્ષાર્થી જનોએ મોક્ષ સાધનમા ક્ષણ માત્ર પણ પ્રમાદ કરવો યોગ્ય નથી પ્રમાદજ પ્રાણીયોનો કટ્ટામા કટ્ટો દુશ્મન છે, જેથી લોકો પ્રાપ્ત સામગ્રીને પણ નિષ્ફળ કરી નાખે છે

પ્રમાદને પરવશ પડી જે લોકો માનવભવને નિષ્ફળ કરે છે તેમને આ સસાર ચક્રમા પરિભ્રમણ કરતા તે પુન પ્રાપ્ત થવો અતિ દુર્લભ છે

આથીજ ઉત્તરાધ્યયન સૂત્રમા આ માનવભવ દશ દૃષ્ટાતે દુર્લભ કહ્યો છે એટલુજ નહિ પણ ભગવાન્ શ્રી વીરપ્રભુએ પોતાના મુખ્ય શિષ્ય શ્રી ગૌતમ ગણધરને સબોધીને પ્રગટ રીતે કહ્યુ છે કે 'એક ક્ષણમાત્ર પણ પ્રમાદ નહિ કરવો'-આ વાક્ય કેટલુ બધુ અર્થસૂચક છે? તેનાથી આપણને કેટલો બધો બોધ લેવાનો છે? છતા જો આપણે સુખશીલ થઇને પ્રમાદાચરણ તજશુ નહિ તો છેવટ આપણને કેટલુ બધુ શોચવુ પડશે? તેનો ખ્યાલ પણ આવવો અત્યારે મુશ્કેલ છે

જ્ઞાની પુરુષો યથાર્થ કહે છે કે ક્ષણિક સુખને માટે લાબા કાળનુ' દુ ... દેવુ જોઇયે નહિ પણ પ્રમાદને

વશ પડેલા પ્રાણીયો એમજ કરે છે

'ક્ષણ લાખેણો જાય'-આ અમૂલ્ય માનવભવનો વખત એળે ગુમાવવાનો નથી સારા સુકૃતોવડે તે શીઘ્ર સફળ કરી લેવાનો છે

ધર્મહીન માનવનો ભવ નિષ્ફળ જાય છે અને ધર્મ યુક્તનો તે સફળ થાય છે ધર્મહીન માણસ તો ભવાન્તરમા ભારે દુ ખના ભાગી થાય છે, અને ધર્મયુક્ત માણસો અક્ષય સુખના અધિકારી થઈ શકે છે 'દેહે દુ ખ મહાફલ'-સ્વાધીનપણે આત્મ કલ્યાણને માટે દેહનુ દમન કરવુ બહુ હિતકારી છે, અન્યથા પરાધીનપણે તો દમાવુજ પડશે, અને એમ કરતા પણ અભીષ્ટ સુખની પ્રાપ્તિ થઈ શકશે નહિ સ્વાધીનપણે તો દેહને દમવાથી યથેષ્ટ સુખ મળી શકશે 'દેહસ્ય સાર વ્રત ધારણ ચ' યથાશક્તિ સદ્વ્રત ધારણ કરવાથીજ આ માનવદેહની સાર્થકતા શાસ્ત્રકાર સ્વીકારે છે, તે વિના તો 'અજાગલ સ્તનસ્યેવ, તસ્ય જન્મ નિરર્થકમ્-બકરીના ગળામાના આચળની પેઠે તેનો જન્મ માત્ર નિરર્થકજ છે જેઓ કેવળ વિષયકષાયાદિ પ્રમાદને વશ થઇ પોતાનો માનવભવ વ્યર્થ ગુમાવે છે, તેઓ સોનાના થાળમા કસ્તૂરીને બદલે ધળ ભરે છે, અમૃતનુ પાન કરવાને બદલે તેના વડે પાદશોચ કરે છે, શ્રેષ્ઠ હાથીની પાસે લાકડાં વહાવે છે, અને ચિન્તામણિરત્નને કાગડાને ઉડાડવા માટે હાથમાંથી ફેંકી દે છે-આવી મૂર્ખાઇ કરે છે વળી જે સ્વચ્છદ વર્તનથી ક્ષણિક સુખને માટે અમૂલ્ય માનવભવને હારે છે તે મધ્ય દરિયામા એક ફલકને માટે તારક વહાણને ભાગી નાખે છે, એક ખીંટીને માટે આખા મહેલને પાડી નાખે છે, અને એક

પુરૂષાર્થવતજ સત્ય ધર્મનુ શોધન યા દોહન કરીને તેનુ યથાર્થ સેવન કરી શકે છે પુરૂષાર્થહીન લોકો તો અધશ્રદ્ધાથી કેવળ જૂની રૂઢીને અનુસરીનેજ ચાલવાવાળા હોય છે, તેથી તેમા કઇ વિશેષ લાભ મેળવી શકતા નથી પુરૂષાર્થ વિના કોઇ પણ કાર્ય પરિપૂર્ણ થઇ શકતુ નથી પૂર્વોક્ત પાચે પ્રકારના પ્રમાદને તજીને સાવધાનપણે સ્વપરહિત સાધનારજ પુરૂષાર્થવત કહેવાય છે અને ઉક્ત પ્રમાદને પરાધીન થઇ પડેલા લોકો પુરૂષાર્થહીન કહેવાય છે

પુરૂષાથજ માણસનુ ખરૂ જીવન છે, તેથી પુરૂષાર્થહીન માણસ પશુ સમાનજ છે પુરૂષાર્થહીન, મનુષ્યભવ પામીને ઉલટુ લેવાનુ દેવુ કરે છે

પુરૂષાર્થવત પોતાના પવિત્ર વર્તનથી આ ભૂલોકમા પણ દેવી જીવન જીવીને અતે અક્ષય સુખના અધિકારી થાય છે

આપણે ધારીયે તો પૂર્વોક્ત પ્રમાદને તજી ખરો પુરૂષાથ ધારી આપણા પ્રમાદી બધુઓને પણ પુરૂષાર્થવત કરી શકીયે પણ તે સ્વદૃષ્ટાતથીજ સાક્ષાત્ રહેણીએ રહેવાથીજ, નહિ કે કેવળ લુખી કહેણી માત્રથી

આપણે ધારીયે તો આપણે પોતેજ સત્ય પુરૂષાર્થથી અરિહત સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય કે સાધુપદને સાક્ષાત્ પામી શકીયે, તેમજ તેવી પવિત્ર પદવી પામીને અન્ય અધિકારી જીવોને તેવાજ કરી શકીયે જે જે પૂર્વોક્ત પવિત્ર પદવીને પ્રાપ્ત થયા છે તે તે સર્વે સત્ય પુરૂષાર્થને સાધીનેજ, તો આપણે પણ પુરૂષાથવડે તેવા કેમ થઇ શકિયે નહિ ? પુરૂષાર્થવડેજ પૂર્વે અનેક સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકાઓ પ્રસિદ્ધિમા આવ્યા છે તેથી

પૂર્વોક્ત પ્રમાદરહિત થઇને સ્વ સ્વ કર્તવ્ય કર્મ કરવાને સાવધાન રહેવુ એજ આત્મ ઉન્નતિને માટે પ્રથમ આવશ્યક છે એજ ખરો ધર્મ છે અને એજ સત્ય સાધન છે

એવા અપ્રમત્ત પુરૂષાર્થવત પુરૂષોજ ખરેખર સ્વપરહિત સાધી શકે છે, પણ પ્રમાદશીલ એવા પુરૂષાર્થહીન જનો કઇ હિત સાધી શકતા નથી

પુરૂષાર્થવત ગૃહસ્થ પોતાનુ ગૃહતત્ર ન્યાય નીતિને અનુસરી પ્રમાણિકપણેજ ચલાવે છે ત્યારે પુરૂષાર્થહીન તથા વિરુદ્ધવર્તી અપ્રમાણિક પણેજ ચલાવે છે પુરૂષાર્થવત સુખ દુખમા સમભાવે રહે છે, ત્યારે પુરૂષાર્થહીન હર્ષ વિષાદ ધારે છે પુરૂષાથવત હિમતથી અને શ્રદ્ધાથી વિપત્તિની સામા થઈ લગાર પણ સ્વધર્મકર્તવ્યથી ચૂકતા નથી, પણ પુરૂષાથહીન તો તેવે વખતે હીનતા ધારણ કરીને કતવ્યભ્રષ્ટજ થાય છે પુરૂષાથહીન કર્તવ્યકર્મનો અનાદર કરીને સુખશીલ થઈ, અર્થ યા કામનોજ આદર કરે છે, ત્યારે પુરૂષાર્થવત તો ગમે તેવા સયોગોમા પ્રમાદરહિત ધર્મનેજ પ્રધાન પદ આપે છે

પુરૂષાર્થવત સાધુજ અહિસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસગતાદિક મહાવ્રતોને અખડ અતિચારરહિત પાળીને સ્વ ચારિત્રને ઉજ્વળ કરે છે ત્યારે પુરૂષાર્થહીન સાધુ તેવા સ્હાવત લઈને સ્વચ્છદ વર્તનથી તેમને ખડી-વિરાધી સ્વચારિત્રને કલકિત કરી અતે અધો ગતિનાજ ભાગી થાય છે

પુરૂષાર્થવત સાધુજ વિવિધ પ્રકારના અભિગ્રહને નિસ્પૃહતાથી અખડ પાળી નાના પ્રકારની લબ્ધિયોને પેદા કરે છે, પણ તેનો કદાપિ ગેરઉપયોગ કરતા નથી પુરૂષાથહીનમા

પુરૂષાર્થવંતજ સત્ય ધર્મનું શોધન યા દોહન કરીને તેનું યથાર્થ સેવન કરી શકે છે પુરૂષાર્થહીન લોકો તો અંધશ્રદ્ધાથી કેવળ જૂની રૂઢીને અનુસરીનેજ ચાલવાવાળા હોય છે, તેથી તેમા કંઇ વિશેષ લાભ મેળવી શકતા નથી પુરૂષાર્થ વિના કોઇ પણ કાર્ય પરિપૂર્ણ થઇ શકતું નથી પૂર્વોક્ત પાંચે પ્રકારના પ્રમાદને તજીને સાવધાનપણે સ્વપરહિત સાધનારજ પુરૂષાર્થવંત કહેવાય છે અને ઉક્ત પ્રમાદને પરાધીન થઇ પડેલા લોકો પુરૂષાર્થહીન કહેવાય છે

પુરૂષાર્થજ માણસનું ખરૂં જીવન છે, તેથી પુરૂષાર્થહીન માણસ પશુ સમાનજ છે પુરૂષાર્થહીન, મનુષ્યભવ પામીને ઉલટું લેવાનું દેવું કરે છે

પુરૂષાર્થવંત પોતાના પવિત્ર વર્તનથી આ ભૂલોકમાં પણ દેવી જીવન જીવીને અંતે અક્ષય સુખના અધિકારી થાય છે

આપણે ધારીયે તો પૂર્વોક્ત પ્રમાદને તજી ખરો પુરૂષાર્થ ધારી આપણા પ્રમાદી બંધુઓને પણ પુરૂષાર્થવંત કરી શકીયે પણ તે સ્વદૃષ્ટાંતથીજ સાક્ષાત્ રહેણીએ રહેવાથીજ, નહિ કે કેવળ લુખી કહેણી માત્રથી

આપણે ધારીયે તો આપણે પોતેજ સત્ય પુરૂષાર્થથી અરિહંત સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય કે સાધુપદને સાક્ષાત્ પામી શકીયે, તેમજ તેવી પવિત્ર પદવી પામીને અન્ય અધિકારી જીવોને તેવાજ કરી શકીયે જે જે પૂર્વોક્ત પવિત્ર પદવીને પ્રાપ્ત થયા છે તે તે સર્વ સત્ય પુરૂષાર્થને સાધીનેજ, તો આપણે પણ પુરૂષાર્થવડે તેવા કેમ થઇ શકિયે નહિ ? પુરૂષાર્થવડેજ પૂર્વે અનેક સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકાઓ પ્રસિદ્ધિમા આવ્યા છે તેથી

નહિ કરતા તે દુખ ઉપરજ રોષ કરે છે અને એમ કરવાથી કઇ સુખ તો મળતુ નથી પણ ઉલટુ દુખજ વૃદ્ધિ પામે છે

સવજ્ઞ-સર્વદર્શી ભગવાન્ કહે છે કે કોઇ કોઇનુ બગાડતુ કે સુધારતુ નથી બીજા તો કેવળ નિમિત્ત માત્રજ છે પોતેજ કરેલા કર્માનુસારે પ્રાણી દુખ સુખને પામે છે તેમા અન્ય ઉપર અજ્ઞાનપણે આરોપ મૂકવો મિથ્યા છે એમ સમજીને ખરા પુરૂષાર્થવત પુરૂષો પ્રાપ્ત દુખના મૂળ કારણભૂત કર્મને લક્ષમા રાખીને તેનેજ નિર્મૂળ કરવા પ્રયત્ન કરે છે, અને તેજ યુકત છે, છતા કાયર અજ્ઞાની માણસો તેમ કરી શકતા નથી

પુરૂષાર્થવત શ્રી પુરુષજ પરમાર્થભૂત એવા મોક્ષ માર્ગને સાધી શકે છે અને ધર્મ એજ ખરો પુરૂષાથ છે, એમ સમજી મોક્ષાર્થી જનોએ સર્વજ્ઞભાષિત ધર્મનુ યથાશકિત આરાધન કરવા અવશ્ય ઉજમાળ રહેવુ યુકત છે

- પૂર્વ પુણ્યયોગે મનુષ્યભવાદિક શુભ સામગ્રીને પામીને અને સદ્ગુર્વાદિકનો વિશિષ્ટ યોગ પામીને જે સ્વહિત સાધી લેવાની ઉપેક્ષા કરે છે તેના પાછળથી કેવા હાલ થશે ? તે સબધી શ્રી ધનેશ્વરસુરી મહારાજ શ્રી શત્રુજય મહાત્મ્યમા આ પ્રમાણે કહે છે —

धर्मेणाधिगतैश्वर्यो, धर्ममेव निहन्ति य. ॥
कथं शुभायति भावी, स स्वामिद्रोहपातकी ॥ १ ॥

ધર્મના પ્રભાવેજ સર્વ સપદાને પામ્યા છતા જે નરાધમ ધર્મનોજ લોપ કરે છે તે સ્વામીદ્રોહી પાપી ભવિષ્યમા કેવી રીતે સુખી થઈ શકશે ? આ ભવમા પણ અત્યત હિતકારી ધર્મની કૃપાથીજ સર્વ સાહેબી પામીને જો તેજ પરોપકારી ધર્મનો

તેથી વિપરીતજ જોવામા આવશે

પુરૂષાર્થવત સાધુજ સમ્યગ્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયાની યથાયોગ્ય સહાયથી રત્નત્રયીનુ આરાધન કરીને અલ્પ કાળમા અક્ષય અવિનાશી પદને પામે છે અને પુરૂષાર્થહીન સાધુ તો મોક્ષના સાધનભૂત જ્ઞાનક્રિયામાના કોઇની ઈચ્છાનુસાર ઉપેક્ષા કરી રત્નત્રયીને વિરાધી પૂર્વોક્ત પ્રમાદને પરવશ પડી દીર્ઘકાળ સસાર પરિભ્રમણજ કરે છે

સત્ય પુરૂષાર્થવત સાધુજ છિદ્રરહિત પ્રવહણની પેરે આ સસારસમુદ્રને સુખે તરી જઇ સ્વપરનો ઉદ્ધાર કરી શકે છે પુરૂષાર્થહીન તો પથ્થરની પેરે સ્વપરને ડૂબાવેજ છે

કોઇપણ મોક્ષાર્થીએ પૂર્વોક્ત પુરૂષાર્થવત પુરૂષોનોજ આશ્રય કરવો યોગ્ય છે કેમકે તેથી એવો પુરૂષાર્થ પામવો સુલભ થઇ પડે છે

પુરૂષાર્થવત પુરૂષની વૃત્તિ સિહની જેવી અને પુરૂષાર્થહીનની વૃત્તિ શ્વાનની જેવીજ હોય છે પહેલાની વૃત્તિ ઉંચી અને બીજાની કેવળ નીચી હોય છે

પુરૂષાર્થવત ગમે તેવી વિષમ સ્થિતિમા પણ સિહની જેમ સ્વ ઈષ્ટ કાર્ય સાધે છે પણ પુરૂષાર્થહીન તેમ કદાપિ કરી શકતોજ નથી સિહને કોઇએ બાણ માર્યું હોય તો તે તેનુ ઉત્પત્તિ સ્થાન શોધીને તેનેજ મારે છે પરતુ શ્વાન તો તેને મારવામા આવેલા પાષાણ વિગેરેનેજ કાટવા (કરડવા) જાય છે

એવી રીતે કઇપણ દુ ખ ઉત્પન્ન થતા પુરૂષાર્થવત તેનુ ખરૂ કારણ તપાસીને તે કારણનેજ દૂર કરે છે ત્યારે પુરૂષાર્થહીન-કાયર માણસ તો તેની કઇપણ આગળ પાછળ તપાસ

# सुमति अने चारित्रराजनो सुखदायक संवाद.

પ્રેક્ષક ભાઇયો અને બ્હેનો ! આજે હું તમને એક અતિબોધદાયક સંવાદ સંભળાવવા ઇચ્છું છું તેથી પ્રથમ તેમાં ખાસ ઉદ્દેશ કરાએલા પાત્રોની તમને કંઇક વિશેષે સમજ આપવી દુરસ્ત ધારૂં છું અને આશા રાખું છું કે તે સર્વ વાત તમે લક્ષમાં રાખી તેમાંથી એક ઉત્તમ પ્રકારનો બોધ ગ્રહણ કરશો.

એકાન્ત હિતબુદ્ધિથીજ પ્રેરાઇને તમને આ બોધદાયક પ્રબંધ સંભળાવવા મારી ખાસ ઉત્કંઠા થઇ આવી છે તે કંઇક તમારા ભાગ્યનીજ ભલી નિશાની હોય એમ હું માનું છું હવે હું મુદ્દાની વાત તમને જણાવું છું દરેક આત્માને પોતાના સારા નરસા ચરિત્ર (આચરણ) ના પ્રમાણમાં મતિનું તારતમ્ય હોયજ છે, છતાં સામાન્ય રીતે સારા ચરિત્રવાળાને મુખ્યતાએ સુમતિનો અને માઠા આચરણવાળાને મુખ્યતાએ કુમતિનોજ સંગ હોય એમ મનાય છે તેથી તેમનો અરસપરસ પ્રસંગવશાત્ સંવાદ થયાજ કરે છે તેની જીજ્ઞાસુ ભાઇ બ્હેનોને કંઇક ઝાંખી આપવાની બુદ્ધિથી સ્વ ક્ષયોપશમાનુસારે આ ઉલ્લેખ ઘડયો છે વીતરાગ પ્રભુના પવિત્ર વચનાનુસારે વિવેકયુકત વર્તન કરનાર સત્ચારિત્રપાત્ર પુરૂષ જગતમાં એક મહારાજાથી પણ અધિક પૂજ્ય મનાય છે, તેથી તેવા ચારિત્રવંતને સત્ (સાચા) ચારિત્રરાજ કહેવામાં કંઇપણ બાધ આવતો નથી પણ જેઓ વીતરાગ વચનથી વિરૂદ્ધ વર્તન ચલાવીને દંભ વૃત્તિથી સ્વદોષ ગોપવવા માટે લોકમાં પૂજાવામનાવા માટે તથા સ્વગૌરવ વધારવા માટે અહોનિશ મથન કરી જગતમાં ચારિત્રવંત કહેવડાવવાનો દાવો રાખે છે તેઓ તો કેવળ નામનાજ

ધ્વંસ કરવામાં આવશે તો સ્વામીદ્રોહ કરનાર તે નીચ પાપીનું કલ્યાણ પછી શી રીતે થઇ શકશે ? ખરૂં જોતાં એવા પાપી ધર્મ દ્રોહીનું ભવિષ્ય સુધરવું ખરેખર દુઃશકયજ છે.

જે માણસને આવા હૃદયવેધક શાસ્ત્રવચનોથી પોતાના કરેલા પાપોનો પુરેપુરો પશ્ચાતાપ થાય છે અને ફરી એવા પાપ નહિ કરવાની પવિત્ર બુદ્ધિથી સદગુરૂ સમીપે પ્રાયશ્ચિત ( કરેલા પાપોની શુદ્ધિ ) કરવા ઇચ્છા થાય છે એવા પણ યોગ્ય જીવ ઉપર કૃપાળુ ધર્મ મહારાજ જરૂર કૃપાકટાક્ષ કરે છે. એટલે એવા જીવોનો પણ ઉદ્ધાર આવી રીતે થઇ શકે છે.

પરંતુ પાપ કરીને ખુશી થનારા, અથવા લોકરંજનને માટે ફકત મોઢેથીજ બળાપો કરનારા અથવા કપટરચનાથી સ્વદોષને છુપાવનારા એવા અયોગ્ય અને દંભીજનો ઉપર ગુણજ્ઞ અને ગુણ પક્ષપાતી ધર્મ મહારાજાની મહેરબાની ભવિષ્યકાળમાં પણ કદાપિ હોઇ શકેજ નહિ.

એમ સમજી નીચ નાદાન, અને નિર્લજ્જ એવા નાલાયક જનોની સંગતિ તથા તેમના અનર્થકારી આચાર વિચારને તજી દઇને, ઉદાર, દયાળુ, અને લજ્જાળુ એવા સુપાત્રનીજ સંગત અથવા તેમના હિતકારી આચાર વિચારને આદરી આપણે પરમ ઉપકારી ધર્મ મહારાજની કૃપાથી પ્રાપ્ત કરેલ સર્વ શુભ સામગ્રીની સફળતા કરી શકીયે એવો સત્ પુરુષાર્થ સેવવો એજ આપણું મુખ્ય કર્તવ્ય છે. સર્વ પ્રમાદરહિત સત્ પુરૂષાર્થ ઉપરજ આપણી, આપણા સંધર્મીઓની, તેમજ સમસ્તજનોની ખરી ઉન્નતિનો આધાર છે એ વાત ખુબ લક્ષમાં રાખીનેજ આપણું વ્યવહારતંત્ર ચલાવવું યોગ્ય છે. ઇત્યલમ્.

ચીને તેવી ઇચ્છા છતા આપને એકાન્તે કહેવાની મને જોઇએ તેવી તકજ મળી શકી નથી ?

ચારિત્ર૦—આજ સુધી કહેવાની પ્રબળ ઇચ્છા છતા કેમ તક ન મળી શકી ? તેનુ કારણુ હવે સકોચ રાખ્યા વિના કહે હું તારી ઉપર પ્રસન્ન છુ

સુમતિ—આપ મારા સ્વામીનાથ મારી ઉપર સુપ્રસન્ન થયા છો તેથી હુ મારૂ અહોભાગ્ય માનુ છુ આપની તેવી પ્રસન્નતા સદા બની રહે તેમ ખરા જીગરથી ઇચ્છુ છુ, પણુ સચુ કારણુ કહેતા મન સકોચાય છે

ચારિત્ર૦—સુદરી ! જરાયે સકોચ રાખ્યા વિના ખરૂ કારણુ હોય તે કહીદે

સુમતિ—આજ સુધી આપ લાબો વખત થયા મારી ઉપેક્ષા કરીને મારી સપત્ની ( શોકય ) કુમતિનેજ વશ પડયા હતા, એ વાત શુ આપ આટલામા વિસરી ગયા કે જેથી મારે મોઢે તેનુ કારણુ કહેવડાવો છો ?

ચારિત્ર૦—સુમતિ ? તારા સ્થાયી સમાગમ વિના સર્વ કોઇ કુમતિ વશ પડીને ખુવાર થાય છે તે તો તનેસુવિદિતજ છે.

સુમતિ—હા, પણુ આપે તો ચારિત્ર૦ નામ ધારીને અને દુનિયામા પણુ જેવોને તેવો દમામ રાખીને મારી વિગોવણુા કરી તેનુ કેમ ?

ચારિત્ર૦—સુદરી ! તુ જે કહે છે તે સત્ય છે, મારી દાંભિક વૃત્તિને સંભારતાજ હવે તો મને શરમ આવે છે પણુ જો તારો સમાગમ થયો ન હોતતો શુ જાણીયે મારા શાએ હાલ થાત, હવે પાછી તેવી ભૂલ ન થાય માટે અને તારો

મહારાજા કહેવાય છે એવા દંભી ચારિત્રરાજને હોળીના રાજા ઇલ્લોજીની ઉપમા ઘટી શકે છે આવી હલકી પાયરીએ પોતાની કુટિલતાથી ઉતરવા કરતા સરલતાથી સત્ ચારિત્રરાજના સેવક થઈ રહેવામાજ ખરી મજા છે કેમકે 'સિદ્ધિ સ્યાદ્ ઋજુભૂતસ્ય' એવા આગમ વચનથી સર્વ દંભરહિત-ઋજુ-સરલ પુરૂષનીજ સિદ્ધિ થાય છે આવી સિદ્ધાંતની વાતને ખાસ લક્ષમા રાખીને જગત્ પ્રસિદ્ધ સ્વ સ્વામી ચારિત્રરાજની આગળ ઉપર વિડંબના ન થાય એવા પવિત્ર ઉદ્દેશથી સુમતિ, ચારિત્રરાજને સંબોધન કરે છે

સુમતિ—સ્વામીનાથ ! હુ આપને લજ્જાથી કંઈ હિતકારી વાત પણ કહી શકતી નથી તોપણ આજે નમ્રપણે કંઇક કહેવા ધારૂ છુ તેથી આપ ખોટુ નહિ લગાડતા સાર ગ્રહી મને ઉપકૃત કરશો, એવી મારા અંતરની ઇચ્છાપૂર્વક કરેલી પ્રાર્થના સ્વીકારી મને પ્રસંગોપાત બે બોલ બોલવાની રજા આપશો ?

ચારિત્રરાજ—અહો સુમતિ ! મારાથી આટલો અંતર રાખવાનુ કંઇ કારણ નથી, તારે કહેવુ હોયતો સુખેથી કહે, સાચી અને હિતકારી વાત કહેતા કોનો દિવસ ફર્યો છે કે ઉલટી રીસ ચઢાવશે ?

સુમતિ—સ્વામીનાથ ! હવે મને કાંઇક હિમ્મત આવી છે તેથી મારા મનની વાત કહેવાને કંઇક ભાગ્યશાળી થઈ શકીશ. નહિતો—તો—

ચારિત્રરાજ—તુ આજ સુધી કહેવાનો કેમ વિલંબ કરી રહી હતી ?

સુમતિ—સ્વામીજી ! સાચુ કહુ છુ કે મારા અંતરમા જે

મારાથી વિમુખ કર્યા ન હોત તો આપે કયારનાએ મારી સન્મુખ જોઇ મને આવકાર આપ્યો હોત, પણ મારી શોકય સ્વામિનપણે એમ થવા દેજ કેમ ?

ચારિત્ર—સુમતિ ! તુ તો તારી કુલીનતાને ઉચિતજ કહે છે પણ વાક માત્ર મારોજ છે કેમકે મારૂ મન જો મારે હાથ હોય તો કુમતિ બાપડી શુ કરી શકે ? હુ પોતેજ પ્રમાદશીલ હોવાથી કુમતિને વશ પડી રહ્યો હતો.

સુમતિ—સાહેબ સહીસલામત રહો ! હવે આપે આપની ગતિ જાણી છે તેથી ફરી હું ઇચ્છુ છુ કે આપ કુમતિના કબજામાં આવશો નહિ

ચારિત્ર— હવે તો મે તેણીને દેશવટો દેવાનોજ નિશ્ચય કર્યો છે

સુમતિ—કુમતિની ગતિ એવી વિચિત્ર છે કે તે ગમે ત્યાથી ગમે તેવી રીતે અંતરમા પેશી જીવતી ડાકણની જેમ જીવનુ જોખમ કરે છે મોટા યોગીજનોને પણ લાગ જોઇને છળે છે અને ચમત્કારી આત્માને તો ક્ષણવારમા ઉથલાવીને ઉંધો વાળે છે આવી તેની કુટીલતા જગજાહેર છે, માટે ક્ષણવાર પણ તેનો વિશ્વાસ કરવો ઉચિત નથીજ.

ચારિત્ર-પ્રિયે ! તેણીને તિલાંજલિ દેવાનો મારો સંપૂર્ણ વિચાર છે, પણ તે પુન મને છળી ન શકે એવા સમર્થ ઉપાય તુ જાણતી હોય તે મને કહે કે જેનો અભ્યાસ કરીને હું પુન તેણીના પાપી પાશમા આવી શકુ નહિ, કેમકે જેમ તું કહે છે તેમ પ્રતીત છે કે કુમતિનો સ્વભાવ કુટીલ છે

સુમતિ—જે કહેવાની મારી ઇચ્છાજ હતી તેજ બાબતની

સમાગમ સ્થાયી બન્યો રહેશે તો હુ મારૂ અહો ભાગ્ય માં નીશ હવે તારે જે કાંઇ હિતકારી વાત કહેવી હોય તે ખુ ને મનથી કહે વ્હાલી ! સાચી વાત કહેતાં કઇ પણ સ કોચ રાખીશ નહિ

સુમતિ—આપનાથી આવે પ્રસગે આતરો કે સ કોચ રા ખવો તેને તો હવે હુ સ્વામીદ્રોહ કે આત્મદ્રોહજ લેખુ છુ વધારે શુ કહુ !

ચારિત્ર૦—સુમતિ ! થોડા વખતના પરિચયથી પણ મને તારા સરલ સ્વભાવની ખાની થએલી છે કે તુ જે ક ઈ કહીશ તે એકાત હિતકારીજ હશે તેની સત્યતાને માટે મને સ દેહ નથી, તેથી તારૂ ખરૂ મ તવ્ય કહે

સુમતિ—મે આજ સુધી આપની સેવા બજાવવાનો લાભ મેળ વ્યોજ નથી તેને માટે શોચુ છુ પણ હવે ખરી સેવા બજાવ વાની સોનેરી તક હાથ આવેલી જાણી મનમા ઘણોજ હર્ષ થાય છે તે આપને પ્રથમ જણાવુ છુ

ચારિત્ર૦—મારીજ કસૂરથી કદાચ ઉપેક્ષાથીજ તુ મારાથી આજ સુધી દૂર રહી અને તેથીજ તુ મને સવળે રસ્તે દોર વાની તક ન સાધી શકી તેમા તારો તો તલમાત્ર પણ વાક નથી વાક માત્ર મારા નસીબનોજ છે કે જેથી હુ છની સામગ્રીયે તેનો લાભ લેવા અત્યાર સુધી ભાગ્યશાળી થઇ શકયો નહિ તે વાતનો વિચાર કરતા બહુજ શોચ થાય છે પણ તેવા શોચ માત્રથી શુ સરે ? હવે તો જાગ્યા ત્યાથી સવાર

સુમતિ—આપનુ કલ્યાણ થાઓ ! ખુદ આપનો વાક કાઢવા કરતા મારે તો મારી સપત્નિ-કુમતિનોજ વાક કાઢવો વ્યાજબી છે કેમકે જો આજ સુધી તેણીયે આપને ભભેરયા ન હોત અને

સકળ કારણોનો સ્વત ક્ષય થઇ જશે

સુમતિ--આટલા અલ્પ કાળમા પણ આપના અપ્રતિમ પ્રેમની મને જે પ્રતીતિ થઇ છે તે મને આપના ભવિષ્યના સુખ સુધારાની સપૂર્ણ આગાહી આપે છે હવે હુ આપને મારા સદ્વિચારો રોશન કરવાની રજા લહુ છુ આશા છે કે આપની હૃદયભૂમિમા રોપાયેલા એ સદ્વિચારો અતિ અદ્ભૂત ફલદાયક નીવડશે

ચારિત્ર૦---મારામા જેટલી પાત્રતા હશે તેટલા તો તે અવશ્ય ફળદાયી થશે, સાથે એવી પણ ખાત્રી છે કે તારી સતત સગતિથી મારામા પાત્રતા પણ વધતી જશે, તથા પાત્રતાના પ્રમાણમા ફળની અધિકતા થતીજ જશે

સુમતિ--હુ અતકરણથી ઇચ્છુ છુ કે આપને સપૂર્ણ પાત્રતા પ્રાપ્ત થાઓ, અને આપ સપૂર્ણ સુખમય પરમપદના પૂર્ણ અધિકારી થાઓ !

ચારિત્ર૦---તારા મુખમાજ અમૃત વસે છે કેમકે તારી સાથેના આ વાર્તા વિનોદમા મને એટલો તો સ્વાદ આવે છે કે તેની પાસે સ્વર્ગના સુખ પણ નહિ જેવા છે જેને તારો સગ થયો નથી તેનુ જીવ્યુ હુ ધુળ જેવુ લેખુ છુ

સુમતિ---મ્હારી શોકય બ્હેને જો આપને અનુભવ સુખડી ચખાડી નહોત તો આપને મારો સ્થાયી સમાગમ કરવાનો વિચારજ કયાથી થાત ? કેમ ખરૂને ? હુ ધારૂ છુ કે આપ તેના સ્વભાવિક ગુણોને સ્વપ્નમા પણ ભૂલશો નહિ સામી વસ્તુથી સપૂર્ણ કટાળ્યા વિના અમુકમા પૂર્ણ પ્રીતિ બધાતી નથી

ચારિત્ર૦—કુમતિથી હુ ખુબ કટાળ્યો છું એ નિર્વિવાદ

આપની જિજ્ઞાસા થયેલી જોઈને મારે તો દૂધમા સાકર ભળ્યા બરાબર થયુ છે

ચારિત્ર૦—ખરેખર આવુ ઉત્તમ નામ ધરાવીને અને દુનિયા આગળ આવો ખોટો દમામ રાખીને ખરા ચારિત્ર સબધી ગુણ વિના કેવળદભ-માયાથી જીવવા કરતા તો મરવુ જ મને તો હવે બહેતર લાગે છે

સુમતિ—સ્વામીજી ! આપ ચતુર છો ખરા ચારિત્રના અર્થી દરેક શખ્સને એટલી ચાનક ચઢયા વિના તે પતિત અવસ્થાને તજી શકેજ નહિ

ચારિત્ર૦—પણ પ્રિયે! જે તુ મને હિતકારી વચન કહેવા ઇચ્છે છે તે હવે વિલબ કર્યા વિના કહે, કેમકે કહ્યુ છે કે ' શ્રેય કામમા બહુ વિઘ્ન આવે છે '

સુમતિ—આપનુ કહેવુ યથાર્થ છે અને તેથી આપ સાહેબની આજ્ઞાને અનુસરીને હુ મારૂ કર્તવ્ય બજાવવાને તત્પર થઇ છુ જે જે આપને મારી ફરજ વિચારીને કહીશ તેનુ આપ કૃપા કરીને મનન કરતા રહેશો.

ચરિત્ર૦—પ્રિયે ! તારા અમૃત વચનનુ હુ આદરપૂર્વક પાન કરીશ અને તે વડે મારા ત્રિવિધ તપ્ત આત્માને શાન્ત કરીશ એ નિશ્ચે સમજજે

સુમતિ—આપના આત્માને સર્વથા શાન્તિ સમાધિ મળો તેમજ અસમાધિના ખરા કારણોનો ક્ષય થાઓ ! અને સમાધિના ખરા સાધન પ્રાપ્ત થાઓ

ચારિત્ર૦—મને ખાત્રી થઇ છે કે તારો સ્થાયી સમાગમજ સર્વ સમાધિનુ મૂળ કારણ છે અને તેથી અસમાધિના

૫ મનની કઠોરતા તજી કોમળતા આદરવી જોઇયે

૬ લોક અપવાદથી તથા પાપથી બીવુ જોઇયે વડીલનુ મન પણ ન દુભાવવું જોઇયે

૭ સર્વ દંભ-માયાને મૂકીને નિદંભી-નિર્માયી-સરલ સ્વભાવી થવુ જોઇયે

૮ આપણી ઇચ્છા નહિ છતા વડીલનુ મન પ્રસન્ન રાખવાને દાક્ષિણતા કરવી જોઇયે

૯ સ્વચ્છદતા તજીને લજ્જા રાખવી જોઇયે નિર્મર્યાદ પણુ તજીને લજ્જા, મર્યાદા, મેત્રવી જોઇયે

૧૦ નિર્દયતા તજીને દયાદ્રતા આદરવી જોઇયે, સર્વ ઉપર અમીની નજરથી જોવુ જોઇયે દ્વેષ, મત્સર, ઇર્ષ્યાદિક તો દૂર કરવા જોઇયે

૧૧ પક્ષપાત બુદ્ધિને તજીને નિષ્પક્ષપાતપણુ આદરવુ જોઇયે

૧૨ સદ્‌ગુણી માત્ર ઉપર રાગ ધરવો જોઇયે સદ્‌ગુણ રાગી થઇ રહેવુ જોઇયે

૧૩ પ્રાણાન્ત કષ્ટ આવ્યે છતે પણ અસત્ ભાષણ ન કરવુ જોઇયે સત્યની ખાતર પ્રાણ અર્પણ કરવા જોઇયે, એકાંત સત્યપ્રિય થવુ જોઇયે

૧૪ સ્વસબંધી વર્ગ પણ ધર્મની તાલીમ લઇ સબળ થાય તેમ કરવુ જોઇયે સ્વપક્ષ ધર્મસાધન વિમુખ ન રહે તેની યોગ્ય કાળજી રાખવી જોઇયે અથવા આત્મસાધન સન્મુખ થયેલા સ્વસબંધી વર્ગનીજ યોગ્ય સહાય લેવી જોઇયે

છે, કુમતિના કુસંગવડેજ હું આવી અનુપમ સુખ સંગતિથી ચુકયો છું, તેથી તે વાત હું સ્વપ્નમાં પણ કેમ ભૂલી શકું ! હવે હવે એક ક્ષણ પણ મને તારો વિછોહ ન પડો, એજ મને ઇષ્ટ છે એવી મારી અંતરની ઇચ્છા ફળીભૂત થાઓ !

સુમતિ—સ્વામીજી ! કુમતિના લાંબા વખતના પરિચયથી આપની ઉપર જે જે વિરૂદ્ધ સંસ્કાર બેસી ગયા હોય તે તે સર્વ નિર્મૂળ થાય તેવો અનુકુળ પ્રયત્ન આપને પ્રથમજ સેવવાની ખાસ જરૂર છે કુમતિના કુસંગથી ઉદ્દભવેલા માઠા સંસ્કારોને નિર્મૂળ કરવાના સતત પ્રયત્નમાં હું પણ સહાયભૂત થઈશ.

ચારિત્ર૦—કેવા ક્રમથી મારે ઉક્ત સંસ્કારોને ટાળવાનો ઉપાય કરવો જોઇયે ?

સુમતિ—વક્ષ્યમાણ ( કહેવાતા ) ક્રમથી તેમનું ઉન્મૂલન કરવા યત્ન કરવો જોઇયે

૧ ક્ષુદ્રતા-દોષદૃષ્ટિ તજીને અક્ષુદ્રતા-ઉદાર ગુણદૃષ્ટિ આદરવી જોઇયે

૨ રસગૃદ્ધતા-વિષયલંપટતા તજીને હિત ( પથ્ય ) અને મિત ( અલ્પ ) આહારથી શરીરને સંતોષી આરોગ્ય અને શરીર સૌષ્ઠવ સાચવવું જોઇયે

૩ ક્રોધાદિક કષાયના ત્યાગથી અને ક્ષમાદિકના સેવનથી સૌમ્યતાવડે ચંદ્રનીપેરે શીતળ સ્વભાવી થવું જોઇયે ? જેથી કોઇને સ્વ સંગતિથી અભાવો થવાનો કદાપિ પ્રસંગ આવે નહિ

૪ સર્વ લોક વિરૂદ્ધ તજીને સ્વપર હિતકારી કાર્ય કરવાવડે લોકપ્રિય થવું જોઇયે

૫ મનની કઠોરતા તજી કોમળતા આદરવી જોઇયે

૬ લોક અપવાદથી તથા પાપથી બીવુ જોઇયે વડીલનુ મન પણ ન દુભાવવુ જોઇયે.

૭ સર્વ દંભ-માયાને મૂકીને નિદંભી-નિર્માયી-સરલ સ્વભાવી થવુ જોઇયે

૮ આપણી ઇચ્છા નહિ છતા વડીલનુ મન પ્રસન્ન રાખવાને દાક્ષિણતા કરવી જોઇયે

૯ સ્વચ્છંદતા તજીને લજ્જા રાખવી જોઇયે નિમર્યાદપણુ તજીને લજ્જા, મર્યાદા, નેત્રવી જોઇયે

૧૦ નિર્દયતા તજીને દયાદ્રતા આચરવી જોઇયે, સર્વ ઉપર અમીની નજરથી જોવુ જોઇયે દ્વેષ, મત્સર, ઇર્ષ્યાદિક તો દૂર કરવા જોઇયે

૧૧ પક્ષપાત બુદ્ધિને તજીને નિષ્પક્ષપાતપણુ આદરવુ જોઇયે

૧૨ સદ્ગુણી માત્ર ઉપર રાગ ધરવો જોઇયે સદ્ગુણ રાગી થઇ રહેવુ જોઇયે

૧૩ પ્રાણાન્ત કષ્ટ આવ્યે છતે પણ અસત્ ભાષણ ન કરવુ જોઇયે સત્યની ખાતર પ્રાણ અર્પણ કરવા જોઇયે, એકાંત સત્યપ્રિય થવુ જોઇયે

૧૪ સ્વસબંધી વર્ગ પણ ધર્મની તાલીમ લહી સમજ થાય તેમ કરવુ જોઇયે સ્વપક્ષ ધર્મસાધન વિમુખ ન રહે તેની યોગ્ય કાળજી રાખવી જોઇયે અથવા આત્મસાધન સન્મુખ થયેલા સ્વસબંધી વર્ગનીજ યોગ્ય સહાય લેવી જોઇયે

૧૫ ટુકી દૃષ્ટિ તજીને કરવામા આવતા દરેક કાર્યનુ કેવુ પરિણામ આવશે તેનો પુખ્ત વિચાર કરી શકાય એવી દીર્ઘદૃષ્ટિ રાખવી જોઇયે એકાએક વગર વિચાર્યું કંઈ પણ સાહસ ખેડવુ નહિ જોઇયે

૧૬ હુ કોણ છુ? મારી સ્થિતિ કેવી છે? મારી ફરજ શી છે? મારી કસૂર કેટલી છે? તે કસૂર સુધારવાનો ઉપાય કયો છે? તેમજ આસપાસના સયોગો કેવા અનુકૂળ કે પ્રતિકૂળ છે? તેમાથી મારે શી રીતે પસાર થઈ જવુ જોઇયે? એ આદિ સબધી વિશેષ જાણપણું મેળવવુ જોઇયે

૧૭ એવો અનુભવ મેળવવાને શિષ્ટજનોનુ સેવન કરવુ જોઇયે

૧૮ ગુણ વિશિષ્ટ એવા શિષ્ટજનોનો યથાયોગ્ય વિનય કરવો જોઇયે

૧૯ ઉપકારીનો ઉપકર કદાપિ ભૂલવો નહિ જોઇયે લાગ આવે તો તેનો યોગ્ય બદલો વાળવા પણ ચૂકવું નહિ જોઇયે એવી કૃતજ્ઞતા આદરી પરમ ઉપકારી–નિષ્કારણ બધુભૂત ધર્મનો કદાપિ પણ અનાદર નજ કરવો જોઇયે, કિંતુ ધર્મની ખાતર સ્વ પ્રાણાર્પણ કરવુ જોઇયે

૨૦ બની શકે તેટલુ પરહિત કરવા તત્પર રહેવું જોઇયે. પરતુ હિત કરતા આપણુજ હિત થાય છે એવો દૃઢ નિશ્ચય કરી રાખવો જોઇયે

૨૧ સર્વ ઉપયોગી બાબતમા કુશળતા મેળવવી જોઇયે,

અને જરૂર જણાતા કોઈ પણ બાબત અભ્યાસના બળથી અલ્પ પ્રયાસે સાધી શકાવી જોઇયે એવી નિપુણતા કહો કે કાર્ય-દક્ષતા પ્રાપ્ત થઇ જવી જોઇયે કુમતિના કુસંગથી પડેલા માઠા સંસ્કારોને હઠાવવા ઉક્ત ૨૧ ઉપાયો પૈકી સઘળા કે બની શકે તેટલા યોજવાને હું આપને નમ્રપણે વિનતિ કરૂં છું

ચારિત્ર૦—અહો સુમતિ! દુર્મતિને દૂર કરી દુષ્ટ સંસ્કારોને દળી નાખવા સમર્થ સદ્બોધ ધારા વર્ષાવવાથી તે તો તારૂં સુમતિ નામ સાર્થક કર્યું છે

સુમતિ—સ્વસ્વામી સેવામા તન મન અને વચનનો અનન્ય ભાવે ઉપયોગ કરવો એજ ખરી પતિવ્રતાને ઉચિત છે તેવી પવિત્ર ફરજે હું જેટલે અંશે અદા કરી શકું તેટલે અંશે હું પોતાને કૃતાર્થ માનું છું પણ જે તેથી વિરૂદ્ધવર્તી સ્વસ્વામીને અવળો ઉપદેશ દઇને અવળે રસ્તેજ દોરી જાય છે, તેવી સ્વામીને સંતાપનારી કુમતિ સ્રીને તો હું સ્વામીદ્રોહી કે આત્મદ્રોહી માનું છું

ચારિત્ર૦—ખરેખર તારી જેવી સુશીળા અને કુમતિ જેવી કુશીળા કોઇકજ નારી હશે? અહો! જેઓ બાપડા સદાય કુમતિનાજ પાસમા પડયા છે તેમને તો સ્વપ્નમા પણ આવો સદુપદેશ સાંભળવાનો અવકાશ કયાથી મળે? અરે! એતો બાપડા જીવતા પણ મુવા બરાબરજ તો!

સુમતિ—જયા સુધી કુમતિનો પલ્લો પકડી રાખે છે ત્યાં સુધી સર્વ કોઇ એવીજ દુર્દશાને પ્રાપ્ત થાય છે જયારે તેનો કુસંગ

તજે છે ત્યારેજ તે કઇપણ તત્ત્વથી સુખ પામે છે ત્યા સુધી તો તે મૂર્છિતપ્રાયજ રહે છે

ચારિત્ર૦—તુ આવી શાણી અને સોભાગી છતા કેવળ કુમતિની કુટીલતાથી કદર્થના પામતા પામર પ્રાણીયોનો કેમ ઉદ્ધાર કરતી નથી ? અહો એકાન્ત દુ ખમાજ ડુબકી મારી રહેલા તેવા અનાથ જીવોનો ઉદ્ધાર કરતા તને કેવો અપૂર્વ લાભ થય ?

સુમતિ—આપની વાત સત્ય છે પણ અન્ય તો નિમિત્ત માત્ર છે, પોતાનો પુરૂષાર્થજ ખરો કામ લાગે છે સ્વપુરૂષાર્થજ ઇષ્ટ સિદ્ધિમા પ્રબળ કારણરૂપ છે તે વિ ા રનેઇ સિદ્ધિ નથી આવા સબબથીજ લોકમા પણ કહેવત પ્રચલિત છે કે 'આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ' એમ સમજીને સર્વ કોઇયે કુમતિની કુટીલતાથી થતા અનેક ગેરફાયદાઓનો વિચાર કરીને તેનો કુસગ તજવા ઉદ્યમ કરવો જોઇયે

ચારિત્ર૦—એ કુમતિનો કુસગ તજવાનો ઉદ્યમ કરવા તે બાપડાઓને શી રીતે અવકાશ મળે ? કેમકે તદનુકૂળ ઉદ્યમ કર્યા વિના કદાપિ તેના કુસગનો અત આવી શકનો નથી માટે કેવો સયોગ પામીને તે કુસગ ટળે એ મને કહે

સુમતિ—કુમતિના કુસગથી વિવિધ વિડબના યુક્ત જન્મ મરણજન્ય અનત દુ ખને સહી અકામ નિર્જરાવડે જીવને કવચિત્ સત્સમાગમ યોગે પૂર્વે મે આપને જેવો ઉપાય ક્રમ બતાવ્યો છે તેવોજ ક્રમ પ્રાપ્ત થાય સમજ પૂર્વક તેનો સ્વીકાર થાય, ત્યારેજ જીવ કુમતિનો સગ તજવાને શક્તિવાન્ બને, તે વિના કદાપિ તે તેનો સગ તજી શકે નહિ,

ચારિત્ર૦—ત્યારે ઉપર બતાવેલો ઉપાય ક્રમ જાણવા માત્રથી કંઇ વળે નહિ શુ ? સમજ પૂર્વક તેનો સ્વીકાર કરવાથીજ ઇષ્ટ કાર્યની સફળતા થાય શુ ?

સુમતિ—ખરેખર ઉક્ત ક્રમનો સારી રીતે આદર કરવાથીજ ઇષ્ટ કાર્યની સિદ્ધિ થઇ શકે છે, પણ તેના જાણવા માત્રથી કંઇ ઇષ્ટ સિદ્ધિ થઇ શકતી નથી

ચારિત્ર—શાસ્ત્રમા જ્ઞાનનીજ મુખ્યતા કહી છે તેનુ કેમ!

સુમતિ—તે વાત સત્ય છે પણ તેનો અન્તર હેતુ એ છે કે સ્વ કર્તવ્ય કાર્યને પ્રથમ સારી રીતે જાણી સમજીને સેવ્યુ હોય તો તેથી શીઘ્ર શુભ ફળની પ્રાપ્તિ થઇ શકે છે બિલકુલ સમજ્યા વિના કરેલી અ ધકરણી તો ઉલટી અનર્થકારી થાય છે માટે સમજીને સ્વ કર્તવ્ય કરવાથીજ સિદ્ધિ છે

ચારિત્ર૦—અન્ય ધર્માવલબી લોકો તો જ્ઞાન માત્રથી પણ સિદ્ધિ માને છે!

સુમતિ—તેઓની તેવી માન્યતા મિથ્યા છે, તરતા આવડતુ હોય પણ તરવાની અનુકૂલ ક્રિયા કર્યા વિના સામે તીરે જઇ શકાતુ નથીજ તથા ભૂખ લાગ્યે છતે ભક્ષણ ક્રિયા કર્યા વિના શાન્તિ થતી નથી, તેમ ખરા ચારિત્રના અર્થીજનોને પણ શુદ્ધ ચારિત્રની અનુકૂલ ક્રિયા કરવાની ખાસ જરૂર છે જેમ બે ચક્ર વિના ગાડી ચાલતી નથી તથા બે પાખ વિના પક્ષી ઉડી શકતુ નથી, તેમ સમ્યગ્ જ્ઞાન અને ક્રિયા વિના કાર્યસિદ્ધિ થઇ શકતી નથી આથી આપને સમજાયુ હશે કે સમ્યગ્ ક્રિયા ( સદ્વર્તન ) વિનાનુ એકલુ જ્ઞાન લૂલુ-પાંગળુ છે અને સમ્યગ્ જ્ઞાન ( વિવેક ) વિનાની કેવળ ક્રિયા

પણ આધળી છે, માટે મોક્ષાર્થીજનોએ તે બનેની સાથેજ સહાય લેવી જોઇએ

ચારિત્ર૦—હવે મને સમજાયુ કે કેવળ લુખી કથની માત્રથી કાર્ય સરવાનુ નથી જ્યારે કથની પ્રમાણે સરસ ક રણી થશે ત્યારેજ કલ્યાણ થવાનુ છે

સુમતિ—આપની આવી સહેતુક શ્રદ્ધાથી હુ બહુ ખુશી થાઉ છુ, અને ઇચ્છુ છુ કે આપને બતાવેલો ઉપાયક્રમ હવે સફળતાને પામશે પરંતુ કુમતિનો સગ સર્વથા વારવાનો અને અક્ષય સુખના અવધ્ય કારણભૂત સત્ય ચારિત્ર ધર્મની યોગ્યતા પામવાનો જે ઉપાય ક્રમ મે આપને વાત્સલ્ય ભાવથી બતા વ્યો છે તેનો પૂર્ણ પ્રીતીથી આદર કરવામા આપ લગાર પણ આળસ કરશો નહિ એવી મારી વિનતિ છે

ચારિત્ર૦—મારાજ સ્વાર્થની ખાતર કેવળ પરમાર્થ દાવે બતાવેલા સત્યમાર્ગથી હુ હવે ચુકીશ નહિ, તુ પણ તેમા સ હાયભૂત થયા કરશે તો તે માર્ગનુ સેવન કરવુ મને બહુ સુ લઠુ પડશે

સુમતિ—આપને સમયોચિત સહાય કરવી એ મારી પવિત્ર ફરજ છે, એમ હુ અતકરણથી લેખુ છુ, તેથી હુ સમયો ચિત સહાય કરતી રહીશ

ચારિત્ર૦—જ્યારે તુ મારે માટે આટલી બધી લાગણી ધરાવે છે ત્યારે હુ હવેથી સન્માર્ગ સેવનમા પ્રમાદ નહિ કરૂ, તારી સમયોચિત સહાય છતા સન્માર્ગ સેવનમા ઉપેક્ષા કરે તેના પૂરા કમનસીબજ

સુમતિ—આપને બતાવેલો સન્માર્ગ સેવનનો ક્રમ જેઓ

બેદરકારીથી આદરતાજ નથી તેઓ કદાપિ સત્ય ચારિત્રના અધિકારી થઇ શકતાજ નથી પરંતુ તેનો યોગ્ય આદર કરનારા તો તેના અનુક્રમે અધિકારી થઇ શકે છેજ માટે કદાપિ તેમા બેદરકારી કરવીજ નહિ

ચારિત્ર૦---ઉપરના સદ્‌ઉપાયને સેવ્યાબાદ આત્માને શું શું કરવું અવશિષ્ટ (બાકી) રહે છે ? અને ઉક્ત ઉપાયથી આત્માને શો સાક્ષાત્ લાભ થાય છે ?

સુમતિ---ઉક્ત ઉપાયના યથાર્થ સેવન કર્યા બાદ પણ આત્માને કરવાનુ બહુજ બાકી રહે છે આથી તો હૃદય-ભૂમિકાની શુદ્ધિ થાય છે હૃદય ચોખ્ખુ-સ્વચ્છ થયા બાદ તેમા ચારિત્ર ગુણના આધારભૂત સદ્‌વિવેક પ્રગટે છે આ સદ્‌વિવેકનુ બીજુ નામ સમકિત યા તત્ત્વશ્રદ્ધા છે હૃદય-ભૂમિ શુદ્ધ થયા બાદજ તેમા ચારિત્ર-મહેલનો સદ્‌વિવેક યા સમકિત રૂપી પાયો ન ખાય છે તેના વિના ચારિત્રમહેલ ટકી શકતોજ નથી

ચારિત્ર૦---ઉક્ત રીતે હૃદય શુદ્ધિ કર્યાબાદ જે સદ્વિવેક યા સમકિત પામવુ ઇષ્ટ છે, તેનુ સ્વરૂપ અને લક્ષણ જાણવાની મને અભિલાષા થઇ છે, તેથી પ્રથમ સંક્ષેપ માત્ર તેનુ સ્વરૂપ અને લક્ષણ કથન કરો

સુમતિ---'**સદસદ્વિવેચન વિવેક**' તત્ત્વાતત્ત્વની જેવડે યથાર્થ સમજ પડે, ગુણ, દોષ, હિતાહિત, કૃત્યાકૃત્ય, ભક્ષ્યાભક્ષ્ય, અને પેયાપેય વિગેરેની જેથી યથાર્થ ઓળખાણ થાય, દેવ, ગુરૂ અને ધર્મ સંબંધી જેથી સંપૂર્ણ નિશ્ચય થાય, તેવો નિર્ણય-નિર્ધાર કર્યાબાદ ખોટી બાબતમા કદાપિ મુંઝાવાય નહિ અને સત્ય વસ્તુની ખાતર પ્રાણ અર્પણ કરવા પણ તૈયાર થવાય;

આ ઉપરાત ઉપશમ, સવેગ, નિર્વેદ, અનુકપા અને આસ્તિકતા એ પાચ, સમકિતના ખાસ લક્ષણુ છે એ લક્ષણુથી સમકિતની ખાત્રી થઈ શકે છે જયા સુધી ઉપશમાદિક લક્ષણુ અતરમા પ્રગટ થયેલા દેખાય નહિ ત્યા સુધી સદ્ વિવેક યા સમકિત પ્રગટ થયાની ખાત્રી થઇ શકતી નથી તેથી પૂર્વના ક્રમથી હૃદય શુદ્ધિ કર્યાબાદ સદ્ વિવેક યા સમકિત રત્નના અર્થી જનોએ ઉક્ત ઉપશમાદિ ગુણનો અભ્યાસ કરવાની આવશ્યકતા છે કેમકે કારણથી કાર્ય સિદ્ધિ થાયજ છે, એવો અચળ સિદ્ધાત છે

ચારિત્ર૦—સક્ષિપ્તથી નામ માત્ર કહેલા ઉપશમાદિક લક્ષણોનુ કઇક સ્વરૂપ સમજવાની મારી ઈચ્છા છે તે હુ ધારૂ છુ કે તમે સફળ કરશો

ચારિત્રરાજનો સ્વહિત પ્રત્યે વિશેષ આદર થયેલો જાણી સુમતિ તેનુ સમાધાન કરે છે

સુમતિ—આપની આવી અપૂર્વ જિજ્ઞાસા થયેલી જાણીને હુ વિશેષે ખુશી થઈ છુ અને ઉક્ત પાચે લક્ષણોનુ અનુક્રમે સ્વરૂપ કહુ છુ તે આપ લક્ષમા રાખવા કૃપા કરશો કેમકે એ પાચે લક્ષણથી લક્ષિત થયેલુ સમકિત રત્નજ સકળ ગુણોમા સારભૂત એટલે આધારભૂત છે

ચારિત્ર૦—હુ સાવધાનપણે સમકિતના પાચે લક્ષણનુ સ્વરૂપ સાભળવાને સન્મુખ થયેલો છુ તેથી હવે તમે તેનુ નિરૂપણ કરો

સુમતિ—ઉક્ત પાચે લક્ષણમા પ્રધાનભૂત ઉપશમનુ સ્વરૂપ આ પ્રમાણે છે અપરાધીનુ પણ અહિત કરવા મનથી પણ પ્રવૃત્તિ થાય નહિ, એવી રીતે ક્રોધાદિ કષાયોને શમાવી દીધા હોય,

સાધ્ય દૃષ્ટિથી સામાનુ અંતરથી અહિત નહિ કરવાની બુદ્ધિથી તેને યોગ્ય શિક્ષા પણ કરાય, કિંતુ કિલષ્ટ ભાવથી તો મન, વચન કે કાયાની પ્રવૃત્તિ તેનુ અહિત કરવા માટે થાયજ નહિ તે શમ અથવા ઉપશમ કહેવાય છે

યત-અપરાધીશું પણ નવી ચિત્ત ચઠી, ચિંત-વિયે પ્રતિકૂલ સુગુણનર.

ચારિત્ર૦—ખરેખર ઉપશમનુ આવુ અદ્ભુત સ્વરૂપ મનન કરવા જેવુ જ છે તેમા કેવી અદ્ભુત ક્ષમા રહેલી છે હવે બીજા સવેગનુ સ્વરૂપ કહો

સુમતિ—સંસાર સબધી ક્ષણિક સુખને દુ ખ રૂપજ લે ખાય અને તેવા કલ્પિત સુખમા મગ્ન નહિ થાતા કેવળ મોક્ષ સુખનીજ ચાહના બની રહે યથાશક્તિ અનુકુળ સાધનવડે સ્વ ભાવિક સુખ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરાય અને પ્રતિકૂળ કારણોથી ડરતા રહેવાય તેનુ નામ સવેગ છે

યત—"સુરનર સુખ જે દુ ખ કરી લેખવે, વછે શિવસુખ એક સુગુણનર"

ચારિત્ર૦—અહો સવેગનુ સ્વરૂપ પણ અત્યત હૃદયહારક છે તે અક્ષયસુખમા અથવા અક્ષયસુખના સાધનમા કેવી રતિ કરવા અને ક્ષણિક સુખમા કે ક્ષણિક સુખના સાધનમા કેવી ઉદાસીનતા કરવા બોધે છે અહો! સત્ય માર્ગ દર્શકની બલિહારી છે! હવે ત્રીજા નિર્વેદનુ કઇક સ્વરૂપ કહો?

સુમતિ—જેમ કોઇને કેદમાથી ક્યારે છૂટુ અથવા નરક સ્થાનમાથી ક્યારે નીસરૂ એવી સ્વભાવિક ઇચ્છા પ્રવર્તે, તેમ આ જન્મમરણના પ્રત્યક્ષ દુ ખથી કટાળી તેથી સર્વથા મુક્ત થવાની

બુદ્ધિથી પવિત્ર ધર્મ-કરણી કરવા સ્વાભાવિક રીતે પ્રેરાય તે નિર્વેદ નામે ત્રીજુ લક્ષણ છે

"યતઃ—નારક ચારક સમ ભવ ઉભગ્યો, તારક જાણીને ધર્મ સુગુણનર
ચાહે નીકલવુ નિર્વેદ તે, ત્રીજુ લક્ષણ મર્મ સુગુણનર"

ચારિત્ર—અહો ! આ નિર્વેદનુ લક્ષણ વિષય લપટ અને કઠોર મનવાળાને પણ વૈરાગ્ય પેદા કરવાને સમર્થ છે તેથી ચિર પરિચિત એવા વિષય ભોગ ઉપર તેનુ અતર સ્વરૂપ વિચારતા સ્વાભાવિક રીતે તિરસ્કાર છુટે છે પરમ ઉદાસીન વિના એવુ સ્વરૂપ કોણ પ્રતિપાદન કરી શકે વારૂ ? હવે અનુકપાનુ કઈક સ્વરૂપ બતાવો

સુમતિ—દુખીનુ દુખ દીલમા ધરીને તેનુ વારણ કરવા યથાશક્તિ ઉદ્યમ કરવો, ધર્મહીન યા પતિત જીવોને યથાયોગ્ય સહાય આપીને ધર્મમા જોડવા, તેમની લગારે ઉપેક્ષા નહિ કરતા જેમ ધર્મની ઉન્નતિ થાય તેમ સ્વ શક્તિ અનુસારે પ્રયત્ન કરવો, તે અનુકપા કહેવાય છે

યત—"દ્રવ્ય થકી દુખિયાની જે દયા, ધર્મહીણાનીરે ભાવ, સુગુણ નર, ચોથુ લક્ષણ અનુકપા કહી, નિજ શક્તે મન લાવ સુગુણ નર, શ્રીજિન ભાષિત વચન વિચારીયે॥૪॥

ચારિત્ર૦—અહો ? આ લક્ષણતો જગત્ માત્રનો ઉદ્ધાર કરવા સમર્થ છે તેમા દર્શાવેલી દયાળુતા કેવી ઉત્તમ છે ? એવી ઉત્તમ અને નિપુણ દયાથીજ જીવનુ કલ્યાણ થઈ શકે છે કેવળ દયા દયા પોકારવાથી કદાપિ કઇ પણ વળવાનુ નથી અહો આ દુનિયામા ધર્મનુ બાનુ કાઢીને પોતાનો તુચ્છ સ્વાર્થ સાધવાને

સેકરો જીવોનો જાન લેવાવાળા કેટલા બધા દીસે છે તે બધા હવે તો મને ધર્મ-ઠગજ માલમ પડે છે અહો દીનઅનાથ એવા તે બાપડાઓના પરલોકમા શા હાલ થશે? ઉપરનુ અનુ કપાનુ લક્ષણ તો મને અભિનવ અમૃત જેવુ, નવુ જીવન આપનારૂ લાગે છે હવે અવશિષ્ટ રહેલુ આસ્તિકય કેવા પ્રકારનુ જોઇયે તે કઇંક સમજાવો,

સુમતિ—રાગ, દ્વેષ, અને મોહાદિક દોષ સમૂહથી સર્વથા મુક્ત અને અનત શકિત સપન્ન સર્વજ્ઞ સર્વદર્શી શ્રી જિનેશ્વર પ્રભુ પ્રણીત જીવ અજીવાદિક તત્વોનુ સ્વરૂપ સમજીને તેનુ યથાર્થ શ્રદ્ધાન કરવુ ગમે તેવી કુ-યુકિત કોઈ કરે તો પણ શુદ્ધ તત્ત્વ માર્ગથી કદાપિ ડગવુ નહિ આવા તત્ત્વાગ્રહ અથવા તત્ત્વ શ્રદ્ધાનથી કુમતિનો સર્વથા ક્ષય થઈ જાય છે

યત -"જે જિન ભાખ્યુ તે નહિ અન્યથા, એવો જે દૃઢ રંગ, સુગુણનર;
તે આસ્તિકતા લક્ષણ પાચમુ, કરે કુમતિનો એ ભંગ સુગુણ૦ "

ચારિત્ર૦—અહા! પ્રાણપ્રિયે! સુમતિ! આ લક્ષણ તો આરો આકજ છે આવા પરમાત્માના વચનમાજ પ્રતીતિ રાખવી, તે વિનાના કપોળ કલ્પિત વચનોનો વિશ્વાસ ન જ કરવો એ ખરા પરીક્ષકનુ કામ છે કેમ?

સુમતિ—મોટા મોટા ગણાતા પણ અધ શ્રદ્ધાળુ ખરી તત્ત્વ પરીક્ષામા પાસ થઇ શકતા નથી તેમને મિથ્યાત્વનુ મોટુ આવરણ આડુ આવતુ હોવુ જોઈયે, નહિ તો ડાહી ડમરી વાતો કરી જગતને રજન કરનારા છતા તેઓ શુદ્ધ તત્ત્વ પરીક્ષામા કેમ

કે હુ તો માત્ર નામનોજ ચારિત્રરાજ છુ અહો સુમતિ ! જો મને તારો સમાગમ થયો ન હોત તો આ અનાદિ માયાનો પ ડદો શી રીતે દૂર થઇ શકત અને તે પડદો દૂર થયા વિના મારા શા હાલ થાત ? હુ દભવૃત્તિથી મુગ્ધ જનોને ઠગીને કેવો દુ:ખી થાત ? અરે માયાવી એવા મારા મિથ્યાત્વબનથી કેટલો બધો અનર્થ થાત ? હુ કહુ છુ કે તારૂ કલ્યાણ થજો ! તુ કલ્પ કોટી કાળ સુધી જીવતી રહેજે ! અને તારા સત્સમાગમથી ક્રોડો જીવોનુ કલ્યાણ થાજો ! હવે અનુકૂળતાએ મને શુદ્ધ ધ ર્મનુ સ્વરૂપ સમજાવવા શ્રમ લેજે

સુમતિ–તમારી પ્રબળ તત્ત્વ–જિજ્ઞાસાથી હુ અત્યત ખુશી થઇ છુ અને આપની ઇચ્છા અનુસારે શુદ્ધ ધર્મ તત્ત્વનુ સ્વરૂપ સમજાવવાને યથામતિ ઉદ્યમ કરીશ મને આશા છે કે તે સર્વ સાવધાનપણે સાભળી તેમાથી સાર ખેચી, તેનો યથાશક્તિ આ દર કરીને આપ મારા શ્રમ સફળ કરશો

ચારિત્ર૦—હુ તે સર્વ સાવધાનતાથી સાભળી તેનો સાર લઇ યથાશક્તિ આદર કરવા ચૂકીશ નહિ તેથી હવે નિ:સ શયપણે ધર્મ તત્ત્વનુ સ્વરૂપ સમજાવવાને સન્મુખ થાઓ !

સુમતિ—" અહિસા પરમો ધર્મ " એ સર્વ સામાન્ય વચન છે એ વચન જેટલુ વ્યાપક છે, તેટલુજ ગભીર છે સર્વ સામાન્ય લોકો તેનુ યથાર્થ સ્વરૂપ સમજી શકતા નથી તેથીજ તેઓ તેમા ક્વચિત્ ભારે સ્ખલના પામે છે અથવા તેનો યથાર્થ લાભ લહી શકતા નથી ' નહિસા–અહિસા ' અર્થાત્ દયા એટલે કોઇને દુ:ખ નહિ દેવુ એટલોજ તેનો સા માન્ય અર્થ કેટલાક કરે છે પરતુ તે કરતા ઘણીજ વધારે અ

ર્ય-ગભીરતા તેમા રહેલી છે તે નીચેની વાતથી આપને રોશન થશે-" પ્રમત્ત યોગાત્ પ્રાણ વ્યપરોપણ હિસા " અર્થાત્ કોઇ પણ પ્રકારના પ્રમાદવાળા મન, વચન, કે કાયાના વ્યાપા-રથી કોઇ પણ વખતે કોઇ પણ સયોગમા આપણા કે પારકા કોઇના પ્રાણનો નાશ કરવો તે હિસાનો અર્થ છે તેવી હિસા થી દૂર રહેવું-દૂર રહેવા અનુકુળ પ્રયત્ન સેવવો તેનુ નામ અ-હિંસા છે એવી નિપુણ અહિસા, 'સયમ' વડે સાધી શ-કાય છે અને એવો સંયમ, સર્વજ્ઞદર્શિત ઇચ્છા નિરોધરૂપી તપથીજ સાધ્ય થાય છે, માટેજ સિદ્ધાન્તકારે સૂત્રમા ધર્મનું આવું સ્વરૂપ બતાવ્યુ છે કે

ધમ્મો મગલ મુક્કિટ્ઠ, અહિંસા સંજમો તવો,
દેવા વિ તં નમંસતિ, જસ્સ ધમ્મે સયા મણો
(દશવૈકાલિક)

તેનો પરમાર્થ એવો છે કે અહિસા સજમ અને તપ છે લક્ષણ જેનુ એવો ધર્મ ઉત્કૃષ્ટ મગલરૂપ છે જેનુ મન મહા મગલમય ધર્મમા સદા વર્ત્યા કરે છે તેને દેવ દાનવો પણ નમસ્કાર કરે છે, " દુર્ગતિમા પડતા પ્રાણીને ઝીલી લઇને સ દ્ગતિમા સ્થાપન કરે તેજ ખરો ધર્મ છે " અહિસા, સજમ અને તપ, એ તેનુ અસાધારણ લક્ષણ છે તેથીજ અહિસા દિકનુ સવિશેષ સ્વરૂપ સમજવાની ખાસ જરૂર છે

ચારિત્ર૦—પરમ પવિત્ર ધર્મના અગભૂત ઉક્ત અહિસા દિકનુ સહજ વિશેષ સ્વરૂપ જાણવાની મને પણ અભિલાષા થઇ છે, તેથી હવે તે સમજાવો

સુમતિ—પ્રથમ હુ આપને 'અહિંસા' નુ કઇક સ-

સેવન કરવાથી દેશ સંયમના અધિકારી તો શ્રમણોપાસક-શ્રાવક હોય છે

ચારિત્ર૦—સર્વ (સર્વાંશે) સંયમ લેવાનો શો ક્રમ છે? સર્વ સંયમ ગ્રહણ કર્યા બાદ કદાચ કર્મવશાત્ તે બરાબર પળી ન શકે તો તેનો શો ઉપાય છે તે બતાવો!

સુમતિ—પૂર્વે બતાવેલા અક્ષુદ્રતાદિક ગુણના અભ્યાસવડે હૃદયની શુદ્ધિ કરી, સદ્દગુરૂ યોગે સદ્વિવેક યા સમકિત પામવાથી ચતુર્થ ગુણ સ્થાનક પ્રાપ્ત થાય છે ત્યાર બાદ શંકા કંખાદિક દૂષણ ટાળીને, શુદ્ધ દેવ ગુરૂ સંઘ સાધર્મી વિગેરે પૂજ્ય વર્ગની યથોચિત ભક્તિરૂપ ભૂષણ ધારીને, પૂર્વોક્ત શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા, અને આસ્તિક્યરૂપ લક્ષણ લક્ષિત સમકિત રત્નને મન, વચન, તથા કાયાની શુદ્ધિથી અજવાળી શુદ્ધ કરીને સદ્ અભ્યાસના બળથી દેશ-સંયમી શ્રાવકની સીમાયે (હદે) પહોંચી શકાય છે તે દેશ-વિરતિ ગુણ સ્થાનક પાંચમું ગણાય છે તેમાં પાંચ અણુવ્રત ૩ ગુણવ્રત અને ૪ શિક્ષાવ્રતનો સમાવેશ થઈ જાય છે દૃઢ વૈરાગી શ્રાવક સદ્દગુરૂ યોગે શ્રાવકની ૧૧ પડિમા (પ્રતિમા) વહેછે પરંતુ પૂર્વોક્ત વ્રતને ધારણ કર્યા પહેલા તેમાંના દરેકનો અભ્યાસ કરી જોવે છે, જેથી તેનું પાલન કરવું કંઇક વધારે સુતર પડે છે શ્રાવક યોગ્ય વ્રત અને પડિમાના શુભ અભ્યાસથી અનુક્રમે 'સર્વ સંયમનો અધિકાર પ્રાપ્ત થાય છે પાંચ મહાવ્રતાદિકનો એમાં સમાવેશ થાય છે એ ગુણ સ્થાનક છઠ્ઠું 'પ્રમત્ત' નામે ઓળખાય છે લીધેલા મહાવ્રત વિગેરે જો સાવધાનપણે સાચવી તેમની શુદ્ધિ અને પુષ્ટિ કરવામાં આવે છે તો પરિણામની વિશુદ્ધિથી અપ્રમત્ત નામે

સાતમુ ગુણ સ્થાનક પ્રાપ્ત થઇ શકે છે પણ જો ઉક્ત મહાવ્રતાદિકની ઉપેક્ષા કરી સ્વચ્છંદ વર્તન કરવામા આવે છે તો પરિણામની મલીનતાથી પતિત અવસ્થાને પામી છેવટ મિથ્યાત્વ નામના પ્રથમ ગુણ સ્થાનકે જવુ પડે છે, તેથીજ દીર્ઘદૃષ્ટિ થઇને જેનો સુખેથી નિર્વાહ થાય તેવા વ્રત ગ્રહણ કરવામા આવે તો તેથી પતિત થવાનો પ્રાય પ્રસગ આવે નહિ "સ્વ સ્વ શક્તિ સુજબ બની શકે તેટલી ધર્મ કરણી કપટ રહિતજ કરવાની જિનેશ્વર ભગવાનની આજ્ઞા છે" એવી અખડ આજ્ઞાનુ ઉલ્લંઘન કરવાથી હાનીજ થાય છે. તેથી ઉક્ત આજ્ઞાનુ આરાધન કરવામાજ સર્વ હિત સમાયેલુ છે કદાચિત્ સરલ ભાવથી સર્વ સયમ આદર્યા બાદ તેનો યથાયોગ્ય નિર્વાહ કરવાની તાકાત જણાય નહિ તો શુદ્ધ બુદ્ધિથી સદ્ગુરૂ સમીપે ખરી હકીકત જાહેર કરીને ગુરૂ મહારાજ પરમાર્થ દૃષ્ટિથી જે હિતકારી માર્ગ બતાવે તેનુ નિર્દભપણે સેવન કરવામાજ ખરૂ હિત રહેલુ છે દભ યુક્ત સર્વ સયમ કરતા દભ રહિત દેશ સયમ ( અણુવ્રતાદિક ) નુ પાલન કરવુ વધારે હિતકારી છે તેથી ગુરૂ મહારાજ તેમ કરવા કે બીજી ઉચિત નીતિ આદરવા કહે તે આત્માર્થી જનને અવશ્ય અગીકાર કરવા યોગ્ય છે કે મકે સદ્ગુરૂ મહારાજ આપણું એકાત હિત ઇચ્છનારાજ હોય છે

ચારિત્ર૦—ઉક્ત સયમનુ સ્વરૂપ અને તત્સબધી કરેલો ખુલાસો મને તો અત્યત હિતકારી થવા સભવ રહે છે અહો આવા સમ્યગ્ જ્ઞાન વિનાનુ તો કેવળ અધારૂજ છે અહો પ્રાણપ્રિયે ! તારી નિસ્વાર્થ વાત્સલ્યતાના શા વખાણ કરૂ ? અહો તારી અનહદ તેનો બદલો હુ શી રીતે વાળી શકીશ ?

સુમતિ—આપના પ્રતિની મારી પવિત્ર ફરજ અદા કરતાં હુ કઇ અધિક કરતી નથી ગુણ ગ્રાહક બુદ્ધિથીજ આપને એમ ભાસતુ હશે ગમે તેમ હોય પણ આ સવ શ્રેય સૂચકજ છે

ચારિત્ર૦—પ્રાણ પ્રિયે! ખરૂ કહુ છુ કે અ તરમા તત્ત્વ પ્ર કાશ થવાથી અને અ ધ શ્રદ્ધા નષ્ટ થવાથી જાણે હુ કંઇક અ પૂવ જીવનજ પામ્યો હોઉં એમ મને તો જણાય છે હવે મને શુદ્ધ સ યમ સેવન કરવાની પૂર્ણ અભિલાષા વર્તે છે એવી મારી ઉચ્ચ અભિલાષા સફળ થાય માટે સર્વજ્ઞ પ્રભુની કૃપા સાથે તારી સતત સહાય માગુ છુ

સુમતિ—મારાથી બની શકે તે સર્વ સહાય સમર્પવા હુ સેવામા સદા તત્પર છુ અને ખરા જીગરથી ઇચ્છુ છુ કે આ પની આવી ઉચ્ચ અભિલાષા શીઘ્ર ફ્લીભૂત થાઓ!

ચારિત્ર૦—પ્રિયે? તારી સત્સ ગતિથી હુ દિનપ્રતિદિન અપૂર્વ આન દ અનુભવતો જાઉ છુ તેથી મને ખાત્રી થાય છે કે મારી ઉચ્ચ અભિલાષા એક દિવસે સફળ થાશેજ! હાલ તો મને ધમના પવિત્ર અ ગભૂત અવશિષ્ટ રહેલા તપનુ સ્વરૂપ જાણવાની પ્રબળ ઇચ્છા વર્તે છે તેથી તેનુ કઇ ક વિશેષ સ્વરૂપ સમજાવીને સમાધાન કરવુ ઘટે છે

સુમતિ—જેથી પૂર્વ સ ચિત કર્મમળ દગ્ધ થઇને ક્ષય પામે તેનુ નામ તપ છે અનાદિ અજ્ઞાનના યોગથી વિવિધ વિ ષયમા ભટકતા મનનો અને ઇ દ્રિયોનો નિરોધ કરી સહજ સ્વ ભાવમાં સ્થિત થાવુ તેજ ખરો તપ છે તે તપના ૬ બાહ્ય અને ૬ અભ્ય તર મળીને ૧૨ ભેદ છે, જે ખાસ લક્ષમાં રા ખવા જેવા છે આત્મ વિશુદ્ધિ કરવાના કામી જનોને તે સર્વે

અત્યત હિતકારી છે તેમાથી પ્રથમ ૬ બાહ્ય ભેદનુ કિંચિત્ સ્વરૂપ કહુ છુ

૧ અનશન-સર્વ પ્રકારના અન્ન પાણી વિગેરે ભોજ્ય પદાર્થોનો અમુક વખત સુધી અથવા કાયમના માટે ત્યાગ કરીને સહજ સતોષ રાખવો તે

૨ ઉણોદરી ( ઔનોદર્ય ) ભોજનનો અમુક ભાગ જાણી જોઇને ઓછો ખાવો નિદ્રા તદ્રાદિકના જય માટે જાણી જોઇને ઉણુ રહેવુ અથવા સતોષ સુખની અભિવૃદ્ધિ માટે જરૂર જેટલા આહારમા પણ કમી કરતા જવુ પોણા, અર્ધા અને છેવટ પા ભાગના ભોજનથી નિર્વાહ કરી લેવો તે

૩ વૃત્તિસક્ષેપ ભોજન કરતી વખતે વાપરવાની વસ્તુઓનુ પ્રમાણ કરવુ, અમુક ચીજોથીજ ચલાવી લેવુ તેમજ એક કે બે વખત નિયમસર વાવરવુ

૪ રસત્યાગ પટ્રસ ભોજનમાથી જેટલા રસનો ત્યાગ થઇ શકે તેટલાનો કરવો ખાટો, ખારો, તીખો, મીઠો, કડવો, અને કષાયલો, એવા ષટ્ રસ છે તેમજ દૂધ, દહી, ઘી, તેલ, ગોળ, અને તળેલુ પકવાન્ન એ ષટ્ વિકૃતિ વિગઇયો છે તેમાથી જેટલી તજાય તેટલી તજીને બાકીથી સતોષ રાખવો તેમજ રસલોલુપતા તજવી

૫ કાયકલેશ ટાઢી રૂતુમા ટાઢ સહન કરવી, ગ્રીષ્મ રૂતુમા તાપ સહન કરવો, અને વર્ષારૂતુમા સ્થિર આસનથી રહી જ્ઞાન ધ્યાન તપજપમા મશગૂળ રહેવુ કેશનો લોચ કરવો તથા ભૂમી શય્યાદિક કષ્ટ સ્વાધીનપણે

ખુશીથી સહન કરવુ એવુ વિચારીને કે 'દેહે દુખં મહા ફલમ્' દેહને દમવામા બહુ ફળ છે સમજીને સહનશીળતા રાખવામા આવશે તો આગળ ઉપર તે બહુ લાભકારી થાશે સ્વેચ્છાએ સુખલપટ થવાથી પોતાના બને ભવ બગડે છે,

૬ સલીનતા—આસનનો જય કરવા અગોપાગ સકો ચીને સ્થિર આસને બેસવુ આ પ્રમાણે સમજીને પૂર્વોક્ત બાહ્ય તપનુ સેવન કરનાર અભ્યતર તપની પુષ્ટિ કરે છે

ચારિત્ર૦—એ બાહ્ય તપ શરીરની આરોગ્યતા માટે પણ બહુ ઉપયોગી લાગે છે ઉકત તપ વિવિધ વ્યાધિઓનો સહાર કરવાને કાળ જેવો લાગે છે એ ઉપરાત તેનુ વિધિવત્ સેવન કરવાથી જે અભ્યતર તપની વૃધ્ધિ થાય છે તેનુ કઇક સ્વરૂપ મને સમજાવો

સુમતિ—પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, (વૈયાવચ્ચ) સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ (કાઉસ્સગ્ગ) એવા અભ્યતર તપના ૬ ભેદ છે અતર આત્માને અત્યત ઉપકારી હોવાથી તે અભ્યતર તપના નામથી ઓળખાય છે તેમનુ કઇક સ્વરૂપ આપની તેવી જિજ્ઞાસાથી કહુ છુ તે આપ ખાસ ધ્યાનમા રાખી લેશો

૧ જાણતા કે અજાણતા જે અપરાધ થયો હોય તે ગુરૂમહારાજને નિવેદી નિ શલ્ય થયા બાદ ગુરુ મહારાજ તેનુ નિવારણ કરવા જે શિક્ષા આપે તે બરાબર પાળવી તેનુ નામ પ્રાયશ્ચિત સમજવુ થયેલા અપરાધ

સંબંધી પોતાના મનમાં પણ પૂર્ણ પશ્ચાતાપ કરી, ફરી તેવો અપરાધ બીજી વાર થઇ ન જાય તેવી પુરતી સંભાળ રાખવી જોઇએ

૨ સદ્‌ગુણી અથવા અધિક ગુણીજનો સાથે ભક્તિ, બહુમાનાદિ ઉચિત આચરણ કરવું તે વિનય કહેવાય છે ગુણ સ્તુતિ, અવગુણની ઉપેક્ષા, અને આશાતનાનો ત્યાગ કરવો એ સર્વ વિનયનાજ અંગભૂત છે વિનય, અનેક દુર્ધર શત્રુઓને પણ નમાવે છે. વળી જિન, અરિહંત, સિધ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, સાધમી ભાઇ, અને ચૈત્ય (જિનમુદ્રા યા જિનમંદિર) વિગેરે પુજ્ય વર્ગ ઉપર પૂર્ણ પ્રેમ રાખવો એ વિનયનું પ્રબળ અંગ છે

૩ બાળ, ગ્લાન, વૃધ્ધ, તપસ્વી, સંઘ, સાધર્મીને બનતી સહાય આપવી, તેમની અવસરે અવસરે સંભાળ લેવી, નિસ્વાર્થપણે તેમની સેવા બજાવવી તે વૈયાવચ્ચ કહેવાય છે

૪ અભિનવ શાસ્ત્રની વાચના, તેમાં પડેલા સંદેહના સમાધાન માટે ગુરુને પૃચ્છના, ભણેલું વિસ્મૃત થઇ ન જાય માટે તેની પરાવર્તના–પુનરાવૃત્તિ કરવી, તેમાં સમાયેલા ગંભીર અર્થનું ચિંતવન કરવું તે અનુપ્રેક્ષા અને નિશ્ચિત–સંદેહ વિનાની ધર્મકથાવડે અન્ય આત્માર્થી જનોને યોગ્ય અવલંબન દેવારૂપ પાંચ પ્રકારના સ્વાધ્યાયથી આત્માને અત્યંત ઉપકાર થતો હોવાથી જ્ઞાની–પુરૂષોએ તેને અભ્યંતર તપરૂપ લેખ્યો છે

પુષ્ટ કારણભૂત છે વ્યવહાર સાધન વિના નિશ્ચય સાધી શકાય નહિ

ચારિત્ર૦—પૂર્વે બતાવેલુ ધર્મનુ સ્વરૂપ મુખ્યતાથી કેવા પ્રકારનુ છે ?

સુમતિ—ધર્મનુ પૂર્વોકત સ્વરૂપ મુખ્યતાથી વ્યવહારની અપેક્ષાએ કહેલુ છે તેથી તેમા નિશ્ચય સ્વરૂપ કેવળ ગૌણપણેજ રહ્યુ છે

ચારિત્ર—ત્યારે હવે મને નિશ્ચય ધર્મનુ કંઇક સ્વરૂપ સમજાવો.

સુમતિ—સર્વથા કર્મ કલક રહિત નિર્મળ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય (શકિત) રૂપ આત્માનો સહજ (નિરૂપાધિક) સ્વભાવ એજ નિશ્ચય ધર્મ છે સત્તા રૂપે તો તે સર્વ આત્મામા સ્થિત રહેલોજ છે

ચારિત્ર—સત્તા રૂપે રહેલો તે ધર્મ આત્માને ઉપકારી કેમ થઇ શકતો નથી અને તે કયારે અને શી રીતે આત્માને ઉપકારી થઇ શકે છે તે સમજાવો ?

સુમતિ—આત્મા અનાદિ કર્મ કલકથી કલકિત થયેલો હોવાથી સત્તા માત્ર રહેલો ધર્મ આત્માને સહાયભૂત થઇ શકતો નથી જ્યારે પૂર્વોકત વ્યવહાર ધર્મનુ રૂચિ પૂર્વક સેવન કરવામા આવે છે, ત્યારે પરિણામની વિશુદ્ધિથી જેટલે જેટલે અશે કર્મ મળના હઠવાથી આત્મ સ્વભાવ ઉજ્જવલ થાય છે તેટલે તેટલે અશે પ્રગટ થયેલા સત્તાગત ધર્મથી આત્માને સહજ ઉપગાર થાયજ છે યાવત્ શુદ્ધ વ્યવહાર ધર્મના સપૂર્ણ બળથી જ્યારે ઘનઘાતિ કર્મ મળનો ક્ષય થઇ જાય છે, ત્યારે તો અનત જ્ઞાન,

અનંત દર્શન, અનંત ચારિત્ર અને અનંત વીર્ય રૂપ સહજ અનંત ચતુષ્ટયી પ્રગટે છે તેથી આત્મા સર્વજ્ઞ, સર્વદર્શી, સંપૂર્ણ સુખી અને સર્વ શકિતવંત થાય છે

ચારિત્ર૦—વ્યવહાર ધર્મ કયાં સુધી કહી શકાય છે તે સમજાવો ?

સુમતિ—જયાં સુધી પૂર્વે કહેલા પાંચે પ્રમાદના પરિહાર વડે સમ્યગ્ જ્ઞાન, દર્શન, અને ચારિત્રની સહાયથી રાગ, દ્વેષ અને મોહાદિ દુષ્ટ દોષોનો સર્વથા ક્ષય થાય નહિં ત્યાં સુધી તેમનો સંપૂર્ણ ક્ષય કરવા માટે કાળજી પૂર્વક જે જે ધર્મ કરણી કરવામાં આવે તે તે સર્વ વ્યવહાર કરણીમાંજ લેખાય છે પરંતુ એટલો વિશેષ (તફાવત) છે કે જેમ જેમ આત્મા પૂર્વોકત દોષોનો ક્ષય કરવાને વિશેષે સન્મુખ થતો જાય છે તેમ તેમ સહજ સન્મુખ ભાવે સેવન કરવામાં આવતો તે વ્યવહાર શુધ્ધ, શુધ્ધતર, અને શુધ્ધતમ કહેવાય છે

ચારિત્ર૦-પૂર્વોકત નિશ્ચય અને વ્યવહાર ધર્મનું કંઇક વધારે સ્ફુટ થાય તેમ સમજાવો ?

સુમતિ—અનાદિ કર્મ સંયોગથી પ્રભવતા રાગ દ્વષાદિકને પૂર્વોકત અહિંસા સંયમ અને તપ રૂપ ધમની સહાયથી દૂર કરીને આત્માના સ્વાભાવિક જ્ઞાનાદિક ગુણોને પ્રગટ કરી તેમનું રક્ષણ કરવું પૂર્વોકત પ્રમાદ યોગે તેમનું વિરાધન થવા ન દેવું તેજ નિશ્ચય ધર્મ છે સત્તાગત રહેલા આત્માના સ્વભાવિક ગુણોને ઢાંકી દેનારા આવરણો ને હઠાવવાને અનુકૂળ જે જે સદાચરણ સેવવું પડે તે તે સર્વ વ્યવહાર ધર્મ કહેવાય છે આથી સ્ફુટ સમજાશે કે વ્યવહાર માર્ગનું વિવેકથી સેવન કરવું એ નિશ્ચય ધમ સિધ્ધ કરવાનું અવધ્ય (અમોઘ) સાધન છે એ-

ટલે કે વ્યવહાર કારણ રૂપ છે અને નિશ્ચય કાર્ય રૂપ અથવા ફળ રૂપ છે

ચારિત્ર૦—ઉકત સ્વરૂપનું સમર્થન કરવા સુખે સમજી શકાય એવું કોઈ પદ્યાત્મક પ્રમાણ ટાંકી દેખાડો ?

સુમતિ—મહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ઉકત વાતનું આ પ્રમાણે સમર્થન કરે છે—

" जेम निर्मलतारे रतन स्फटिक तणी, तेम ए जीव स्वभाव;
ते जिन वीररे धर्म प्रकाशियो, प्रबल कषाय अभाव
श्री सीमधर साहिब सांभळो० १
जेम ते राते फूले रातडु, श्याम फूलथीरे श्याम,
पुण्य पापथीरे तेम जग जीवने, राग द्वेष परिणाम
श्री सीमधर० २
धर्म न कहियेरे निश्चय तेहने, जेह विभाव वड व्याधि
पहेले अंगेरे एणी पेरे भाखियु, कर्मे होय उपाधि
श्री सीमधर० ३
जे जे अंशेरे निरुपाधिकपणु, ते ते जाणोरे धर्म,
सम्यग् दृष्टिरे गुणठाणा थकी, जाव लहे शिव शर्म.
श्री सीमधर० ४

एम जाणीनेरे ज्ञान दशा भजी, रहिये आप स्वरूपः
पर परिणतिथीरे धर्म न छडीये, नवि पडिये भव कूप.
श्री सीमधर साहिब सांभलो० ५ ”

આવી રીતે બન્ને માર્ગનુ યોગ્ય સમર્થન કરીને ઉભયનુ આરાધન કરવા આ પ્રમાણે કહેલુ છે

"निश्चय दृष्टि हृदय धरीजी, पाले जे व्यवहार,
पुण्यवंत ते पामशेजी, भव समुद्रनो पार सोभागी
जिन सीमंधर सुणो वात'"

આમ ઢુ કાણુમા ઉક્ત મહાપુરૂષે જણાવ્યુ છે કે નિશ્ચયને પામવા ઇચ્છનારે તેનેજ હ્રદયમા સ્થાપીને–તેના સન્મુખજ દૃષ્ટિ રાખીને વિવેક પૂર્વક વ્યવહાર માગ નુ સેવન કરતા રહેવુ એમ કરવાથીજ અ તે સાધ્ય સિદ્ધિ–ભવસમુદ્રનો અ ત આવી શકશે તે વિના ભવ ભ્રમણનો કદાપિ અ ત આવી શકશે નહિ એમ સમજીને અક્ષય સુખના અર્થી સર્વે ભાઇ બ્હેનોએ સ્ફટિક રત્ન જેવો નિમળ આત્મ સ્વભાવ પ્રગટ કરવાના પરમ પવિત્ર–ઉદ્દેશથી તેમા બાધકભુત રાગ, દ્વેષ અને મોહાદિક કર્મમળ જેમ દૂર થાય તેમ ઉપયોગ રાખી સર્વજ્ઞભાષિત અહિસા, સયમ અને તપ લક્ષણ ધર્મનુ સદા યત્નથી સેવન કરવુજ ઉચિત છે આપશ્રીનુ પણ એથીજ કલ્યાણ થવાનુ નિશ્ચિત છે

---

# धर्म रत्नकी प्राप्तिने माटे अवश्य प्राप्त करवा योग्य गुणो अथवा धर्मनी खरी कुंची

'જેમ ચિંતામણી રત્ન ભાગ્યહીન જીવોને મળવું મુશ્કેલ છે તેમ અક્ષુદ્રતાદિક ઉત્તમ ગુણરહિત જનોને પણ **ધર્મરત્ન** મળવું મુશ્કેલજ છે'

'અક્ષુદ્રતાદિક એકવીશ ગુણોવડે યુક્ત જીવને જિનમતમાં ધર્મ રત્નને યોગ્ય કહેલો છે માટે તે ગુણોને ઉપાજવા ધર્માભિલાષીજનોએ જરૂર યત્ન કરવો ઘટે છે' ઉક્ત વાતનું સમર્થન કરતાં છતાં શ્રીમદ્ યશોવિજયજી મહારાજ આ પ્રમાણે કહે છે—

"એકવીશ ગુણ પરિણમે, જાસ ચિત્ત નિત્યમેવ,
ધર્મ રત્નકી યોગ્યતા, તાસ કહે તું દેવ" ૧

ઉક્ત એકવીશ ગુણોની નોંધ આ પ્રમાણે આપેલ છે કે—

"ક્ષુદ્ર નહિ વળી રૂપનિધિ, સૌમ્ય જનપ્રિય ધન,
ક્રૂર નહિ ભીરૂ વળી, અશઠ સુદખિન્ન ૨
લજ્જાલુઓ દયાલુઓ, સોમદિટ્ઠિ મજ્જથ્થ,
ગુણરાગી સત્કથ્થ, સુપખ્ખ દીર્ઘદર્શી અથ્થ ૩
વિશેષજ્ઞ વૃદ્ધાનુગત, વિનયવંત કૃત જાણ;
પરહિતકારી લબ્ધ લક્ષ, એમ એકવીશ પ્રમાણ ૪

ગુણગુણીનો કથંચિત્ અભેદ સંબંધ હોવાથીજ ઉપર ગુણોને બદલે ગુણીનું નિરૂપણ કર્યું છે અર્થાત્ ધર્મ રત્નને યોગ્ય આવા ગુણો રહેવુંજ જોઇયે કેવા ગુણો થવું જોઇયે ? તેનું

ઉપર મુજબ પ્રથમ સક્ષિપ્ત વર્ણન કરીને પછી કઇક તે સબધી વિશેષ વર્ણન કરવાને બનતો પ્રયત્ન કરશુ

૧ ક્ષુદ્ર નહિ એટલે અક્ષુદ્ર, ગભીર આશયવાળો, સૂક્ષ્મ રીતે વસ્તુતત્ત્વનો વિચાર કરવાને શક્તિ ધરાવનાર સમર્થ જીવ વિશેષ ધર્મ રત્નને પામી શકે

૨, રૂપનિધિ એટલે પ્રશસ્ત રૂપવાળો, પાચે ઇંદ્રિયો જેને સ્પષ્ટ રીતે પ્રાપ્ત થયેલ છે એવો અર્થાત્ શરીર સબધી સુદર આકૃતિને ધારનાર આત્મા

૩ સૌમ્ય એટલે સ્વભાવેજ પાપદોષ રહિત, શીતળ સ્વભાવવાન્ આત્મા

૪ જનપ્રિય એટલે સદા સદાચારને સેવનાર લોકપ્રિય આત્મા

૫ ક્રૂર નહિ એટલે ક્રૂરતા યા નિષ્ઠુરતાવડે જેનુ મન મલીન થયુ નથી એવો અક્લિષ્ટ યાને પ્રસન્ન ચિત્તયુક્ત શાત આત્મા

૬ ભીરૂ એટલે આલોક સબધી તથા પરલોક સબધી અપાયથી ડરવાવાળો અર્થાત્ અપવાદભીરૂ તેમજ પાપભીરૂ હોવાથી બધી રીતે સભાળીને ચાલનાર, ઉભય લોક વિરૂદ્ધ કાર્યનો અવશ્ય પરિહાર કરનાર

૭ અશઠ એટલે છળપ્રપચવડે પરને પાસમા નાખવાથી દૂર રહેનાર

૮ સુદખિન્ન એટલે શુભ દાક્ષિણ્યવત, ઉચિત પ્રાર્થનાનો ભગ નહિ કરવાવાળો, સમય ઉચિતવર્તી સામાન્ન દીત...

પ્રસન્ન કર

૯ લજ્જાલુઓ એટલે લજ્જાશીલ, અકાર્ય વર્જી સત્કાર્યમા સહેજે જોડાઈ શકે એવો મર્યાદાશીલ પુરૂષ

૧૦ દયાલુઓ એટલે સવ કોઈ પ્રાણી વગ ઉપર અનુકપા રાખનાર

૧૧ સોમદિટ્ઠિ-મજ્ઝત્થ એટલે રાગ દ્વેષ રહિત નિષ્પક્ષપાતપણે વસ્તુતત્ત્વને યથાર્થ રીતે ઓળખી મધ્યસ્થતાથી દોષને દૂર કરનાર

૧૨ ગુણ રાગી એટલે સદ્‌ગુણીનોજ પક્ષ કરનાર, ગુણનોજ પક્ષ લેનાર

૧૩. સત્કથ્થ એટલે એકાત હિતકારી એવી ધમકથા જેને પ્રિય છે એવો

૧૪ સુપખ્ખ એટલે સુશીલ અને સાનુકુળ છે કુટુબ જેનુ એવો જતાબળિયો

૧૫ દીઘદર્શી એટલે પ્રથમથી સારી રીતે વિચાર કરીને પરિણામે જેમા લાભ સમાયો હોય એવા શુભ કાર્યનેજ કરવાવાળો

૧૬ વિશેષજ્ઞ એટલે પક્ષપાત રહિતપણે ગુણ દોષ, હિત અહિત, કાર્ય અકાર્ય, ઉચિત અનુચિત, ભક્ષ અભક્ષ્ય, પેય અપેય, ગમ્ય અગમ્ય વિગેરે વિશેષ વાતનો જાણ

૧૭ વૃદ્ધાનુગત એટલે પરિપક્વ બુદ્ધિવાળા અનુભવી પુરૂષોને અનુસરી ચાલનાર, નહિ કે જેમ આવ્યુ તેમ ઉચ્છૃખલપણે ઈચ્છા મુજબ કામ કરનાર

૧૮ વિનયવત એટલે ગુણાધિકનુ ઉચિત ગૌરવ સાચવનાર સુવિનીત

૧૯ કૃત જાણ એટલે બીજાએ કરેલા ગુણને કદાપિ નહિ વિસરી જનાર

૨૦ પરહિતકારી એટલે સ્વત સ્વાર્થ વિના પરોપકાર કરવામા તત્પર દાક્ષિણતાવત તો જ્યારે તેને કોઇ પ્રેરણા અથવા પ્રાર્થના કરે ત્યારે પરોપકાર કરે અને આતો પોતાના આત્માની જ પ્રેરણાથી સ્વ કર્તવ્ય સમજીનેજ કોઇની કઇ પણ અપેક્ષા રાખ્યા વિનાજ પરોપકાર કર્યા કરે એવા ઉત્તમ સ્વભાવને સ્વાભાવિક રીતે ધારનાર ભવ્ય

૨૧ લબ્ધ લક્ષ એટલે કોઈ પણ કાર્યને સુખે સાધી શકે એવો કાર્ય દક્ષ

હવે ઉપર કહેલા ૨૧ ગુણોનુ કઈક સહેતુક બ્યાન કરવાનો ઉપક્રમ કરવામા આવે છે જેમ શુદ્ધ કરાયેલા વસ્ત્ર ઉપરજ રગ જોઈયે એવો બરાબર ચઢી શકે છે, પરતુ અશુદ્ધ એવા મલીન વસ્ત્ર ઉપર રગ ચઢી શકતો નથી, તેમજ ઉપર કહેલા ગુણ વિનાના મલીન આત્માને ધર્મનો રગ લાગતોજ નથી ઉપર કહેલા ગુણોવડે વિશુદ્ધ થયેલા આત્માનેજ ધર્મનો રગ ચઢે છે વળી જેમ ખડબચરડી[1] અને પાલીસ કર્યા વિનાની [2]ભીંત ઉપર ચિત્ર આબેહુબ ઉઠતુ નથી પરતુ ઘઠારી મઠારીને સાફ કરેલી સરખી ભીંત ઉપર ચિત્ર જોઇયે એવુ આબેહુબ ઉઠી નીકળે છે તેમ ઉપર કહેલા ગુણોના સસ્કાર વિનાના અસસ્કૃત હૃદય ઉપર ધર્મનુ ચિત્ર બરાબર પડી શકતુ નથી, પણ ઉક્ત ગુણોથી સસ્કારિત હૃદય ઉપર સત્ય ધર્મનુ ચિત્ર બરાબર ખીલી ઉઠે છે ઉક્ત ગુણોની પ્રાપ્તિદ્વારા ભવ્ય આ મા સત્ય ધર્મનો ઉત્તમોત્તમ લાભ પામી શકે છે એથી ઉપર કહેલા સદ્ગુણોનો ખાસ અભ્યાસ કરવાની અત્યાવશ્યકતા સ્વત સિદ્ધ થાય છે, અને તેથીજ

૧ Rough ૨ Unpolished

તે ગુણુ સંબંધી બની શકે તેટલી સમજ લેવી પણુ જરૂરની છે એમાજ જીવનુ ખરૂ હિત સમાયેલુ છે

૧ "ક્ષુદ્ર સ્વભાવવાળો અગંભીર અને ઉછાછળો હોવાથી ધર્મને સાધી શકનો નથી તે નથી તો કરી શકનો સ્વહિત કે નથી કરી શકતો પરહિત, સ્વપરહિત સાધવાની તેનામા યોગ્યતાજ નથી તેથી સ્વપરહિત સાધવાને અક્ષુદ્ર સ્વભાવી એવો ગંભીર અને ઠરેલ પ્રકૃતિવાળોજ યોગ્ય અને સમર્થ હોઈ શકે છે

૨ હીન અંગોપાંગવાળો, નબળા સંઘયણુવાળો તથા ઈંદ્રિયોમા ખોડવાળો સ્વપરહિત સાધવાને અસમર્થ હોવાથી ધર્મને અયોગ્ય કહ્યો છે કેમકે ધર્મ સાધવામા તેની ખાસ અપેક્ષા રહે છે તે વિના ધમ સાધનમા ઘણીજ અડચણુ આવે છે તેથી સંપૂર્ણ અંગોપાંગવાળો, પાચે ઈંદ્રિય પૂરેપુરી પામેલો અને ઉત્તમ સંઘયણુવાળો સુંદર આકૃતિવંત પ્રાણી ધર્મને યોગ્ય કહ્યો છે એવી શુભ સામગ્રીવાળો જીવ શાસનની શોભા વધારી શકે છે અને સર્વજ્ઞ ભગવાને ભાખેલા ધર્મને સમ્યક્ પાળી શકે છે

૩ પ્રકૃતિથીજ શાંત સ્વભાવવાળો જીવ પ્રાય પાપકર્મમા પ્રવૃત્તિ કરતોજ નથી અને સુખે સમાગમ કરી શકાય એવા શીળા સ્વભાવને લીધે અન્ય આકળા જીવોને પણુ સમાધિનુ કારણુ થઇ શકે છે અર્થાત્ આકરી પ્રકૃતિવાળા પણુ શીળા સ્વભાવવાળા મજ્જનોના સમાગમથી ઠંડા પ્રકૃતિના થઇ જાય છે તેથી ઠંડી પ્રકૃતિવાળા પ્રાણી સુખે સ્વપરહિત સાધી શકે છે પરંતુ આકળી પ્રકૃતિવાળા તેમ કરવાને અસમર્થ હોવાથી ધર્મ સાધવાને અયોગ્ય કહ્યા છે

– ૪ દાન વિનય અને નિર્મળ આચારને સેવનાર માણુસ

સર્વ જનોને પ્રિય થઇ શકે છે અને તે આલોક વિરૂદ્ધ તથા પરલોક વિરૂદ્ધ કાયને સ્વભાવિક રીતેજ તજનાર હોવાથી સમ્યગ્ દૃષ્ટિ જીવોને પણ મોક્ષમાર્ગમા બહુમાન ઉપજાવનાર થઈ પડે છે સદાચાર સેવી લોકપ્રિય પુરૂષ પોતાની પવિત્ર કહેણી કરણીથી અન્ય જનોને પણ અનુકરણીય થઇ પડે છે, તેવી રીતે ઇચ્છા મુજબ વર્તી અતરો રહેનાર માણુસ કઇ પણ વિશેષ સ્વપરહિત સાધી શકતો નથી

ક્રૂર માણુસ કિલષ્ટ પરિણામથી પોતાનુ જ હિત સાધવાને અશક્ત છતો પરનુ હિત શી રીતે સાધી શકે ? તેથી તે ધર્મ રત્નને અયોગ્ય સમજવો સમ પરિણામને ધારણ કરનાર એવો અનુકપાવાન-અક્રૂર આત્માજ મોક્ષમાર્ગ સાધવાને અધિકારી હોઇ શકે છે

૬ આલોક સબધી તથા પરલોક સબધી દુખની વિચારણા કરનાર પાપ કર્મમા પ્રવૃત્તિ કરતો નથી અને લોકાપવાદથી પણ ડરતો રહે છે, એવો ભવભીરૂ માણુસજ ધર્મરત્નને યોગ્ય હોઇ શકે છે પરતુ જે નિર્ભયપણે-લોકાપવાદનો પણ ભય રાખ્યા વિના સ્વચ્છદ વર્તન કરે છે, તે ધર્મરત્નને યોગ્ય નથીજ

૭ અશઠ માણુસ કોઇની વચના કરતો નથી, તેથી તે વિશ્વાસપાત્ર અને પ્રશસાપાત્ર બને છે વળી તે પોતાના સદ્ભાવથી ઉદ્યમ કરે છે તેથી તે ધર્મરત્નને યોગ્ય ઠરે છે કપટી માણુસ તો પર વચનાથી પોતાના કુટિલ સ્વભાવને લઇ પરને અપ્રીતિપાત્ર બને છે, તેમજ સ્વહિતથી પણ ચુકે છે માટે તે ધર્મને માટે અયોગ્ય

૮ સુદાક્ષિણ્યતાવત પોતાનુ કાર્ય તજી બની શકે તેટલો બીજાનો ઉપગાર કરતો રહે છે તેથી તેનુ વચન સહુ કોઈ માન્ય રાખે છે તેમજ સહુ કોઈ તેને અનુસરીને ચાલે છે આવા સ્વભાવથી સહેજે સ્વપરહિત સાધી શકાય છે, તેથી તે ધર્મરત્નને યોગ્ય છે જેનામા એ ગુણ નથી તે સ્વાર્થસાધક અથવા આપ મતલબીયાના ઉપનામથી નિંદાપાત્ર થાય છે માટે તે ધર્મ રત્નને અયોગ્ય ઠરે છે

૯ લજ્જાશીલ માણસ લગારે પણ અકાર્ય કરતા ડરે છે તેથી તે અકાર્યને દૂર તજી સદાચારને સેવતો રહે છે, તેમજ અગીકાર કરેલા શુભ કાર્યને તે કોઇ રીતે તજી શકતો નથી તેથી તે સદ્ધર્મને યોગ્ય ગણાય છે લજ્જાહીન તો કઇપણ અકાર્ય કરતા ડરતો નથી તેથી તે અશુભ આચારને અનાચારો સેવતો રહે છે ગમે તેવા ઉત્તમ કુળમા ઉત્પન્ન થયા છતા તે કુળ મર્યાદાને તજી દેતા વાર કરતો નથી, તેથી લજ્જાહીન ધર્મ રત્નને અયોગ્ય છે

૧૦ દયા એ ધર્મનુ મૂળ છે અને દયાને અનુસરીનેજ સર્વ સદ્અનુષ્ઠાન પ્રવર્તે છે એમ જિન આગમમા સિદ્ધાત રૂપે કહેલુ છે, તેથીજ સર્વજ્ઞ ભાષિત સત્ય ધર્મનુ યથાર્થ આરાધન કરવાને દયાળુ હોવાની ખાસ જરૂર છે અર્થાત્ દયાળુજ ધર્મ રત્નને યોગ્ય છે દયાહીન કોઈ રીતે ધર્મને યોગ્ય નથી કેમકે તેવા નિર્દય પરિણામવાળાનુ સર્વ અનુષ્ઠાન નિષ્ફળ થાય છે

૧૧ મધ્યસ્થ એટલે પક્ષપાત રહિત એવો સૌમ્ય દૃષ્ટિ પુરૂષ રાગ દ્વેષ દૂર તજીને શાત ચિત્તથી ધર્મ વિચારને યથાસ્થિત સાભળે છે અને ગુણનો સ્વીકાર તથા દોષનો ત્યાગ કરે

છે માટે તે ધર્મને લાયક છે પરંતુ પક્ષપાત યુક્ત બુદ્ધિવાળો માણસ અંધ શ્રદ્ધાથી વસ્તુતત્ત્વનો યથાસ્થિત વિચારજ કરી શકતો નથી તો પછી ગુણનો આદર અને દોષનો ત્યાગ શી રીતે કરી શકે ? તેથી પક્ષપાત બુદ્ધિથી એકાંત ખેંચતાણ કરી બેસનાર ધર્મ રત્નને યોગ્ય નથીજ

૧૨ ગુણરાગી માણસ ગુણવંતનું બહુ માન કરે છે, નિર્ગુણની ઉપેક્ષા કરે છે, સદ્ગુણનો સંગ્રહ કરે છે અને સંપ્રાપ્ત ગુણને સારી રીતે સાચવી રાખે છે પ્રાપ્ત થયેલા ગુણોને દોષિત કરતો નથી તેથી તે ધર્મને યોગ્ય છે નિર્ગુણ માણસ તો બીજા ગુણવંતને પણ પોતાની જેવા લેખે છે તેથી તે નથી તો કરતો તેમની ઉપર રાગ કે નથી કરતો ગુણ ઉપર રાગ પરંતુ ઉલટો ગુણદ્વેષી હોઇ સદ્ગુણનો પણ અનાદર કરે છે અને આત્મ ગુણને મલીન કરી નાખે છે માટે તે ધર્મ રત્નને માટે અયોગ્યજ છે

૧૩ વિકથા કરવાના અભ્યાસવડે કલુષિત મનવાળો માણસ વિવેક રત્નને ખોઇ દે છે અને ધર્મમાં તો વિવેકની ખાસ જરૂર છે તેથી ધર્માર્થી માણસે સત્ય પ્રિય થવાનો અને સત્ય હિતકારી વાતનેજ કહેવાનો અથવા સાંભળવાનો હાળ રાખવો જોઇયે આવા સત્યપ્રિય અને સત્યભાષક જીવથી સ્વપરનું હિત સહેજે થાય છે તેથી તેવા ગુણવાળાજ ધર્મરત્નને યોગ્ય છે વિકથાવંતથી ઉભયને હાનિ પહોંચે છે તેથી તે અયોગ્ય છે

૧૪ જેનો પરિવાર અનુકુળ વર્તનારો, ધર્મશીલ અને સદાચારને સે [illegible] તેવો જાડાઅળિયો માણસ નિર્વિઘ્નપણે

ધર્મસાધન કરી શકે છે પૂર્વોક્ત સ્વભાવવાળા કુટુંબથી ધર્મ સાધનમાં કંઈ પણ અંતરાય આવવાનો સંભવ રહેતો નથી કેમકે એવું સાનુકૂળ કુટુંબ તો ધર્મસાધનમાં જોઈયે તેવી સહાય દઈ શકે છે તેથી ધર્મશીલ અને સદાચારવાળા અનુકૂળ પરિવારવાળો ધર્મને દીપાવવાને જેવો યોગ્ય ગણાય છે તેવો પ્રતિકુલ આચાર વિચારવાળા પરીવારવાળો યોગ્ય ગણાતો નથી, કેમકે તેથી તો ધર્મ માર્ગમાં વખતોવખત વિઘ્ન ઉભા થાય છે માટે શુદ્ધ અને સમર્થપક્ષની પણ ખાસ જરૂર છે

૧૫ દીર્ઘદર્શી માણસ પૂર્વાપરનો અથવા લાભાલાભનો વિચાર કરી જેનું પરિણામ સારૂં જ આવવાનો સંભવ હોય, જેમાં લાભ વધારે અને ક્લેશ અલ્પ હોય અને જે ઘણા માણસોને પ્રશંસનીય હોય તેવા કામનોજ આરંભ કરે છે તેવા દીર્ઘદર્શીજનો ધર્મ રત્નને યોગ્ય છે કેમકે તે વિચારશીલ અને વિવેકવંત હોવાથી સફળ પ્રવૃત્તિને કરનારા હોય છે તે કંઈપણ વગર વિચાર્યું નહિ બની શકે એવું અસાધ્ય કાર્ય સહસા આરંભતાજ નથી જે કાર્ય સુખે સાધી શકાય એવું માલમ પડે તેનોજ તે વિવેકથી આદર કરે છે સહસાકારી મનુષ્ય બહુધા અસાધ્ય કાર્ય કરવા મંડી જાય છે અને તેમાં નિષ્ફળ નીવડવાથી તે પશ્ચાતાપનો ભાગી થાય છે, તેથી તે ધર્મરત્નને લાયક ઠરતો નથી,

૧૬ વિશેષજ્ઞ પુરૂષ વસ્તુઓના ગુણ દોષને પક્ષપાત રહિતપણે પિછાની શકે છે તેથી પ્રાય તેવા માણસજ ઉત્તમ ધર્મના અધિકારી કહ્યા છે જે અજ્ઞાનતાવડે હિતાહિત કૃત્યાકૃત્ય, ધર્માધર્મ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય કે ગુણદોષ સંબંધી બિલકુલ અજ્ઞાત છે તે ધર્મને અયોગ્યજ છે કેમકે જે પોતાનું હિત શું છે તેટલું સમજતા પણ નથી તે શી રીતે સ્વહિત સાધી શકે

શે ? અને સ્વહિત સાધવાને પણ અસમર્થ હોવાથી પરહિતનુ તે કહેવુ જ શુ ! તેથી પશુના જેવા અજ્ઞાન અને અવિવેકી જનો ધર્મને માટે અયોગ્ય છે

૧૭ પરિપક્વ બુદ્ધિવાળા અર્થાત્ સદ્વિવેકાદિક ગુણ સપન્ન એવા વૃદ્ધ પુરૂષો પાપાચારમા પ્રવૃતિ કરતાજ નથી એમ હોવાથી તેવા વૃદ્ધને અનુસરીને ચાલનાર પણ પાપાચારથી દૂરજ રહે છે, કેમકે જીવોને સોબત પ્રમાણે ગુણ આવે છે, કહેવત છે કે ' જેવી સોબત તેવી અસર. ' તેવા શિષ્ટ પુરૂષોને અનુસારે ચાલનાર ધર્મરત્નને યોગ્ય થાય છે પરતુ સ્વચ્છદે ચાલનાર માણસ કદાપિ ધર્મને યોગ્ય થઇ શકતો નથી કેમકે તે સદાચારથી તો પ્રાય વિમુખ રહે છે

૧૮ સમ્યગ્ જ્ઞાન દર્શનાદિક સર્વ સદ્ગુણોનુ મૂળ વિનય છે, અને તે સદ્ગુણો વડેજ ખરૂ સુખ મેળવી શકાય છે માટેજ જૈનશાસનમા વિનયવત-વિનીતને વખાણ્યો છે લૌકિકમા પણ કહેવાય છે કે ' વનો (વિનય) વેરીને પણ વશ કરે ' તો પછી શાસ્ત્રોક્ત નીતિ મુજબ વિનયનો અભ્યાસ કરવામા આવે તો તેના ફળનુ તો કહેવુ જ શુ ? વિનયથી સર્વ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે તેથી ઇષ્ટસુખના અભિલાષી જનોએ અવશ્ય વિનયનું સેવન કરવુ જ જોઇયે અવિનીત માણસ ધર્મનો અધિકારી નથી જ કેમકે તે તેથી અસભ્ય વૃત્તિથી કઇ પણ સદ્ગુણ પેદા કરી શકતો નથી, અને ઉલટો ઠેકાણે ઠેકાણે ક્લેશનો ભાગી થાય છે.

૧૯ કૃતજ્ઞ પુરૂષ ધર્મગુરૂને તત્ત્વબુદ્ધિથી પરોપકારી જાણીને તેનુ બહુમાન કરે છે તેથી સમ્યગ્ જ્ઞાન દર્શનાદિક સદ્ ગુણોની વૃદ્ધિ થાય છે તેથી કૃતજ્ઞ માણસજ ધર્મરત્નને લાયક છે.

ધર્મસાધન કરી શકે છે પૂર્વોક્ત સ્વભાવવાળા કુટુમ્બથી ધર્મ સાધનમા કઇ પણ અતરાય આવવાનો સભવ રહેતો નથી કે મકે એવુ સાનુકૂળ કુટુબ તો ધર્મસાધનમા જોઇયે તેવી સહાય દઇ શકે છે તેથી ધર્મશીલ અને સદાચારવાળા અનુકૂળ પરિવારવાળો ધર્મને દીપાવવાને જેવો યોગ્ય ગણાય છે તેવો પ્રતિકુલ આચાર વિચારવાળા પરીવારવાળો યોગ્ય ગણાતો નથી, કે મકે તેથી તો ધર્મ માર્ગમા વખતોવખત વિઘ્ન ઉભા થાય છે માટે શુદ્ધ અને સમર્થપક્ષની પણ ખાસ જરૂર છે

૧૫ દીર્ઘદર્શી માણસ પૂર્વાપરનો અથવા લાભાલાભનો વિચાર કરી જેનુ પરિણામ સારૂ જ આવવાનો સભવ હોય, જેમા લાભ વધારે અને કલેશ અલ્પ હોય અને જે ઘણા માણસોને પ્રશસનીય હોય તેવા કામનોજ આરભ કરે છે તેવા દીર્ઘદર્શીજનો ધર્મ રત્નને યોગ્ય છે કેમકે તે વિચારશીલ અને વિવેકવત હોવાથી સફળ પ્રવૃત્તિને કરનારા હોય છે તે કઇપણ વગર વિચાર્યું નહિ બની શકે એવુ અસાધ્ય કાર્ય સહસા આરભતાજ નથી જે કાર્ય સુખે સાધી શકાય એવુ માલમ પડે તેનોજ તે વિવેકથી આદર કરે છે સહસાકારી મનૂષ્ય બહુધા અસાધ્ય કાર્ય કરવા મડી જાય છે અને તેમા નિષ્ફળ નીવડવાથી તે પશ્ચાતાપનો ભાગી થાય છે, તેથી તે ધર્મરત્નને લાયક ઠરતો નથી,

૧૬ વિશેષજ્ઞ પુરૂષ વસ્તુઓના ગુણ દોષને પક્ષપાત રહિતપણે પિછાની શકે છે તેથી પ્રાય તેવા માણસજ ઉત્તમ ધર્મના અધિકારી કહ્યા છે જે અજ્ઞાનતાવડે હિતાહિત, કૃત્યાકૃત્ય, ધર્માધર્મ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય કે ગુણદોષ સબધી બિલકુલ અજ્ઞાત છે તે ધર્મને અયોગ્યજ છે કેમકે જે પોતાનુ હિત શુ છે તેટલુ સમજતા પણ નથી તે શી રીતે સ્વહિત સાધી શક

શે ? અને સ્વહિત સાધવાને પણ અસમર્થ હોવાથી પરહિતનુ તો કહેવુંજ શુ ! તેથી પશુના જેવા અજ્ઞાન અને અવિવેકી જનો ધર્મને માટે અયોગ્ય છે

૧૭ પરિપક્વ બુદ્ધિવાળા અર્થાત્ સદ્વિવેકાદિક ગુણ સપન્ન એવા વૃદ્ધ પુરૂષો પાપાચારમા પ્રવૃતિ કરતાજ નથી એમ હોવાથી તેવા વૃદ્ધને અનુસરીને ચાલનાર પણ પાપાચારથી દૂરજ રહે છે, કેમકે જીવોને સોબત પ્રમાણે ગુણ આવે છે, કહેવત છે કે ' જેની સોબત તેની અસર. ' તેવા શિષ્ટ પુરૂષોને અનુસારે ચાલનાર ધર્મરત્નને યોગ્ય થાય છે પરતુ સ્વચ્છદે ચાલનાર માણસ કદાપિ ધર્મને યોગ્ય થઇ શકતો નથી કેમકે તે સદાચારથી તો પ્રાય વિમુખ રહે છે

૧૮ સમ્યગ્ જ્ઞાન દર્શનાદિક સવ સદ્ગુણોનુ મૂળ વિનય છે, અને તે સદ્ગુણો વડેજ ખરૂ સુખ મેળવી શકાય છે માટેજ જૈનશાસનમા વિનયવત-વિનીતને વખાણ્યો છે લૌકિકમા પણ કહેવાય છે કે ' વનો (વિનય) વેરીને પણ વશ કરે ' તો પછી શાસ્ત્રોક્ત નીતિ મુજબ વિનયનો અભ્યાસ કરવામા આવે તો તેના ફળનુ તો કહેવુ જ શુ ? વિનયથી સર્વ ઇષ્ટની પ્રાપ્તિ થાય છે તેથી ઇષ્ટસુખના અભિલાષી જનોએ અવશ્ય વિનયનુ સેવન કરવુ જ જોઇયે અવિનીત માણસ ધમનો અધિકારી નથી જ કેમકે તે તેથી અસભ્ય વૃત્તિથી કઇ પણ સદ્ગુણ પેદા કરી શકતો નથી, અને ઉલટો ઠેકાણે ઠેકાણે ક્લેશનો ભાગી થાય છે.

૧૯ કૃતજ્ઞ પુરૂષ ધર્મગુરૂને તત્ત્વબુદ્ધિથી પરોપકારી જાણીને તેનુ બહુમાન કરે છે તેથી સમ્યગ્ જ્ઞાન દર્શનાદિક સદ્ ગુણો ની વૃદ્ધિ થાય છે તેથી કતજ્ઞ માણસજ ધર્મરત્નને લાયક છે.

કૃતજ્ઞ માણુસ ઉપર સામાન્ય ઉપગાર કર્યો હોય તો તેને પણ તે ભૂલતો નથી તો અસાધારણ ઉપગારને કરનાર ઉપગારીને તો તે ભૂલેજ કેમ? કૃતઘ્ન માણસ ઉપગારીએ કરેલા ઉપગારને વિસરી જઇ તેનો ઉલટો અપવાદ કરવા તત્પર થઈ જાય છે દૂધ પાઈને ઉછેરેલા સાપની જેમ કૃતઘ્ન નુકસાન કરે છે માટે તે ધર્મને યોગ્ય નથી

૨૦ ધન્ય કૃત પુન્ય એવો પરહિતકારી પુરૂષ ધર્મનુ ખરૂ રહસ્ય સારી રીતે સમજી પ્રાપ્ત કરીને નિસ્પૃહ ચિત્ત છતો પોતાના પૂર્ણ પુરૂષાર્થયોગે અ ય જનોને પણ સન્માર્ગમા જોડી દે છે અર્થાત્ ધર્મનુ ખરૂ રહસ્ય જાણનાર અને નિસ્પૃહપણે પોતાનુ છતુ વીર્ય ફોરવનાર એવા પરહિતકારી પુરૂષોનીજ બ લિહારી છે તેવા ધન્ય પુરૂષો સ્વપરનુ હિત વિશેષે સાધી શકે છે તેવા ભાગ્યશાળી ભવ્યો ધર્મને સારી રીતે દીપાવી શકે છે તેથી તે ધર્મરત્નને અધિક લાયક છે કેવળ સ્વાર્થ વૃત્તિવાળાથી તેવો સ્વપર ઉપગાર સ ભવતો નથી તેથી નિ સ્વાર્થ વૃત્તિ રાખ વાની ખાસ જરૂર છે નિ સ્વાર્થી જનો પરોપકારને પોતાના શુદ્ધ સ્વાર્થથી ભિન્ન સમજતા નથી અર્થાત્ પરોપકારને પોતાનુ ખાસ કર્તવ્ય સમજીને કોઇની પ્રેરણા વિના સ્વભાવિક રીતેજ સેવે છે.

૨૧ લબ્ધ લક્ષ પુરૂષ સકળ ધર્મકાર્યને સુખે સમજી શકે છે અને તે દક્ષ ચ ચળ તથા સુખે કેળવી શકાય એવો હોવાથી થોડા વખતમાજ સર્વ ઉત્તમ કલામા પારગામી થઇ શકે છે આવો કાર્ય દક્ષ પુરૂષ ધર્મરત્નને લાયક હોઇ શકે છે પર તુ અ કુશળ અશિક્ષણીય અને મ દ પરિણામી તેમજ અતિ પરિણામી જનો ધર્મને લાયક થઈ શકતા નથી કેમકે તેમની નજર સાપે-

રૂપણે સર્વત્ર ફરી વળતી નથી તેથી તેઓ સત્ય ધર્મથી બાહેર રહ્યા કરે છે, અર્થાત્ ધર્મના ખરા રહસ્યને પામી શકતાજ નથી માટે ધર્માર્થી જનોએ કાર્યદક્ષ અને કર્તવ્ય પરાયણ થવાની પણ પુરી જરૂર છે ”

આ પ્રમાણે એ એકવીશ ગુણોનુ કઇક સહેતુક વર્ણન ‘ ધર્મરત્ન પ્રકરણ ’ ગ્રથને અનુસારે કરવામા આવ્યુ છે એ ઉપર વર્ણવેલા ગુણો જેમણે સપ્રાપ્ત કર્યા છે તે ભાગ્યશાળી ભવ્ય જનો ધર્મરત્નને લાયક થાય છે એ એકવીશ ગુણ સપૂર્ણ જેમને પ્રાપ્ત થયા છે તે ઉત્કૃષ્ટ રીતે લાયક છે ચતુર્થ ભાગે ન્યૂન ગુણવાળા ભવ્ય મધ્યમ રીત્યા લાયક છે અને અર્ધા ભાગથી ન્યૂન ગુણવાળા ભવ્યો જઘન્ય ભાગે લાયક છે પરતુ તેથી પણ ન્યૂન ગુણવાળા હોય તેનો દરિદ્રપ્રાય–અયોગ્ય સમજવાના છે એમ સમજીને સર્વજ્ઞ ભાષિત શુદ્ધ ધર્મના અભિલાષી જનોએ જેમ બને તેમ ઉક્ત ગુણોમા વિશેષે આદર કરવો યોગ્ય છે કારણ કે પવિત્ર ચિત્ત પણ શુદ્ધ ભૂમિમાજ શોભે છે અને ભૂમિ–શુદ્ધિ ઉક્ત ગુણોવડેજ થાય છે

ઉકત ગુણ ભષિત ભવ્ય સત્વોએ શુદ્ધ ધર્મની પ્રાપ્તિ માટે શુદ્ધ સયમધારી સદ્ગુરૂ પાસે શુશ્રુષા પૂર્વક ધર્મનુ સ્વરૂપ સાભળવા અને તેનુ મનન કરવા સાથે યથાશકિત તેનુ પરિશીલન કરવાને પ્રયત્ન સેવવો જોઇયે તે ધર્મ મુખ્યપણે બે પ્રકારનો છે દેશવિરતિ ધર્મ અને સર્વ વિરતિ ધર્મ દેશવિરતિ ધર્મના અધિકારી ગૃહસ્થ લોક હોઇ શકે છે અને સર્વ વિરતિ ધર્મના અધિકારી સાધુ મુનિરાજ હોઈ શકે છે સ્થૂલ થકી હિસા, અસત્ય, અદત્ત, મૈથુનનો ત્યાગ અને પરિગ્રહનુ પ્રમાણ કરવારૂપ

પાચ અણુવ્રત, દિગ્ વિરમણ, ભોગોપભોગ વિરમણ અને અનર્થદંડ વિરમણરૂપ ત્રણ ગુણવ્રત તથા સામાયક, દેશાવગાસિક, પૌષધ અને અતિથિ સંવિભાગરૂપ દ્વાદશવ્રત ગૃહસ્થ (શ્રાવક) ને હોઇ શકે છે સાધુ મુનિરાજને તો સર્વથા હિંસા, અસત્ય, અદત્ત, અબ્રહ્મ તથા પરિગ્રહના પરિહારથી અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અસંગતારૂપ પાચ મહાવ્રતો પાળવા સાથે રાત્રીભોજનનો સર્વથા ત્યાગ કરવાનો હોય છે (વિવેકવંત ગૃહસ્થ પણ રાત્રીભોજનનો ત્યાગજ કરે છે,) તે ઉપરાંત સાધુ મુનિરાજને નીચેની દશ શિક્ષા સંપૂર્ણ રીતે પાળવાની હોય છે અને ગૃહસ્થને બની શકે તેટલા પ્રમાણમા તે પાળવાની હોય છે

---

## 'ધર્મની દશ શિક્ષા'

૧ ક્ષમા—અપરાધિ જીવોનુ અંતઃકરણથી પણ અહિત નહિ ઇચ્છના જેમ સ્વપરહિત થઇ શકે તેમ સહનશીલતા પૂર્વક ઉચિત પ્રવૃત્તિ યા નિવૃત્તિ કરવી અને જિનેશ્વર પ્રભુના પવિત્ર વચનનો તેવો મર્મ સમજીને અથવા આત્માનો એવોજ ધર્મ સમજીને સહજ સહનશીલતા ધારવી તે

૨ મૃદુતા—જાતિમદ, કુળમદ, બળમદ, પ્રજ્ઞામદ, તપમદ, રૂપમદ, લાભમદ અને ઐશ્વર્યમદનુ સ્વરૂપ સારી રીતે સમજી તેથી થતી હાનિને વિચારી તે સબધી મિથ્યાભિમાન તજીને નમ્રતા યાને લઘુતા ધારણ કરવી ગુણીજનોનો દ્રવ્ય ભાવથી વિનય સાચવવો, તેમની ઉચિત સેવા ચાકરી કરવી તેમનુ અપમાન કરવાથી સદંતર દૂર રહેવુ વિગેરે નમ્રતાના નિયમો ધ્યાનમા

રાખીને સ્વપરની પરમાર્થથી ઉન્નતિ થાય એવો સતત ખ્યાલ રાખી રહેવું તે

૩ સરલતા—સર્વ પ્રકારની માયા તજી નિષ્કપટ થઈ રહેણી કહેણી એક સરખી પવિત્ર રાખવી જેમ મન, વચન અને કાયાની પવિત્રતા સચવાય, અન્ય જનોને સત્યની પ્રતીતિ થાય તેમ પ્રયત્નથી સ્વ ઉપયોગ સાધ્ય રાખીને વ્યવહાર કરવો તે

૪ સતોષ—વિષય તૃષ્ણાનો ત્યાગ કરી, તે માટે થતા સકલ્પ વિકલ્પોને શમાવી દઈ, તુષ્ટ વૃત્તિને ધારણ કરી, સ્થિર ચિત્તથી સમ્યગ્ દર્શન જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીનુ સેવન કરવું તેમજ સર્વ પાપ ઉપાધિથી નિવર્તવુ તે

૫ તપ—મન અને ઇંદ્રિયોના વિકાર દૂર કરવા તેમજ પૂર્વ કર્મનો ક્ષય કરવા સમતા પૂર્વક બાહ્ય અને અભ્યતર તપનુ સેવન કરવુ ઉપવાસ આદિક બાહ્ય તપ સમજીને સમતા પૂર્વક કરવાથી જ્ઞાન ધ્યાન પ્રમુખ અભ્યતર તપની પુષ્ટિને માટેજ થાય છે તેથી તે અવશ્ય કરવા યોગ્યજ છે તપથી આત્મા કચનના જેવો નિર્મળ થાય છે

૬ સયમ—વિષય કષાયાદિક પ્રમાદમા પ્રવર્તતા આત્માને નિયમમા રાખવા યમ નિયમનુ પાલન કરવુ, ઇંદ્રિયોનુ દમન કરવુ, કષાયનો ત્યાગ કરવો અને મન વચન કાયાને બનતા ઠાણુમા રાખવા તે

૭ સત્ય—સહુને પ્રિય અને હિતકર થાય એવુજ વચન વિચારીને અવસર ઉચિત બોલવુ, જેથી ધર્મને કોઇ રીતે બાધક ન આવે તે

૮ શૌચ—મન [illegible] કાયાની પવિત્રતા

બનતો પ્રયત્ન સેવ્યા કરવો પ્રમાણિકપણેજ વર્તવુ, સવ જીવને આત્મ સમાન લેખવા કોઈની સાથે અશમા પણ વૈર વિરોધ રાખવો નહિ સહુને મિત્રવત્ લેખવા, તેમને બનતી સહાય આ પવી અને ગુણવતને દેખી મનમા પ્રમુદિત થવુ, પાપી ઉપર પણ દ્વેષ ન કરવો તે

૯ નિષ્પરિગ્રહતા—જેથી મૂર્છા ઉત્પન્ન થાય એવી કોઈ પણ વસ્તુનો સગ્રહ નહિ કરવો પરિગ્રહને અનર્થકારી જાણી તેનાથી દૂર રહેવુ, કમલની પેરે નિર્લેપપણ ધારવુ પરસ્પૃહાને તજી નિસ્પૃહપણુ આદરવુ

૧૦ બ્રહ્મચર્ય—નિર્મળ મન વચન અને કાયાથી કિપાક ની જેવા પરિણામે દુખદાયક વિષયરસનો ત્યાગ કરી નિર્વિષય પણુ યાને નિર્વિકારપણુ આદરવુ વિવેક રહિત પશુના જેવી કામક્રીડા તજી સુશીલપણુ સેવવુ લજ્જાહીન એવી મૈથુન ક્રી ડાનો ત્યાગ કરી આત્મરતિ ધારવી તે આ દશવિધ ધર્મશિક્ષાનુ શુદ્ધ શ્રદ્ધાપૂર્વક સેવન કરવાથી કોઈ પણ જીવનુ સહજમા કલ્યા ણુ થઈ શકે છે માટે તેનુ યથાવિધ સેવન કરવાની અતિ આ વશ્યકતા છે સમ્યગ્દર્શન જ્ઞાન અને ચારિત્ર એજ મોક્ષનો ખરો માર્ગ છે

---

## ॥ अथ परमातम छत्रीशी ॥

પરમ દેવ પરમાતમા, પરમ જ્યોતિ જગદીસ ॥ પરમ ભાવ ઉરઆનકે, પ્રણમત હુ નીમ દીસ ॥ ૧ ॥ એક જ્યુ ચે તન દ્રવ્ય હૈ, તામે તીન પ્રકાર ॥ બહિરાતમ અતર કહ્યો, પ

રમાતમ પદ સાર ॥ ૨ ॥ બહિરાતમ તાકુ કહે, લખે ન બ્રહ્મ સ્વરૂપ ॥ મગન રહે પરદ્રવ્ય મે મિથ્યાવત અનૂપ ॥ ૩ ॥ અતર આતમા જીવ સો, સમ્યક્ દૃષ્ટિ હોય ॥ ચોથે અરૂ કુનિ બારમૈ, ગુણથાનક લો સોય ॥ ૪ ॥ પરમાતમ પરબ્રહ્મકો, પ્રગટ્યો શુદ્ધ સ્વભાવ ॥ લોકાલોક પ્રમાણુ સબ, ઝલકે તિનમે આય ॥ બાહિર આતમ ભાવ તજ, અતર આતમા હોય ॥ પરમાતમ પદ ભજતુ હે, પરમાતમ વહે સોય ॥ ૬ ॥ પરમાતમ સોઇ આતમા, અવર ન દુજો કોઇ ॥ પરમાતમકુ ધ્યાવતે, એહ પરમાતમ હોય ॥ ૭ ॥ પરમાતમ પરબ્રહ્મ હ, પરમ જ્યોતિ જગદીસ ॥ પરસુ ભિન્ન નિહાળીયે, જોઈ અલખ સોઈ ઈસ ॥૮॥ જે પરમાતમ સિદ્ધ મ, સોહિ આતમા માહિ ॥ મોહ મયલ દગ લગી રહ્યો, તામે સુઝત નાહિ ॥ ૯ ॥ મેહ મયલ રાગા દિકે, જત છિન કીજે નાસ ॥ તા છિન એહ પરમાતમા, આપહિ લહે પ્રકાસ ॥ ૧૦ ॥ આતમ સો પરમાતમા, પરમાતમ સોઇ સિદ્ધ ॥ વિચકી દુવિધા મીટ ગઇ, પ્રગટ ભઇ નિજ રિદ્ધ ॥૧૧॥ મેહિ સિદ્ધ પરમાતમા, મેહિ આતમરામ ॥ મેહિ ગ્યાતા ગ્ને યકો, ચેતન મેરો નામ ॥ ૧૨ ॥ મેહિ અનત સુખકો ધની, સુખમે મોહિ સોહાય ॥ અવિનાસી આણુદમય, સોડહ ત્રિ ભુવનરાય ॥ ૧૩ ॥ શુદ્ધ હમારો રૂપહે, શોભિત સિદ્ધ સમાન ॥ ગુણ અનત કરી સયુત, ચિદાનદ ભગવાન ॥૧૪॥ જેસો સિવપે તહિવ[1] વસે, તેસો યા તનમાહિ ॥ નિશ્ચય દૃષ્ટિ નિહારતા, ફેર રચ કછુ નાહિ ॥ ૧૫ ॥ કરમનકે સજોગતે, ભએ તીન પ્રકાર ॥ એક આતમા દ્રવ્યકુ, કરમ નટાવણુ હાર ॥ ૧૬ ॥

---

૧ જેમ સિદ્ધ ભગવાન સિદ્ધક્ષેત્રમા બિરાજે છે

કર્મ સઘાતે અનાદિકે, જોર ન કછુ બસાય ॥ પાઇ કલા વિવેકકી, રાગ દ્વેષ છિન જાય ॥ ૧૭ ॥ કરમનદી[1] જર રાગ હે, રાગ જરે જર જાય ॥ પરમ હોત પરમાતમા, ભાઇ સુગમ ઉપાય ॥ ૧૮ ॥ કાહેકુ ભટકત ફીરે, સિદ્ધ હોનકે કાજ ॥ રાગ દ્વેષકુ ત્યાગ દે, ભાઇ સુગમ ઇલાજ ॥ ૧૯ ॥ પરમાતમ પદકો ધનિ, રંક ભયો બિલલાય ॥ રાગ દ્વેષકી પ્રીતિ સૌ, જનમ અકારથર જાય ॥ ૨૦ ॥ રાગ દ્વેષકી પ્રીતિ તુમ, ભુલે કરો જન રંચ ॥ પરમાતમપદ ઢાકકે, તુમહિ કિયે તિરયચ ॥ ૨૧ ॥ જપ તપ સજમ સબ ભલે, રાગ દ્વેષ યો નાહિ ॥ રાગ દ્વેષ જો જાગતે, એ સવ ભયે જ્યુ નાહિ ॥ ૨૨ ॥ રાગ દ્વેષકે નાસતે, પરમાતમ પરકામ ॥ રાગ દ્વેષકે ભાસતે, પરમાતમ પદ નાસ ॥ ૨૩ ॥ જો પરમાતમ પદ ચહે, તો તુમ રાગ નિવાર ॥ દેખી સજોગ સ્વામીકો, અપનેં હિયે વિચાર ॥ ૨૪ ॥ લાખ બાતકી બાત ઇહ, તોકુ દેઇ બતાય ॥ જો પરમાતમ પદ ચહે, રાગ દ્વેષ તજ ભાઇ ॥ ૨૫ ॥ રાગ દ્વેષ ત્યાગ વિનુ, પરમાતમ પદ નાહિ ॥ કોટિ કોટિ જપ તપ કરે, સબ અકારથ જાય ॥ ૨૬ ॥ દોષ આતમાકુ ઇહ, રાગ દ્વેષકો સગ ॥ જેસે પાસ મજીઠમે, વસ્ત્ર ઔર હિ રગ ॥ ૨૭ ॥ તેમે આતમ દ્રવ્યકુ, રાગ દ્વષકે પાસ ॥ કર્મ રગ લાગત રહે, કમે લહે પ્રકાશ ॥ ૨૮ ॥ ઇણુ કર મનકો જીતવો, કઠીન વાત હે વીર ॥ જર[3] ખોદે વિનુ નહિ મિટે, દુષ્ટ જાત બે પીર[4] ॥ ૨૯ ॥ [5] લલ્લોપતો કે કીયો, એ

૧ કર્મનુ મુળ રાગ છે, રાગ ગયે છતે નિર્મુળ થયે છતે કર્મનો અંત આવવાનો છે અને ત્યારેજ પરમાત્મપદ પ્રાપ્ત થવાનું છે ૨ નિં'દ્ય. ૩ મૂળ ૪ પીડ આપનાર. ૫ લલીપતો કરે, એમ માન ધારવાથી કંઇ વળવાનું નથી, તે માટે તો પ્રબળ પુરુષાર્થની જરૂર છે

મિટવે કે નાહિ ॥ ધ્યાન અગની પરકાશકે, હોમ દેહિ તે માહિ ॥ ૩૦ ॥ જ્યુ દારુ કે ગજકુ, નર નહિ શકે ઉઠાય ॥ તનકો આગ મલેગ તે, છિન એકમે ઉડ જાય ॥ ૩૧ ॥ દેહે સહિત પરમાતમા, એહ અચરીજકી બાત ॥ રાગ દ્વેષકે ત્યાગ તે, કરમ શક્તિ જરી જાત ॥ ૩૨ ॥ પરમાતમ કે ભેદ દ્વય, નિકલ સગલ પરવાન ॥ સુખ અનતમે એકમે, કહેવે કે દ્વય થાય ॥ ॥ ૩૩ ॥ ભાઇ એહ પરમાતમા, સોહ તુમમે યાહિ ॥ અપણિ ભક્તિ સભારકે લિખાણગ દેતાહિ ॥ ૩૪ ॥ રાગ દ્વેષ કુ ત્યાગટે, ધરી પરમાતમ ધ્યાન ॥ યુ પાવે સુખ સાસ્વત, ભાઇ એમ કલ્યાન ॥ ૩૫ ॥ પરમાતમ છત્રીસી કો, પઢિયો પ્રીતિ સભાર ॥ ચિદાનદ તુમ પ્રતિ લખી આતમ કે ઉદ્ધાર ॥૩૬॥ઇતિ

---

# अथ श्री अमृतवेलीनी सज्झाय.

ચેતન જ્ઞાન અજુવાલીયે, ટાલીયે મોહ સતાપરે, ચિત્ત ડમડોલતુ વાલીયે, પાલીયે સહજ ગુણ આપરે ॥ ચે૦ ॥ ૧ ॥ ઉપશમ અમૃત રસ પીજીયે, કીજીયે સાધુ ગુણગાનરે, [2]અધમવયણે નવિ ખીજીયે, દીજીયે સજ્જનને માનરે ॥ ચે૦ ॥ ૨ ॥ ક્રોધ [3]અનુબધ નવિ રાખીયે, ભાખીયે વયણ મુખ સાચરે, સમકિત રત્ન રુચિ જોડીયે, છોડીયે કુમતિ મતિ કાચરે ॥ ચે૦ ॥ ૩ ॥ શુદ્ધ પરિણામને કારણે, ચારના શરણ ધરે ચિત્તરે, પ્રથમ તિહા શરણ અરિહતનુ, જેહ જગદીશ જગ [4]મિ-

---

૧ તણખો અ'પમાત્ર ૨ નીચ, ૩ પરપરા, ૪ મિત્ર,

તરે ॥ ચે૦ ॥ ૪ ॥ જે સમોસરણમા [1]રાજતા ભાજતા ભવિક સદેહરે, ધર્મના વચન વરસે સદા, પુષ્કરાવર્ત્ત જિમ મેહરે ॥ ચે૦ ॥ ॥ ૫ ॥ શરણ બીજુ ભજે સિદ્ધનુ, જે કરે કર્મ [2]ચક ચૂરરે, ભોગવે રાજ શિવનગરનુ જ્ઞાન આનદ ભરપુરરે ॥ ચે૦ ॥ ૬ ॥ સાધુનુ શરણ ત્રીજુ ધરે, જેહ સાધે શિવ પથરે, મૂલ ઉત્તર ગુણ જે વર્યા, ભવતર્યા ભાવ [3]નિગ્રથરે ॥ ચે૦ ॥૭॥ શરણ ચોથુ કરે ધર્મનુ, જેહમા [4]વર દયા ભાવરે, જે જે સુખહેતુ જિનવર કહ્યુ, પાપજલ તારવા નાવરે ॥ ચે૦ ૮ ॥ ચારના શરણ એ પડિવજે, વલી ભજે ભાવના શુદ્ધરે, [5]દુરિત સવિ આપના નિદિયે, જેમ હોયે સવર વૃદ્ધિરે ॥ચે૦॥૯॥ ઇહભવ પરભવ આચર્યા, પાપ અધિકરણ મિથ્યાતરે, જેહ જિનાશાત નાદિક ઘણા, નિદિયે તેહ ગુણ ઘાતરે ॥ ચે૦ ॥ ૧૦ ॥ ગુરુ તણા વચન તે અવગણી, ગુથિયા આપ મત જાલરે, બહુપરે લોકને ભોલવ્યા, નિદિયે તેહ જ જાલરે ॥ ચે૦ ॥ ૧૧ ॥ જેહ હિંસા કરી આકરી જેહ બોલ્યા [6]મૃષાવાદરે, જેહ પરધન હરી હરખીયા, કીધલો કામ ઉન્માદરે ॥ ચે૦ ॥ ૧૨ ॥ જેહ ધન ધાન્ય મૂર્છા ધરી, સેવિયા ચાર કષયરે, રાગને દ્વેષને વશ હુઆ, જે કીયો કલહ ઉપાયરે ॥ ચે૦ ॥ ૧૩ ॥ જૂઠ જે આલ પરને દિયા, જે કયા [7]પિશુનતા પાપરે, રતિ અરતિ નિંદ માયા મૃષા, વલિય મિથ્યાત્વ સતાપરે ॥ ચે૦ ॥ ૧૪ ॥ પાપ જે એહવા સેવીયા, તેહ નિદિયે ત્રીહુ કાલરે, સુકૃત અનુમોદના કીજિયે, જિમ હોયે કર્મ વિસરાલરે ॥ ચે૦ ॥ ૧૬ ॥

---

૧ શોભતા ૨ ક્ષય, ૩ સાધુ, ૪ પ્રધાન, ૫ દુષ્કર્મ ૬ અસત્ય વચન, ૭ ચાડીયાપણુ,

વિશ્વ ઉપગાર જે જીન કરે, સાર જિન નામ સયોગરે, તે ગુણ તાસ અનુમોદિયે, પુન્ય અનુબંધ શુભ યોગરે ॥ ચે૦ ॥ ૧૬ ॥ સિદ્ધની સિદ્ધતા કર્મના, ક્ષય થકી ઉપની જેહરે, જેહ આચાર આચાર્યનો [1]ચરણ વન સિંચવા મેહરે ॥ ચે૦ ॥ ૧૭ ॥ જેહ [2]ઉવઝાયનો ગુણ ભલો, સૂત્ર સજ્ઝાય પરિણામરે, સાધુની જે વળી સાધુતા, મૂલ ઉત્તર ગુણ ધામરે ॥ ચે૦ ॥ ૧૮ ॥ જેહ વિરતિ દેશ શ્રાવક તણી, જે સમકિત સદાચારરે, સમકિત દ્રષ્ટિ સુરનર તણી, તેહ અનુમોદિયે સારરે ॥ ચે૦ ॥ ૧૯ ॥ અન્યમા પણ દયાદિક ગુણા, જેહ જિન વચન અનુસારરે, સર્વ તે ચિત્ત અનુમોદિયે, સમકિત બીજ નિરધારરે ॥ ચે૦ ॥ ૨૦ ॥ પાપ નવી તીવ્ર ભાવે કરી, જેહને નવી ભવ રાગરે, ઉચિત સ્થિતિ જેહ સેવે સદા, તેહ અનુમોદવા લાગરે ॥ ચે૦ ॥ ૨૧ ॥ થોડલો પણ ગુણ પરતણો, સાભળી હર્ષ મન આણુરે, દોષ લવ પણ નિજ દેખતા, નિજ ગુણ નિજ આતમા જાણુરે ॥ ચે૦ ॥ ૨૨ ॥ ઉચિત વ્યવહાર અવલબને એમ કરી સ્થિર પરિણામરે, ભાવિયે શુદ્ધ નય ભાવના, [3]પાવનાશય તણું ઠામરે ॥ ચે૦ ॥ ૨૩ ॥ દેહ દમન વચન પુદ્ગળ થકી, કર્મથી ભિન્ન તુજ રૂપરે, અક્ષય અકલક છે જીવનું, જ્ઞાન આનદ સ્વરૂપરે ॥ ચે૦ ॥ ૨૪ ॥ કર્મથી કલ્પના ઉપજે પવનથી જેમ જલધિ વેલરે, રૂપ પ્રગટે સહજ આપણું, દેખતા દ્રષ્ટિ સ્થિર મેલરે ॥ ચે૦ ॥ ૨૫ ॥ ધારતા ધર્મની ધારણા, મારતા મોહ વડ ચોરરે, જ્ઞાન રૂચી વેલ વિસ્તારતા, વારતા કર્મનુ જોરરે ॥ ચે૦ ॥ ૨૬ ॥ રાગ વિષ દોષ ઉતારતા, જારતા

૧ ચારિત્ર, ૨ ઉપાધ્યાય ૩ પવિત્ર ઇરાદો.

દ્વેષ રસ શેષરે, પૂર્વ મુનિ વચન સભારતા [1]સારતા કર્મ નિશેષરે ॥ ચે૦ ॥ ૨૭ ॥ દેખીયે માર્ગ શિવ નગરનો, જે ઉદાસિન પરિણામરે, તેહ અણછોડતા ચાલિયે, પામિયે જીમ પરમ ધામરે ॥ ચે૦ ॥ ૨૮ ॥ શ્રી નય વિજય ગુરૂ શિષ્યની, શિખડી અમૃતવેલરે, એહ જે ચતુર નર આદરે, તે લહે સુયશ રંગરેલરે ॥ ચે૦ ॥ ૨૯ ॥

॥ ઇતિ શ્રી હિતશિક્ષા સઝાય સમાપ્ત

૧ નાશ કતા.

समाप्तोऽयं ग्रंथः

# श्री जैन हितोपदेश भाग त्रीजो.

## मंगलाचरण रूप.

### શ્રી હેમચંદ્રાચાર્ય વિરચિત શ્રી મહાવીરજિન સ્તોત્ર સારાશ.

૧ અધ્યાત્મ વેદીને પણ પરાકષ્ટિથી પ્રાપ્ય, વિદ્વાનોને પણ વચન અગોચર અને ચર્મ ચક્ષુને પ્રગટ ન દેખાય એવા શ્રી વર્ધમાન પ્રભુની સ્તુતિ કરવા પ્રયત્ન કરૂંછુ

૨ હે પ્રભુ તારી સ્તુતિ કરવા યોગીજનો પણ અસમર્થ છે, તો મારા જેવાનુ તો કહેવુજ શુ ? પરતુ ગુણાનુરાગ તો તેઓની પેરે મારે પણ નિશ્ચળ છે, આવો નિશ્ચય કરીને તારી સ્તુત કરતો હુ પોતે મૂર્ખ છતા અપરાધી ઠરતો નથી

૩ ગભીર અર્થવાળી શ્રી સિદ્ધસેન સૂરિની રચેલી સ્તુતિયો કયા ! અને આ અણકેળવાયેલી સ્તુતિ કયા ? તથાપિ હસ્તિ નાયકના પથે ચાલનારો તેનો બાળ ગતિમા સ્ખલના પામતો છતો શોચવા યોગ્ય નથી કેમકે તે સ્વપિતાનાજ પગોતે પગલે ચાલનારો હોવાથી અતે પિતાની પવિત્ર પદવી પ્રાપ્ત કરી શકેજ છે.

૪ હે જિને ... પાયોવડે આપ જે દુષ્ટ દોષોને દૂર કરી નાખો છે ... અન્ય તીર્થ નાયકો આપની



અસૂયાવડે જાણે હોય નહિ તેમ સ્વયસ્વીકારીને સાર્થક (સફળ) કરે છે, તે આશ્ચર્યકારક વાત છે કેમકે ગમે તેણે પણ દુષ્ટ રાગ દ્વષાદિક દોષો તો દુરજ કરવા યોગ્ય છે છતા તેમણે તો તેજ દુષ્ટ દોષોનો આગ્રહ પૂર્વક સ્વીકારજ કર્યો લાગે છે, એજ મહા આશ્ચર્યકારક છે

૫ હે નાથ ! વસ્તુ સ્વરૂપને યથાસ્થિત બતાવતા આપ લગારે આડબર રચતા નથી બીજા વાગાડબરી તો કઇક કપોલ કલ્પિત વાતો લાવીને ખડી કરે છે તેવા મિથ્યાડબરી-મહા પ-ડિતોથી સર્યુ !

૬. ક્ષણે ક્ષણે શુભ ધ્યાનના બલથી ત્રણ જગતને, નિત્ય પ્રતિ અત્યત અનુગ્રહ કરતા આપ વિદ્યમાન છતા અન્યજનો આપ વિના નામ માત્ર દયાને દાખવનારા બીજા બુદ્ધાદિક દેવનો શા માટે આશ્રય કરતા હશે ? ખરેખર તે તેઓની શુદ્ધ દેવ તત્ત્વાદિકની ખરી પરીક્ષાની ગભીર ખામીને લીધેજ થવુ સભવે છે શુદ્ધ તત્ત્વ પરીક્ષક તો વિવેકના સદ્‌ભાવે સત્ય વસ્તુનો અનાદર કરી શકેજ નહિ

૭ પોતેજ કુમાર્ગને લવતા છતા અન્ય જનોને પણ એવા દુષ્ટ દોષના ભાગી કરે છે, બીજાને પણ એવીજ ઠગાઇ શીખવે છે, અને સન્માર્ગગામીનો, સન્માર્ગના જાણનો, તથા સન્માર્ગ દર્શકનો, કેવળ ગુણદ્વેષથી અધ થયેલા સાક્ષાત્ અનાદર કરે છે, એજ ખેદકારક છે

૮ જો આકાશમા તગતગતા ખજવા સહસ્ર કીરણવાળા સૂર્યનો પરાભવ કરી શકે, તોજ અન્ય દર્શની જનો આપના

સર્વોત્તમ શાસનનો પરાભવ કરી શકે સર્વદર્શી એવા આપના સ્યાદ્વાદ શાસનનો કોઇ કયારે પણ પરાભવ કરવા સમર્થ થઇ શકેજ નહિ.

૯ આશ્રય કરવા યોગ્ય અને પવિત્ર એવા આપના શાસનમા જે શકા અથવા ગેરવિશ્વાસ કરે છે, તે ખરેખરા સ્વાદિષ્ટ અને સ્વહિતકારી પથ્યમાજ સ દેહ અને ગેરવિશ્વાસ કરે છે

૧૦ અમે પરીક્ષા પૂર્વક કહિયે છીએ કે હિસાદિક અસત્ કર્મનો ઉપદેશ કરવાથી અસર્વજ્ઞ કથિત હોવાથી તથા નિર્દય અને દુર્બુદ્ધિજનોએ આદર કરેલો હોવાથી આપના સિવાયના અન્યના આગમ અપ્રમાણ છે, આ વાત અમે નિષ્પક્ષપાતપણે વિચારીને કહીયે છીએ

૧૧ હિતોપદેશ કરવાથી, સર્વજ્ઞ પ્રણીત હોવાથી, મોક્ષાભિલાષી ઉત્તમ સાધુજનોએ સ્વીકારેલ હોવાથી, અને પૂર્વાપર અર્થ વિષયે વિરોધ રહિત હોવાથી આપના આગમોજ ઉત્તમ જનોએ આદરવા યોગ્ય પ્રમાણભુત છે અન્ય અસર્વજ્ઞ કથિત આગમો તેવા પ્રમાણભૂત નહિ હોવાથી મોક્ષાર્થી જનોએ આદરવા યોગ્ય નથી

૧૨ આપના ચરણમા સુરેન્દ્રનુ લુઠન અન્ય દર્શની માનો યા ન માનો કિંતુ આપનુ યથાવસ્થિત વસ્તુનુ કથન તેમનાથી શી રીતે નિષેધી શકાશે? અવિરોધિ વચનનુ ઉત્થાપન કરવા કોઇ પણ સમર્થ થઇ શકતુ જ નથી

૧૩ છતા જે આ લોકો આપના સર્વોત્તમ શાસનનો અનાદર કરે છે, [illegible]મા ગેરવિશ્વાસ ધારે છે, તે દુષમા કા[illegible]

હોય છે, અથવા તો તે તેમના ખરેખર ઉદય પ્રાપ્ત થયેલા અ શુભ કર્મનોજ હોય છે

૧૪ હજારો ગમે વર્ષો સુધી તપ કરો, તથા યુગનાયુગ સુધી યોગની ઉપાસના કરો, તોપણ આપના પવિત્ર માર્ગને પકડયા વિના મોક્ષની ઇચ્છા રાખતા છતા તે બાપડા મોક્ષને પામતા નથી માટે મોક્ષાથી સજ્જનોએ શુદ્ધ તત્ત્વને સમ્યગ્ સમજી તેનોજ આદર કરવો યુક્ત છે શુદ્ધ તત્ત્વને બરાબર ઓળખીને તેનો પૂર્ણ પ્રેમથી સ્વીકાર કરી તેમાંજ તન્મય થઈ રહેનાર અવશ્ય મોક્ષને પામી શકે છે આપની પવિત્ર ભક્તિથી ભવ્ય જનોને દિવ્ય ચક્ષુવડે અવિરુદ્ધ માર્ગનુ યથાર્થ ભાન તથા પ્રતીતિ થાઓ ! ! તથાસ્તુ





# ज्ञानसार सूत्र रहस्य–प्रस्तावना.

---

જે સહજ સ્વરૂપ સાધવાને જેવા લક્ષથી જીનેશ્વર દેવે જીન મતાનુયાયી જનોને સ્વ સ્વ યોગ્યતાનુસારે ધર્મ સાધન કરવા ફરમાવ્યુ છે, તેનુ સક્ષેપથી પણ નિચોલરૂપે સ્વરૂપ આ ગ્રથ ઉપરથી બારીકીથી જોતા સમજાશે તેથી તત્ત્વગવેષી જનોજ આ ગ્રથના અધિકારી છે

આ ગ્રથમા જુદા જુદા ઉર અગત્યના વિષયો સબલ યુક્તિ પૂર્વક સમજાવવામા આવ્યા છે તે તે વિષયોનુ મધ્યસ્થતાથી મનન કરતા કોઇ પણ ભવ્યાત્મા વિષય–કામનાદિકથી વ્યાવૃત્ત થઇ સહેજે નિવૃત્તિ માર્ગે ચઢે એવુ તેમા સામર્થ્ય છે. રાગાદિક અતરગ વૈરીમાત્રનો જય કરનાર જિનેશ્વર દેવ આમ કલ્યાણાર્થીઓને કેવો સન્માર્ગ ઉપદિશે છે, તે આવા ગ્રથથી સહેજે સમજી શકાય છે, આ ગ્રથ તત્ત્વજ્ઞાનનો એક નમૂનો છે યદ્યપિ જૈનદર્શનમા તત્વજ્ઞાન સબંધી સેકડો ગ્રથો વિદ્યમાન છે, તોપણ તે સર્વેમા જે કઇ વક્તવ્ય છે, તેનુ અત્ર દોહનરૂપે કથન કરેલુ છે, એમ ઉક્ત ગ્રથના નામ તથા તદ્ અતર્ગત વિષયો ઉપરથી સમજી શકાય છે આ વિષયોનુ સ્વરૂપ એકાએક તેના સારા સસ્કાર વિના વાચવા માત્રથી સમજી શકાય

पूर्णानद स्वभावोऽय ॥ जगदद्भुत दायक· ॥ ६ ॥
परस्वत्व कृतोन्माथा ॥भूनाथा न्यूनते क्षिण ॥
स्वस्वत्व सुख पूर्णस्य ॥ न्यूनता न हरे रपि ॥ ७ ॥
कृष्णेपक्षे परिक्षीणे ॥ शुक्ले च समुदचाति ॥
द्योतते सकला ध्यक्षा ॥ पूर्णानन्द विधो कला ॥८॥

॥ रहस्यार्थ ॥

૧ ઇદ્રની સાહેબી જેવા સુખમા મગ્ન થયેલો જીવ જેમ જગત માત્રને સુખમય દેખે છે, તેમ સહજ આત્મસુખથી પૂર્ણ પણ જગત માત્રને પૂર્ણજ દેખે છે, જેમ સપૂર્ણ સુખી સર્વને સુખ મયદેખે છે, તેમ સહજાનદ પૂર્ણ દષ્ટિ પણ સર્વને પૂર્ણજ દેખે છે અથવા આત્માની સહજ સપત્તિ સબધી સ્વાભાવિક સુખમા મગ્ન થયેલ શુદ્ધ-જ્ઞાનાનદી પુરુષ, આ સમસ્ત જગતને ઇંદ્ર જાલ તુલ્ય કલ્પિત ક્ષણિક પુદ્ગલિક સુખમા મગ્ન થઇ રહેલ દેખી, તેથી ઉદાસીન-વિરક્ત થઈ રહે છે કલ્પિત પુદ્ગલિક પૂર્ણતાનો પરિહાર કરનાર પ્રાણી સહજ આત્મિક પૂર્ણતા પામી શકે છે

૨ પરઉપાધિવાલી પૂર્ણતા કોઇના યાચી લાવેલા ઘરેણા જેવી છે અને સ્વભાવિક પૂર્ણતા તો જાતિવત રત્નની કાતિ જેવી છે ઉપાધિમય ખોટી માની લીધેલી પૂર્ણતા ચિર સ્થાયિ નહિ હોવાથી ક્ષણિક છે, અને ખરી આત્મિક પૂણતા તો ચિર સ્થાયી હોવાથી અવિહડ છે પહેલીને પુઠ દેવાથી બીજી ખરી પૂર્ણતા પામી શકાય છે.

૩, સમુદ્રમા મોજાની જેમ વિકલ્પ તરગથી માનેલી પૂર્ણતા ખોટી છે અને તેવા વિકલ્પ રહિત ખરી પૂર્ણતાવાલા સહજાનદી સત્પુરૂષ તો શાન્ત મહાસાગર જેવા નિશ્ચલ હોય છે ખોટી પૂર્ણતા તોફાની સમુદ્ર જેવી હાલકલોલવાલી છે તેથી વિશ્વાસ રાખવા યોગ્ય નથી અને ખરી પૂર્ણતા તો શાન્ત મહાસાગર જેવી નિશ્ચલ હોવાથી સર્વદા વિશ્વાસપાત્ર તથા આદરવા યોગ્યજ છે, પૂર્ણ અધિકારીનેજ તે પ્રાપ્ત થાય છે

૪ તૃષ્ણારૂપી કાલાનાગનુ ઝેર કાપવા જાગુલી મત્ર જેવી જ્ઞાનદષ્ટી જેને જાગી છે એવા પૂર્ણાનદી પુરૂષને દીનતારૂપી વીછીડાની વેદના શા હીસાબમા છે? ખરી વાત છે કે જેણે તૃષ્ણાને સમૂલગી છેદી નાખી છે તેને પરની દીનતા કરવાનુ કાઈ પણ પ્રયોજન રહ્યુ નથી તૃષ્ણાના તરગમા તણાતાનેજ પરની દીનતા કરવી પડે છે

૫ કૃપણ લોકો જેનાથી નતોષ માને છે એવી પુદ્ગલીક વસ્તુઓની ઉપેક્ષા કરવી તેજ સાચી પૂર્ણતા છે વિવેકી પડિતની દૃષ્ટિ પૂર્ણ આનદ અમૃતથી ભરેલી હોય છે એવા સ્વાભાવિક સુખથી કૃપણ લોકો કેવલ કમનસીબ રહે છે.

૬ ઉપાધિથી રહિત પુરૂષજ સહજ પૂર્ણતા પામે છે, પણ ઉપાધિગ્રસ્ત તો તેથી રહિતજ રહે છે, એવો પૂર્ણાનદનો સહજ સ્વભાવ જગતને આશ્ચર્યકારક લાગે છે

૭ પરને પોતાનુ માનવારૂપ મોહથી ઉન્મત થએલા પૃથ્વીપતિયો ન્યુનતાનેજ દેખે છે, ગમે તેટલી સપત્તિથી સતોષ પામતાજ નથી અને આત્માના સ્વભાવિક જ્ઞાનાદિક ગુણ રત્નોનેજ પોતાના ગણી પૂર્ણ સુખ પામેલા પુર્ણાનદી પુરૂષ તો

જે મગ્ન થયેલ છે તેને બીજી બાબત હલાહલ ઝેર જેવી લાગે છે જેણે ક્ષીરસમુદ્રના જલનુ પાન કર્યું હોય તેને ખારા જલથી તૃપ્તિ કેમ વળે ? જેણે શાન્તરસનુ પાન કર્યુ છે તેને વિષયરસ કેમ ગમે ?

૩ સહજાનંદ સુખમા મગ્ન અને જગત સ્વરૂપને જોનારને પરભાવનુ કર્ત્તાપણું ઘટતુ નથી તેને તો ફક્ત સર્વભાવમા સાક્ષીપણુ જ હોવુ ઘટે છે સર્વ પરભાવમા તટસ્થપણુ ત્યજીને કર્તાપણુ કરવા જતા સ્વભાવ હાનિ થાય છે માટે મોક્ષાર્થી જીવને સર્વત્ર કર્તૃત્વ અભિમાન સર્વથા ત્યજી તટસ્થપણુજ આદરવુ યુક્ત છે

૪ પરબ્રહ્મમા મગ્ન થયેલ મહાપુરુષને પુદ્ગલ સબંધી કથાજ પ્રિય લાગતી નથી તો અનર્થકારી સુવર્ણાદિક દ્રવ્યનો સચય કે મનોહર સ્ત્રીયોમા આસક્તિ તો હોયજ શાની ? સ્વરુપ સુખમા મગ્ન થયેલને કનક કે કામિની વ્હાલા લાગતાજ નથી

૫. જેમ જેમ દીક્ષાનો પર્યાય વધતો જાય છે તેમ તેમ સાધુ પુરુષને ચિત્તસમાધિમા વધારો થતોજ જાય છે, એમ ભગવતી સૂત્રાદિકમા કહ્યુ છે તે આવા સ્વરુપમગ્ન સાધુઓમાજ ઘટમાન થાય છે કહ્યુ છે કે ૨ બાર માસની દીક્ષાવાલા મુનિ અનુત્તર વિમાનવાસી દેવના સુખને ઉલ્લંઘી જાય છે તે દેવ કરતા પણ આવા મુનિ અધિક સુખી હોય છે કારણ કે દીક્ષા વૃદ્ધિથી તેમની લેશ્યાશુદ્ધિ થતી જાય છે અને નિર્મલ લેશ્યા યોગે ચિત્તની અધિક પ્રસન્નતા હોય છે, તેથી સ્વભાવિક સુખમા વધારો થતો જાય છે ૧૨ માસમા આટલુ સુખ થાય છે તો અધિકાધિક દીક્ષા પર્યાયનુ તો કહેવુજ શુ ? પ્રબલ શાન્ત

ચાહિતાવડે કેવળ નિજસ્વરુપમા મગ્ન થઇ રહે છે

૬ જ્ઞાનામૃતમા મગ્ન થયેલાને જે સુખ સભવે છે તે સુખથી કહી શકાય તેવુ નથી પ્રિયાનુ પ્રેમાલિંગન કે ચદનનો રસ તેવી શીતલતાનુ સુખ આપી શકેજ નહિ કેમકે પ્રથમનુ સુખ સત્ય સ્વભાવિક અને અતીંદ્રિય છે અને પ્રિયાદિકનુ ક્ષણિક કૃત્રિમ અને ઇંદ્રિયગોચર હોવાથી વિભાવિક સુખ અને અસત્ય ભ્રમાત્મક છે

૭ સહજ સ્વાભાવિક શીતલતાને પુષ્ટિ કરનાર જ્ઞાનામૃતના લેશ માત્રનુ સુખ અપાર છે તો તેમા સર્વાશે નિમગ્ન થઇ રહેનાર મહાપુરુષના મહિમાનુ તો કહેવુજ શુ ?

૮ જેની દૃષ્ટિમાથી કરુણારસ વર્ષી રહ્યો છે અને જેના વચન સમતારુપી અમૃતનુ સિચન કર્યા કરે છે એવા શુભ જ્ઞાન અને ધ્યાનમા મગ્ન થયેલા મહાપુરુષને નમસ્કાર! જેની દૃષ્ટિમા કરૂણા ભરેલી છે, તેમજ જેની વાણી અમૃત જેવી મીઠી અને શીતળ છે, તેને નમસ્કાર!

---

## ॥ ३ ॥ स्थिरता—अष्टक ॥

वत्स किं चंचलस्वांतो, भ्रांत्वा भ्रांत्वा विषीदसि ॥
निधि स्वसन्निधावेव, स्थिरता दर्शयिष्यति ॥ १ ॥
ज्ञान दुग्धं विनश्यते, लोभ विक्षोभ कूर्चकैः ॥
आम्ल द्रव्यादिवाऽस्थैर्या, दिति मत्वा स्थिरो भव॥२॥
अस्थिरे हृदये चित्रा, वाग्नेत्राकार गोपना ॥

पुश्चल्या इव कल्याण, कारिणी न प्रकीर्तिता ॥ ३ ॥
अंतर्गत महाशल्य, मस्थैर्यं यदि नोध्धृतम् ॥
क्रियौपधस्य को दोप, स्तदा गुण मयच्छतः ॥ ४ ॥
स्थिरता वाङ्मन• कार्यै, येंपा मगांगितां गता ॥
योगिन समशीलास्ते, ग्रामेऽरण्ये दिवा निशि ॥ ५ ॥
स्थैर्यं रत्न प्रदीपश्चे, द्दीप्र सकल्पदीपजै ॥
तद्विकल्पैरलं धूमै, रल धूमैस्तथाश्रवै ॥ ५ ॥
उदीरयिष्यसि स्वाता, दस्थैर्यं पवन यदि ॥
समाधे र्धर्म मेघस्य, घटां विघटयिष्यसि ॥ ७ ॥
चारित्र स्थिरता रुप, मत सिद्धेष्वपीष्यते ॥
यत्त तां यतयो वश्य, मस्या एव प्रसिद्धये ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ સ્થિરતા આદર્યા વિના સ્વાભાવિક સુખ સપ્રાપ્ત થતું નથી સપૂર્ણ સ્થિરતાના બલેજ સ્વભાવમગ્ન થાય છે અને એવા સ્વરૂપમગ્ન મહાપુરૂષજ પૂર્ણાનંદ પામી શકે છે તે વિના તો જીવ જ્યા ત્યા સુખની ભ્રાંતિથી માત્ર ભમ્યાજ કરે છે માટે ગુરૂમહારાજ શિષ્યને સ્થિરતા આદરવા ઉપદેશ આપે છે કે હે વત્સ! તુ અસ્થિર ચિત્તથી અનેક સ્થલે ભટકી ભટકીને શા માટે ખેદ ધારણુ કરે છે? ફક્ત સ્થિરતાનુ સેવન કરવાથી

તને સર્વ સમૃદ્ધિ તારા ઘટમાજ દેખાશે સ્થિરતા વિના અનત ગુણનિધાન સ્વસમીપે છતા દેખી શકાતો નથી

૨ જેમ ખટાશથી દૂધ ફાટી જઈ વિનાશ પામે છે, તેમ અસ્થિરતા યોગે થતા અનેક સકલ્પ વિકલ્પોથી જ્ઞાન ગુણ ક્ષોભ પામી વિનાશ પામે છે અને સ્થિરતા યોગે જ્ઞાન ગુણની વૃદ્ધિ થાય છે એમ સમજીને તુ સ્થિર થા.

૩ ચિત્ત અસ્થિર છતે કરવામા આવતી અનેક પ્રકારની ક્રિયા કલ્યાણકારી થતી નથી જેમ વ્યભિચારિણી સ્ત્રી ચતુરાઇ ભરેલા વચન બોલે છે અને ઘુમટો તાણીને ચાલે છે છતા અવળી ચાલથી તેવી ચેષ્ટા તેણીને હિતકારી નથી તેમ ચપલ ચિત્તવાળાની પણ વિવિધ ક્રિયા આશ્રયી જાણવુ પતિવ્રતા સ્ત્રીની પવિત્ર આશયવાળી ક્રિયાની પેરે સ્થિરતાવતની સર્વ ઉચિત ક્રિયા લેખે પડે છે

૪ જ્યા સુધી અસ્થિરતારૂપી અતરનુ ભારે શલ્ય ઉદ્ધર્યું નથી ત્યા સુધી ગમે તેવી ઉત્તમ ક્રિયા પણ યથેષ્ટ ફલ આપી શકશે નહીં જેમ શરીરની શુદ્ધિ કર્યા બાદ લીધેલુ ઔષધ તત્કાલ ગુણ કરી શકે છે, તેમ અસ્થિરતાવાળાના અનુષ્ઠાન આશ્રયી પણ સમજવુ

૫ જેમને મન વચન અને કાયાવડે સપૂર્ણ સ્થિરતા વ્યાપી ગઇ છે તેવા યોગી પુરૂષોને ગામમા કે વનમા દિવસમા કે રાત્રિમા સમભાવ વર્તે છે જેમને સર્વાંગે સ્થિરતા થઇ છે તેવા મહાપુરૂષને સર્વત્ર સમપરિણામજ વર્તે છે ખરૂ કલ્યાણ પણ તેમનુજ થાય છે

૬ જો ઘટમા એક સ્થિરતા પ્રગટે તો અનેક પ્રકારના મલીન સકલ્પ વિકલ્પ સ્વત ઉપશમે કેમકે મલીન સકલ્પ વિકલ્પો અસ્થિર મનમાજ પ્રભવે છે જેમ દેદીપ્યમાન રત્નનો દીપક મેહેલમા પ્રગટયો હોય, તો ધુમાડાવડે મ દિરને શ્યામ કરી નાખે એવા કૃત્રિમ દીવા કરવાનુ પ્રયોજનજ ન રહે, તેમ જો મનમ દિરના એક સ્થિરતાગુણ પ્રગટ થાય તો તેમા અ ન્યથા ઉઠતા અનેક પ્રકારના સકલ્પ વિકલ્પ સ્વય ઉપશમ પા મે અને આત્માની સહજ જ્ઞાનજ્યોતિ સ્થાયીપણે પ્રસરે જેથી સર્વ ભાવને હસ્તામલકની પેરે દેખી શકાય

૭ હે વત્સ! જો તુ સ્થિરતાનો ત્યાગ કરીને અસ્થિરતાની ઉદીરણા કરીશ તો તારી ઘણી મહેનતથી વાધેલી સમાધિ ઊ ડાઈ જશે જેમ પ્રબળ પવનના યોગે મેઘઘટા વિખરાઈ જાય છે તેમ મ કલ્પ વિકલ્પ કરવાથી પૂર્વ મહા પરિશ્રમથી પેદા ક રેલી સમાધિનો લોપ થઇ જશે માટે જેમ બને તેમ સર્વ સ કલ્પ વિકલ્પને શમાવિને સ્થિરતા યોગે સમાધિસુખમાજ મ- ગ્ન રહેવુ ઉચિત છે અસ્થિરતા કરવાથી તો પ્રાપ્ત થયેલી સ માધિનો પણ નાશ થઈ જાય છે

૮ આત્મગુણમાજ સ્થિરતા કરવી તેનુ નામ ભાવ ચા- રિત્ર છે એવુ નિશ્ચય ચારિત્ર તો સિદ્ધ ભગવાનમા પણ વર્તે છે એટલે કે સિદ્ધ ભગવાને પણ સ્થિરતા–ચારિત્રનો સ પૂર્ણ સ્વીકાર કરેલો છે એમ સમજીને સ્થિરતાગુણને પ્રગટ કરવા માટે સર્વ મુનિયોએ અવશ્ય ઉદ્યમ કરવો યુક્ત છે સ્થિરતા- ગુણ વિનાનુ ચારિત્ર પણ નિષ્ફળપ્રાયજ છે

---

## ॥ ४ ॥ निर्मोह—अष्टक ॥

अहंममेति मंत्रोऽयं, मोहस्य जगदान्ध्यकृत् ॥
अयमेवहि नञ् पूर्वः, प्रतिमंत्रोऽपि मोहजित् ॥ १ ॥
शुद्धात्मद्रव्य मेवाऽहं, शुद्ध ज्ञान गुणो मम ॥
नान्योऽहं न ममान्ये चे, त्यदो मोहास्त्र मुल्बणम् ॥२॥
यो न मुह्यति लग्नेषु, भावेष्वौदयिकादिषु ॥
आकाशमिव पङ्केन, नासौ पापेन लिप्यते ॥ ३ ॥
पश्यन्नेव परद्रव्य, नाटकं प्रतिपाटकम् ॥
भवचक्र पुरस्थोऽपि, नामूढः परि खिद्यते ॥ ४ ॥
विकल्प चषकै रात्मा, पीत मोहासवो ह्ययम् ॥
भवोच्चताल मुत्ताल, प्रपंच मधितिष्ठति ॥ ५ ॥
निर्मल स्फटिक स्येव, सहज रूपमात्मनः ॥
अध्यस्तोपाधि संबंधो, जड स्तत्र विमुह्यति ॥ ६ ॥
अनारोप सुखं मोह, त्यागादनुभवन्नपि ॥
आरोप प्रिय लोकेषु, वक्तुमाश्चर्यवान् भवेत् ॥ ७ ॥
यश्चिद्दर्पण विन्यस्त, समस्ताचार चारुधीः ॥
क्व नाम स पर द्रव्ये, ऽनुपयोगि निमुह्यति ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ હું અને મારું એ મોહનો મહામંત્ર છે તેણે આખા જગતને આંધલું કર્યું છે પણ જો તેની પૂર્વે એક નકાર જોડયો હોય તો "નહિ હું અને નહિ મારું" એવો પ્રતિમંત્ર થાય છે અને તેથી સામા મોહનોજ પરાજય થાય છે મોહે પોતાના મંત્રથી જગત માત્રને વશ કરી લીધેલું છે પણ જો સદ્ગુરુ કૃપાથી પ્રતિમંત્ર હાથ લાગે તો તેથી સમૂલગો મોહનોજ પરાભવ થઇ શકે છે માટે મોહનો પરાજય કરવા માટે મોક્ષાર્થીએ તે પ્રતિમંત્રનેજ સેવવો યુક્ત છે મમતાને મુકીને સમતાને સેવવાથી ઉક્ત મંત્ર સિદ્ધ થઇ શકે છે,

૨ શુદ્ધ આત્મદ્રવ્ય એજ હું છુ અને શુદ્ધ જ્ઞાનગુણ એજ મારું સર્વસ્વ છે પણ આ દેહ એ હું નહિ તેમજ લક્ષ્મી કુટુંબ વિગેરે મારું નથી એવી શુદ્ધ સમજ મોહનો વિનાશ કરવા સમર્થ શસ્ત્રરૂપ નીવડે છે

૩ ગમે તેવા સંયોગોમાં જે સમતા ધારી રાખી મુંઝાતા નથી તે આકાશની જેમ પાપપંકથી લેપાતાજ નથી સમ વિષમ સંયોગોમાં મુંઝાઇ જે સંકલ્પ વિકલ્પને વશ થઇ આર્ત્ત-ધ્યાનમાં પડી જાય છે તેજ પાપપંકથી લેપાય છે

૪ સંસારમાં રહ્યા છતાં ઠેકાણે ઠેકાણે સંસારનું નાટક જોઇને જે ખેદ પામતા નથી તેવા મધ્યસ્થ દૃષ્ટિ મોહથી લેપાતા નથી સંસારમાં સંયોગવિયોગે પણ જે સમભાવ તજતા નથી અને સર્વત્ર સમાનભાવ રાખે છે એવા સમભાવીને સમતાના બલથી મોહ પરાજીત કરી શકતો નથી

૫. મોહની પ્રબલતાથી વિવિધ વિકલ્પોને વશ થઇને જીવ દીર્ઘસંસાર પરિભ્રમણ કરે છે જેમ ઉપરાઉપર દારૂનાં પ્યાલા પીવાથી પરવશ થયેલા જીવ અનેક પ્રકારની કુચેષ્ટા કર્યા કરે છે તેમ મોહના પ્રબલ વેગમા તણાતા જીવના મહા માઠા હાલ થાય છે માટે સુખના અથી જીવે મોહ મદિરાથી દૂર રહેવા સમતાને ધારી સકલ્પ વિકલ્પોને શમાવી દેવા યત્ન કરવો યુક્ત છે એમ કરવાથી સહજ સ્વભાવિક નિર્વિકલ્પ શાન્ત સુખની પ્રાપ્તિ થઇ શકે છે પ્રબલ મોહને પરાધીન થયેલો પ્રાણી સ્વપ્નમા પણ એવુ સુખ પામી શકતો નથી

૬ આત્માનુ સ્વભાવિકરૂપ તો સ્ફટિક રત્ન જેવુ નિર્મલ છે પરતુ પુગ્ગલના સબધથી જીવ જડ જેવો થઇ તેમા મુઝાઇ જાય છે જેમ સ્ફટિક રત્નને રાતુ પીલુ લીલુ કે કાળુ ફૂલ લગાડવાથી તે લગાડેલા ફૂલના પ્રસગથી આખુ રત્ન તદ્રૂપજ થઇ જાય છે, તેમ જીવ પણ ઉપાધિ સબધથી જડ જેવો બની જાય છે પુણ્ય પાપ રાગ દ્વેષાદિક જીવને કેવલ ઉપાધિરૂપ છે જ્યા સુધી જીવને તેનો સબધ રહે છે ત્યા સુધી તે તેનુ શુદ્ધ સ્વરૂપ સપૂર્ણ રીતે પ્રગટ કરી શકતો જ નથી પણ તેનો સપૂર્ણ વિયોગ થયે છતે આત્માનુ શુદ્ધ સ્વરૂપ સહજ પ્રગટ થઇ રહે છે

૭ મોહના ક્ષયથી સહજ આત્મસુખને સાક્ષાત્ અનુભવતા છતા પુદ્ગલિક સુખને સાચુ મિષ્ટ માનનારા લોકોની પાસે તેનુ કથન કરતા આશ્ચર્ય લાગે છે કેમકે પુદ્ગલાનદી જીવને આત્મિક સુખનો સાક્ષાત્ અનુભવ થઇ શકતો નથી અને સાક્ષાત્ અનુભવ થયા વિના તેની પ્રતીતિ પણ આવી શકતી નથી

તેથી નિર્મોહી પુરૂષ અધિકાર મુજબજ ઉપદેશ આપે છે

૮ જે મહાશય શુદ્ધ સમજપૂર્વક સમસ્ત સદાચારને સેવવા ઉજમાલ રહે છે તે પ્રયોજનવિનાના પરભાવમા શા માટે મુઝાય? જેમ નિર્મલ આરીસામા વસ્તુનુ યથાર્થ દર્શન થઈ શકે છે તેમ નિર્મલ જ્ઞાનઉપયોગે આત્મા સ્વકર્તવ્ય સમ્યગ્ સમજીને તેનુ નિરભિમાનતાથી આરાધન કરી શકે છે નિર્મલ જ્ઞાનવડે સ્વકર્તવ્યનુ સ્વરૂપ નિધારીને જે શુભાશય તેનુ સેવન કરે છે તે અવશ્ય ફ્નેહમદ નીવડે છે

---

॥ ५ ॥ ज्ञानाष्टक ॥

मज्जत्यज्ञ किलाज्ञाने, विष्टायामिव शूकर ॥
ज्ञानी निमज्जति ज्ञाने, मराल इव मानसे ॥ १ ॥
निर्वाण पद मप्येक, भाव्यते यन्मुहुर्मुहु ॥
तदेव ज्ञान मुत्कृष्ट, निर्बंधो नास्ति भूयसा ॥ २ ॥
स्वभाव लाभ सस्कार, कारण (स्मरण) ज्ञान मिष्यते॥
ध्यान्ध्यमात्रमतस्त्वन्य, तथा चोक्तं महात्मना ॥३॥
वादांश्च प्रतिवादांश्च वदतोऽनिश्चितास्तथा ॥
तत्त्वान्त नैव गच्छति, तिलपीलकवद्गतौ ॥ ४ ॥
स्वद्रव्य गुण पर्याय, चर्या वर्या परान्यथा ॥
. दत्तात्म सतुष्टि, मुष्टि ज्ञानस्थितिर्मुने ॥ ५ ॥

अस्तिचेद् ग्रंथिभिद् ज्ञानं, किं चित्रैस्तंत्रयंत्रणैः ॥
प्रदीपाः कोपयुज्यन्ते, तमोघ्नी दृष्टिरेवचेत् ॥ ६ ॥
मिथ्यात्वशैलपक्षच्छिद्, ज्ञानदंभोलिशोभितः ॥
निर्भयः शक्रवद्योगी, नंदत्यानंदनंदने ॥ ७ ॥
पीयूषमसमुद्रोत्थं, रसायनमनौषधम् ॥
अनन्या पेक्ष मैश्वर्यं, ज्ञानमाहुर्मनीषिणः ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ નિર્મલ જ્ઞાનવડે વસ્તુતત્ત્વનો નિર્ધાર કરીને જે સદાય્યા રને સેવે છે તેજ મોહનો વિનાશ કરી શકે છે માટે નિર્મલ જ્ઞાન ગુણ અદરવા શાસ્ત્રકાર આગ્રહપૂર્વક કહે છે જેમ ભૂડ વિષ્ટામાં મગ્ન રહે છે તેમ મૂઢ માણસ અજ્ઞાનમાજ મગ્ન રહે છે પણ જ્ઞાની પુરુષ તો જેમ હસ માનસ જલમા મગ્ન રહે છે તેમ નિર્મલ જ્ઞાન ગુણમાજ મગ્ન રહે છે જ્ઞાની પુરુષ કદાપિ જ્ઞાનમા અરતિ ધારતો નથી અથવા જ્ઞાનજ તેનો ખરો ખોરાક હોવાથી તે તેને અત્યત આદરથી સેવે છે

૨ જેનાથી રાગ દ્વેષનો અત્યન્ત ક્ષય થવા પૂર્વક મોક્ષપદની પ્રાપ્તિ થઈ શકે એવા પણ એક પદનો વારવાર અભ્યાસ કરી તેમા તન્મય થવ તે જ્ઞાન શ્રેષ્ઠ છે ‘ મારુષ માતુષ ’ જેવા એક ...ાધી શકાય છે તેવાજ વધારે પદ હોય...

ध्यानवृष्टेर्दया नद्या', शमपूरे प्रसर्पति ॥
विकारतीरवृक्षाणां, मूलादुन्मूलनं भवेत् ॥ ४
ज्ञानध्यान तप शील, सम्यक्त्व सहितो ऽप्यहो ॥
त नाप्नोति गुण साधु, यं प्राप्नोति शमान्वित' ॥ ५।
स्वयंभूरमणस्पर्द्धि, वर्द्धिष्णु समता रस ॥
मुनिर्येनोपमीयेत, कोपिनासौ चराचरे ॥ ६॥
शमसूक्त सुधासिक्त, येषां नक्त दिन मन' ॥
कदापि ते न दह्यन्ते, रागोरगविषोर्मिभिः ॥ ७ ॥
गर्जद्ज्ञान गजोत्तुग, रगद् ध्यान तुरगमा' ॥
जयन्ति मुनिराजस्य, शमसाम्राज्य सपद' ॥ ८॥

---

## ॥ रहस्याथ

૧ સકલ્પ વિકલ્પને શમાવી આત્માને સહજ શીતલતા સદા આપનાર એવા શમગુણને સમ્યગ્ જ્ઞાનના ઉત્તમ ફલરૂપે જ્ઞાની પુરૂષોએ વર્ણવ્યુ છે ઉપશમવત વિવિધ વિકલ્પ જાળથી મુક્ત હોઈ શકે એવા પરિપક્વ જ્ઞાનના બલથી સહજ સ્વહિત સાધી શકે છે

જે શાત આત્મા સર્વ

ગજતુને સહે

આત્મ સમાનજ લેખે છે, તે અવશ્ય મોક્ષગામી થાય છે અર્થાત્ જેને સર્વત્ર સમભાવ વ્યાપ્યો છે તે જરુર મોક્ષસુખ સાધી શકે છે

૩ યોગારુઢ થવા ઇચ્છનાર સાધુને તો બાહ્ય ( વ્યવહાર ) ક્રિયાની અપેક્ષા રહે છે પણ યોગારુઢ મુનિ તો અતરક્રિયા નો આશ્રય કરનાર હોવાથી કેવલ સમગુણથીજ શુદ્ધ થાય છે પ્રથમ તો યોગની ચપલતા વારવા અને સહજ સ્થિરતા સાધવા આપ્ત પુરુષે ઉપદેશેલી વ્યવહારિક ક્રિયા કરવી પડે છે પણ અનુક્રમે અભ્યાસબલે મન વચન અને કાયાની ચપલતા શાન્ત થયે છતે મુનિને ઉત્તમ ક્ષમાદિક સહજ શુદ્ધક્રિયા યોગે અત ર શુદ્ધિ થઇ શકે છે તેવી યોગ્યતા પામવા પ્રથમ અભ્યાસ કરી અતે સહજ ક્ષમાદિક અતરગ ક્રિયથી આત્મશુદ્ધિ સાધવી સુલભ પડે છે યોગ્યતા વિના કાર્ય સાધવા જતા અનેક મુશીબતો આવી પડે છે

૪. ધ્યાનની વૃષ્ટિ થવાથી, શુદ્ધ કરુણારુપી નદી શમપૂરથી એવી તો છલકાઇ જાય છે કે તેના કાઠે રહેલા વિવિધ વિકાર-વૃષો મૂલથીજ ઘસડાઇ જાય છે, જ્યારે નિર્મલ ધ્યાનામૃતની વૃષ્ટિ થાય છે ત્યારે શુદ્ધ અહિસક ભાવની એવી તો અભિવૃદ્ધિ થાય છે કે તેના શાન્ત રસના પ્રબલ પ્રવાહથી સર્વ પ્રકારના વિષયવિકારો સમૂલગા ઘસડાઇ જાય છે, તેથી તેના કટુક ફલની ભીતિ રહેતીજ નથી

૫ જ્ઞાન ધ્યાન તપ શીલ અને સમ્યક્ત્વ સહિત પણ સાધુ, ઉપશાત મુનિ જેટલો ગુણ પામી શકે નહિ સવ ગુણમા ઉપશમગુણ પ્રધાન છે તેથીજ ઉપશાનમુનિ સવથી વધારે સુખી છે રાગ દ્વેષાદિક દુષ્ટ દોષોને દૂર કર્યાથીજ સહજ ક્ષમા

ગુણુયોગે શમતા આવે છે, જેથી તે શાન્ત આત્મા કોઇ પણ અપરાધીનુ અતરથી પણ અહિત કરવા ઇચ્છતો નથી ગમે તેવા અપરાધી ઉપર પણ કરુણા રમથી બની શકે તેટલો ઉપકાર કરવા ઇચ્છે છે

૬ સ્વયભૂરમણુ સમુદ્ર કરતા અધિક સમતા રસથી ભરેલા મુનિની બરોબરી કરે એવી કોઇ પણ ચીજ દુનીયા ભરમા દેખાતીજ નથી, સ્વયભૂરમણુમા પણ પરિમિત જલ છે અને ઉપશાન્ત મુનિમા તો ક્ષણે ક્ષણે સમતા રમની અભિવૃદ્ધિ થયા જ કરે છે

૭ જેનુ મન સદા સમતા અમૃતથી ભીનુજ રહે છે, તેને રાગ ભુજગમનુ ઝેર કદાપિ ચઢી શકેજ નહિ જેના હૃદયમા સમતારૂપી અમૃતની વૃષ્ટી થઇ છે તેને રાગદ્વેષાદિક બાળી શકેજ નહિ કલુષિત ગનવાનામાજ રાગ દ્વેષાદિક દુષ્ટ વિકારો પ્રસવે છે

૮ ગાજતા જ્ઞાનરુપી હાથીઓ તથા ઉંચા અને નાચતા ધ્યાન રુપી ઘોડાઓવાલી મુનિરાજની શમ સામ્રાજ્યની સપદા સદા જયવતિ વર્તે છે, ઉપશાન્ત મુનિરાજને અતિ ઉત્તમ જ્ઞાન અને ધ્યાનરૂપ અનુપમ લક્ષ્મીદ્વારા શ્રેષ્ટ અખડ સુખ સ્વાધીન થાય છે

---

## ॥ ७ ॥ इंद्रियपराजयाष्टकम् ॥

बिभेषि यदि ससारा, न्मोक्ष प्राप्ति च काक्षसि ॥
तदेंद्रिय जय कर्तुं, स्फोरय स्फार पौरुषम् ॥ १ ॥

वृद्धास्तृष्णा जलापूर्णै, रालवालैः किलेंद्रियैः ॥
मूर्च्छामतुच्छां यच्छन्ति, विकार विप पादपाः ॥ २ ॥
सरित् सहस्र दुष्पूर, समुद्रोदर सोदरः ॥
तृप्तिमान्नेंद्रिय ग्रामो, भव तृप्तोऽन्तरात्मना ॥ ३ ॥
आत्मानं विपयै' पाशै, र्भववासपराङ्मुखम् ॥
इंद्रियाणि निबध्नंति, मोह राजस्य किंकरा· ॥ ४ ॥
गिरिमृत्स्नां धन पश्यन्, धावतींद्रिय मोहितः ॥
अनादि निधनं ज्ञानं, धन पार्श्वे न पश्यति ॥ ५ ॥
पुर· पुर· स्फुरत्तृष्णा, मृगतृष्णानुकारिषु ॥
इंद्रियार्थेषु धावन्ति, त्यक्त्वा ज्ञानामृत जडाः ॥ ६ ॥
पतंग भृंग मिनेभ, सारगा यान्ति दुर्दशाम् ॥
एकैकेंद्रिय दोषाच्चे, दुष्टै स्तैः किं न पचभिः ॥ ७ ॥
विवेकद्विपहर्यक्षै·, समाधि धन तस्करै ॥
इंद्रियैर्नजितोयोऽसौ, धीराणां धुरि गण्यते ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ જો તુ સસારપરિભ્રમણુના દુખથી ડરતો હોય અને અખડ એવુ મોક્ષસુખ સ્વાધીન કરવા ઇચ્છતો હોય તો

ઇંદ્રિય વર્ગને દમવા પ્રબલ પ્રયત્ન કર વિવિધ વિષય સુખની વાસના પોષાથી જીવને પણ બાધક થાય છે માટે પ્રથમજ વિવિધ વિષયમા ભટકતા મન અને ઇંદ્રિયોને દમીને વશ કરવા યુક્ત છે અ યથા તેઓને વશ પડિ રહેવાથી ઉદ્ધત ઘોડાની પેઠે તેઓ જરૂર જીવને વિષમ એવા દુર્ગતિના માર્ગમાજ ખેચી જાય છે પણ જો તેમનેજ આગમ યુક્તિથી વશ કરી સેવામા આવશે તો આત્મા અને અખડ સુખ સાધી શકશે

૨ તૃષ્ણા-જલથી પરિપૂર્ણ એવા ઇંદ્રિય ક્યારાથી વૃદ્ધિ પામેલા વિકાર વિષયવૃક્ષો જીવને મહા મૂર્છા ઉપજાવે છે, જેમ જેમ જીવ વિવિધ વિષયને સેવે છે તેમ તેમ તેની તૃષ્ણા સતેજ થાય છે, અને અતે અસતુષ્ટ રહી આર્ત્તધ્યાન યોગે મહાવિકારને તે ભજે છે એમ સમજી સતોષને સેવનારા જીવો મન અને ઇંદ્રિયો ઉપર અચ્છો કાબુ મેળવી અતે અવશ્ય અખડ સુખ સાધી શકે છે, બાકી મમાન્ધ તો ક્ષણિક સુખ માટે અનત અને અક્ષય સુખને ગુમાવી અનત અપાર દુખનેજ વ્હોરી લે છે સતોષી જીવ સર્વ દુખને સહજમા જલાજલી દઇ અપાર સુખમા અવગાહી રહે છે, એમ સમજી સતોષ ગુણને સેવવો યુક્ત છે

૩ જેમ હજારો ગમે નદીઓથી પણ સમુદ્ર પૂરાતો નથી તેમ ગમે તેટલા વિષયસયોગથી પણ ઇંદ્રિયવર્ગ ધરાતો નથી, જેમ ઇધનથી આગ ઉલટી વધે છે તેમ અનુકૂલ વિષય યોગે ઉલટી તૃષ્ણા વૃદ્ધિગત થાય છે માટે સહજ સતોષી થવુ યુક્ત છે જેમ જેમ સતોષ ગુણ વાધે છે તેમ તેમ સહજ સુખની વૃદ્ધિ થાય છે

૪ સંસારથી ઉદ્વેગ પામેલા જીવને પણ ઇંદ્રિયો વિષય-પાશથી બાંધી લે છે તો સંસારમાં રચ્યા પચ્યા રહેનારનું તો કહેવું જ શું ? તેવાને તો તે સદા સંતાપ્યાજ કરે છે પણ મોક્ષાર્થી જીવને પણ લાગ મળ્યે છોડતી નથી કેમકે તે મોહરાજાની ચાકરડીઓજ છે, માટે મોક્ષાર્થીએ તેમનાથી વધારે ચેતતા રહેવું યુક્ત છે

૫ ઇંદ્રિય ભળાયી વિષયસુખમાં મુઝાયેલો જીવ ધનને અર્થે ડુંગરની ભટોડી જોવે છે પણ આત્મસમીપેજ રહેલું શાસ્વતું જ્ઞાનધન તપાસતો નથી, ખરૂં જોતા વિષય વિરક્ત જીવનેજ સાચું જ્ઞાનધન હાથ લાગે છે વિષયાન્ધ જીવને કામ અને અર્થજ પ્રિય હોવાથી તેને ખરી પ્રીતિ વિના તત્ત્વ ધન હાથ લાગતુંજ નથી, માટે અનાદિની વિષયવાસના તજીને સત્ય જ્ઞાનમાં પ્રીતિ ધારવી યુક્ત છે

૬ અધિકાડધિક તૃષ્ણાને વધારનાર વિષય સુખમાજ મુઢ જીવો મગ્ન રહે છે, પણ જ્ઞાનામૃતનો આદર કરી શકતા નથી ખરૂં છે કે ખાખરાની ખીસકોલી આંબાના રસમાં શું જાણે ? અમૃત સમાન જ્ઞાન તો વિષયસુખથી વિરક્તનેજ પ્રાપ્ત થઇ શકે છે

૭ એક એક ઇંદ્રિયના દોષથી, પતંગિયા, ભમરા, માછલા હાથી તથા હરણ દુર્દશાને પામે છે તો દુષ્ટ એવી પાંચે ઇંદ્રિયોને પરવશ થઈ વર્તનારા મૂઢ જીવોનું તો કહેવું જ શું ?

૮ વિવેકરૂપ કુંજરને વિદારવા કેશરીસિંહ સમાન તથા સમાધિ ધનને હરવા સાક્ષાત્ ચોર સમાન એવી ઇંદ્રિયોથી

જેઓ જીતાયા નથી તેઓજ ધીર પુરૂષોમા ધુરંધર છે જિતેંદ્રિય પુરૂષોજ ખરા શુરવીર ગણાય છે

---

## ॥ ८ ॥ त्यागाऽष्टकम् ॥

सयमात्मा श्रये शुद्धो, पयोग पितर निजम् ॥
धृतिमबांच पितरौ, तन्मां विसृजत ध्रुवम् ॥ १ ॥
युष्माक संगमोऽनादि, बंधवोऽनियतात्मनाम् ॥
ध्रुवैक रूपान् शीलादि, बधूनित्यधुनाश्रये ॥ २ ॥
कान्ता मे समतै वेका, ज्ञातयोमे समक्रिया ॥
बाह्य वर्गमिति त्यक्त्वा, धर्म सन्यासवान् भवेत् ॥३॥
धर्मास्त्याज्या सुसगोत्था , क्षायोपशमिका अपि ॥
प्राप्य चदन गधाभ, धर्म संन्यास मुत्तमम् ॥ ४ ॥
गुरुत्व स्वस्य नोदेति, शिक्षा सात्म्येन यावता ॥
आत्म तत्त्व प्रकाशेन, तावत् सेव्यो गुरूत्तम ॥ ५ ॥
ज्ञानाचारादयोपीष्टा , शुद्ध स्व स्वपदावधि ॥
निर्विकल्पे पुनस्त्यागे, नविकल्पो न वा क्रिया ॥ ६ ॥
योग सन्यासतस्त्यागी, योगानप्यखिलां स्त्यजेत् ॥
न्त्येव निर्गुण ब्रह्म, परोक्तमुपपद्यते ॥ ७ ॥

वस्तुतस्तु गुणैः पूर्णं, मनंतैर्भासते स्वतः ॥
रूपं त्यक्तात्मनः साधोर्निरभ्रस्य विधोरिव ॥ ८ ॥

॥ रहस्यार्थ ॥

૧, સયમી આત્મા શુદ્ધ ઉપયોગરુપિ પિતાનો તથા ધૃતિરુપિ માતાનો આશ્રય કરી લૌકિક મનાતા માતાપિતાનો સગ નિશ્ચય પૂર્વક તજી દેછે જ્યા સુધી લૌકિક સબધીઓ સાથે સ્નેહ બાધ્યો રહે છે, ત્યા સુધી નિર્મલ જ્ઞાન, ધ્યાન તથા સમાધિરુપ આત્મસયમમા રતિ પડતી નથી શુદ્ધ સયમમા રગ લગાડવા માટે અને સહજ આનન્દ લુટવા માટે લૌકિક સ્નેહ અવશ્ય તજવો યુક્ત છે,

૨ સયમાર્થી આત્મસ્વાર્થી બાધવોનો ત્યાગ કરીને શીલ સતોષ પ્રમુખ પરમાર્થી અને નિશ્ચલ પરિણામવાળા બંધુઓનો આશ્રય કરવા ઉજમાલ રહે છે જ્યા સુધી કૃત્રિમ સ્વાર્થી બધુઓમા પ્રીતિ છે ત્યા સુધી સત્ય પરમાર્થી શીલાદિક સદ્ગુણોમા પ્રીતિ જાગે નહિ માટે શીલાદિક સત્ય બધુઓમા અકૃત્રિમ પ્રેમ જગાવવા અર્થે અનાદિ અવિવેક યોગે લાગેલો સ્વાર્થી લૌકિક બધુઓ પ્રતિનો કૃત્રિમ રાગ અવશ્ય તજવોજ જોઇએ કૃત્રિમ રાગનો ત્યાગ કરતા સહજ સાત્વિક પ્રેમ અવશ્ય જાગવાનો

૩ સયમાર્થી પુરુષ સમતારુપી સ્ત્રીનો તથા સાધર્મીરુપી જ્ઞાતિ જનોનોજ આદર કરે છે, પણ બાકીના મતલબીયા લૌકિક સબધીઓનો ત્યાગજ કરે છે લૌકિક સબધને વિવેકથી છોડીને આત્મસયમને [illegible] ઉત્તમ ત્યાગી કહેવાય છે

૪. શુદ્ધ ક્ષાયક જ્ઞાનદર્શક ચારિત્રાદિક ગુણો પ્રાપ્ત થયે છતે પૂર્વલા અશુદ્ધ અભ્યાસિક ગુણો ત્યાજ્ય થાય છે, આત્માના શુદ્ધ જ્ઞાનાદિક સદ્‌ગુણોમા એવી મહેજ અપૂર્વ શીતલતા તથા સુવાસના રહેલી છે કે તેને પામીને આત્મહંસ બીજે કયાય પણ સ્થીતિ કરતો નથી ફક્ત તેમાજ મર્વ સગ તજીને લયલીન થઇ રહે છે

૪ આત્માનુ સ્વરૂપ જેથી સમ્યગ્ સમજી શકાય એવા તત્વજ્ઞાનના પ્રમાશવડે સ્વય આત્માને શિક્ષા આપી સુધારી શકે તેવુ ગુરુત્વ પોતાને પ્રાપ્ત ન થાય ત્યા સુધી ઉત્તમ ગુરુનુ શરણ અવશ્ય આદરવુ યુક્ત છે, સ્વ કલ્યાણ સાધવાનો સપૂર્ણ અધિકાર પ્રાપ્ત થયા બાદ ગુરુની આજ્ઞાથી એકલા વિચરવામા પણ હિત છે, પરતુ તેવી યોગ્યતા પામ્યા પહેલા સ્વચ્છદતાથી એકલા વિચરતા તો કેવળ અહિતજ છે

૬ જયા સુધી સદાચારની સપૂર્ણ શુદ્ધતા સિદ્ધ થાય નહિ ત્યા સુધી જ્ઞાનાચાર આદિ સકલ આચાર અવશ્ય સેવ્ય છે, પણ જયારે અસગ યોગની પ્રાપ્તિ થશે ત્યારે કોઇ વિકલ્પ પણ રહેશે નહિ, તેમજ ક્રિયા કરવાની ચિતા પણ રહેશે નહિ, પ્રથમ મનની સ્થિરતા માટે સદા આચાર પાલવાની જરૂર છે આચારની શુદ્ધિથી મનની શુદ્ધિ વિશેષે થાય છે, અને અતે નિર્વિકલ્પ સમાધિ સિદ્ધ થયે છતે સવ વિકલ્પ તથા ક્રિયા સ્વત ઉપશમે છે પરતુ પરિપૂર્ણ યોગ્યતા–અધિકાર પ્રાપ્ત કર્યા પહેલા આપમતિથી જેઓ સદાચારનો અનાદર કરેછે, તેઓ ઉભય ભ્રષ્ટ થઇ અતે ભારે પશ્ચાતાપના ભાગી થાય છે, માટે પ્રથમ આચાર શુદ્ધિદ્વારા મન શુદ્ધિ કરી તે વડે અનુક્રમે વચન અને

કાય શુદ્ધિ પ્રાપ્ત કરવા પ્રયત્ન સેવવો, ત્રિવિધ શુદ્ધિથી સહજ સમાધિ સિદ્ધ થતા અનુક્રમે વિવિધ વિકલ્પો તથા ક્રિયાઓનો અંત આવશે એ વાત ખાત્રીપૂર્વક માનવી

૭ ત્યાગી–સંયમી સિદ્ધ યોગી થઇને સમસ્ત યોગ–વ્યાપારનો ત્યાગ કરે છે અને સંપૂર્ણ વિવેક યોગે નિર્ગુણ બ્રહ્મ–પરમાત્મ પદને પ્રાપ્ત કરે છે એ ત્યાગનુંજ મહાત્મ્ય છે

૮, સંપૂર્ણ ત્યાગી–સંયમી સાધુ નિર્મલ ચંદ્રની પેરે વસ્તુત અનંત ગુણ જ્યોતિથી સ્વત પ્રકાશે છે સંપૂર્ણ વિભાવ ત્યાગથી પૂર્ણ વિવેકયોગે નિર્મલ આત્મસ્વભાવ સ્વત પ્રગટે છે

---

## ॥ ९ ॥ क्रियाष्टकम् ॥

ज्ञानी क्रियापर शान्तो, भावितात्मा जितेंद्रिय ॥
स्वय तीर्णो भवां भोधे, पर तारयितुं क्षम ॥ १ ॥
क्रियाविरहितम् हंत, ज्ञानमात्रमनर्थकम् ॥
गतिंविना पथिज्ञोऽपि, नाप्नोति पुरमीप्सितम् ॥ २ ॥
स्वानुकूलां क्रियां काले, ज्ञान पूर्णोप्यपेक्षते ॥
प्रदीप' स्वप्रकाशोऽपि, तैल पूर्त्यादिकं यथा ॥ ३ ॥
बाह्यभाव पुरस्कृत्य, ये क्रियां व्यवहारत ॥
वदने कवलक्षेप, विना ते तृप्तिकांक्षिण. ॥ ४ ॥
गुणवद् बहुमानादे, र्नित्य स्मृत्याच सत्क्रिया ॥

## ॥ ११ ॥ निर्लेपाष्टकम् ॥

ससारे निवसन् स्वार्थ, सज्ज कज्जलवेश्मनि ॥
लिप्यते निखिलो लोको, ज्ञान सिद्धो न लिप्यते ॥१॥
नाह पुद्गल भावानां, कर्ता कारयिता च न ॥
नानुमतापि चेत्यात्म, ज्ञानवान् लिप्यते कथम् ॥ २ ॥
लिप्यते पुद्गलस्कधो न लिप्ये पुद्गलैरहम् ॥
चित्रव्योमांजनेनेव, ध्यायन्निति न लिप्यते ॥ ३ ॥
लिप्तता ज्ञानसपात, प्रतिघाताय केवलम् ॥
निर्लेपज्ञानमग्नस्य, क्रिया सर्वोपयुज्यते ॥ ४ ॥
तप श्रुतादिनामत्त क्रियावानपि लिप्यते ॥
भावना ज्ञान सपन्नो, निष्क्रियोऽपि न लिप्यते॥५॥
अलिप्तो निश्चयेनात्मा, लिप्तश्च व्यवहारत ॥
शुद्धयत्यलिप्तया ज्ञानी, क्रियावान् लिप्तयादृशा ॥ २ ॥
ज्ञान कीया समावेश , सहैवोन्मीलने द्वयो ॥
भूमिका भेदतस्त्वत्र, भवेदेकैक मुख्यता ॥ ७ ॥
सज्ज्ञान यदनुष्ठान, न लिप्त दोष पंकत ॥
शुद्ध बुद्ध स्वभावाय, तस्मै भगवते नम ॥

---

# ॥ ॥ रहस्यार्थ ॥

૧ સસારમા વસતા અને સ્વાર્થ સાધવામાજ તત્પર એવા સર્વ કોઈ પ્રાણી કર્મથી લેપાય છે અથવા કાજલની કોટડીમા રહેતા કોણ કોરો રહીજ શકે? ફકત જ્ઞાન સિદ્ધ પુરુષજ નિ-ર્લેપ રહી શકે છે તત્ત્વજ્ઞાની અને વિવેકી મહાત્માજ માત્ર કોરો રહી કર્મ અજનથી મુકત થઈ શકે છે એવા સત્પુરુષોને સસારના કોઇપણ પદાર્થમા આસકિત હોતી નથી, અને અતર આસકિત વિના રાગદ્વેષાદિકના અભાવે કર્મ બધ પણ થઇ શકતો નથી

૨ હુ પરભાવને કરુ નહિ, કરાવુ નહિ તેમજ અનુમોદુ નહિ, વિભાવમા રમવાનો મારો ધર્મજ નથી મને સ્વભાવમાજ રહેવુ યુકત છે આ પ્રમાણે અતરમા સમજનાર આત્મજ્ઞાની કર્મ અજનથી કેમ લેપાય? જે વિભાવથી વિરમીને કેવલ સ્વભાવરમણી થાય છે, તેજ ખરો આત્મજ્ઞાની છે અને તેવા આત્મજ્ઞાનીજ સકલ કર્મકલકથી સર્વથા મુકત થઈ અંતે પરમપદને પ્રાપ્ત થાય છે

૩ ફકત પુદ્ગલજ પુદ્ગલથી લેપાય છે પણ ચેતન પુદ્ગલથી લેપાતો નથી જેમ આકાશ અજનથી લેપાતુજ નથી તેમ આત્મા પણ કર્મ અજનથી લેપાતો નથી એવા સમ્યગ્ વિચાર પૂર્વક વિવેક સેવનારો સત્પુરુષ કદાપિ કિલષ્ટ કર્મનો ભાગી થતોજ નથી પરતુ જે અનાદિ અવિદ્યા યોગે મોહને વશ થઇ જડવત્ બની પુદ્ગલમાજ આનદ માની બેસે છે તેવો પુદ્ગલાનદી તો મોહ માયાના પાશમા પડી જરુર કિલષ્ટ કર્મ બધનનોજભાગી થાયછે.

૪ નિર્લેપ દષ્ટિ એવા સત્પુરુષની સકલ સાપેક્ષ ક્રિયા વિ-

ભાવમા જતા ઉપયોગને વારવા માટે હોય છે સાધ્ય દ્રષ્ટિવાળાની સકલ ક્રિયા સાપેક્ષ-સહેતુકજ હોય છે, તેથી આત્માનદી પુરુષ જે જે ક્રિયા કરે છે તેનો હેતુ પુદ્ગલમા જતી દ્રષ્ટિને રોકવા અને સ્વભાવરમણી થવા માટેજ હોય છે જ્યા સુધી સપૂર્ણ સ્વભાવરમણી ન થવાય ત્યા સુધી તેવો સપૂર્ણ અધિકાર પામવા અને બાધકભૂત વિભાવ ઉપયોગને વારવા સ્વાનુકુલ ક્રિયા કરવાની ખાસ જરુર પડે છે

૫ તપ અને જ્ઞાન વિગેરેનો મદ કરનારો ગમે તેવી આકરી કષ્ટકરણી કરતો હોય તોપણ કર્મથી લેપાય છે અને નિર્મલ ભાવથી જેનુ અતકરણ ભરેલુ હોય તે કદાચ તેવી આકરી કરણી કરી શકતો ન હોય તોપણ કર્મથી લેપાતો નથી એમ સમજીને શાણા માણસોએ કર્તૃત્વ અભિમાન તજવુ યુકત છે કોઈ પણ જાતનો મદ કરવાથી પ્રાણી પતિતપણુ પામે છે અને મદ તજી નિમદ થઇ નમ્રપણે સ્વકતવ્ય સમજી જે સત્ ક્રિયા કરે છે તે સ્વ ઉન્નતિને સુખે સાધે છે

૬, નિશ્ચય તત્ત્વદ્રષ્ટિથી જોતા આત્મા અલિપ્ત છે અને વ્યવહાર દ્રષ્ટિથી જોતા તેજ આત્માકર્મથી લિપ્ત દેખાય છે તત્ત્વદ્રષ્ટિ પુરુષ અલિપ્ત દશાથી આત્માની શુદ્ધિ કરે છે, અને ક્રિયાવાન્ વ્યવહારદ્રષ્ટિ પુરુષ સ્વાનુકુલ ઉચિત આચરણથી શુદ્ધ થાય છે બન્નેનુ સાધ્ય એકજ હોવાથી સ્વ સ્વ અનુકૂ સાધનવડે ઉભય સિદ્ધિ સપાદન કરી શકે છે સાધ્ય વિકલ કોઇ પણ પ્રાણી સ્વાનુકૂલ સાધન વિના સિદ્ધિ સાધી શકતા નથી

૭ નિશ્ચય અને વ્યવહારદ્રષ્ટિનુ સાથેજ પ્રગટન વિકાસ થવાથી જ્ઞાન અને ક્રિયા એ ઉભયનો સમાવેશ થઇ જાય છે,

પરંતુ સ્થાન વિશેષથી તો જ્ઞાનની કે ક્રિયાની મુખ્યતા હોય છે વ્યવહાર સાધન વડે નિશ્ચય સાધ્ય થાય છે, અને નિશ્ચય સાધનથી મોક્ષ સાધ્ય થાય છે વ્યવહાર એ મોક્ષનુ પરંપર કારણ છે અને નિશ્ચય અનંતર કારણ છે ઉભયનુ મીલન થવાથી શીઘ્ર મોક્ષ સાધના સિદ્ધ થાય છે માટે મોક્ષાર્થીયે નિશ્ચય દૃષ્ટિ હૃદયમા ધારીને વ્યવહાર માર્ગનુ અવલંબન અવશ્ય કરવું યુક્ત છે એમ કરવાથી સાધક શીઘ્ર સાધ્ય સિદ્ધિ કરી શકે છે

૮ જ્ઞાનયુક્ત જેનુ અનુષ્ઠાન દોષ પંકથી લેપાયુ નથી એવા શુદ્ધ સ્વભાવ રમણી મહાપુરુષને નમસ્કાર થાઓ જેની ક્રિયા સમજ પૂર્વક મોક્ષ માટેજ હોવાથી નિર્દોષ છે, તેમજ તીક્ષ્ણ ઉપયોગથી સહજ આત્મ વિશુદ્ધિ કરવા સમર્થ છે તેને નમસ્કાર છે

---

## ॥ १२ निस्पृहाष्टकम् ॥

स्वभावलाभात् किमपि, प्राप्तव्य नावशिष्यते ॥
इत्यात्मैश्वर्य सपन्नो, नि:स्पृहो जायते मुनिः ॥ १॥
संयोजितकरै के के, प्रार्थ्यंते न स्पृहावहै ॥
अमात्र ज्ञान पात्रस्य, निस्पृहस्य तृण जगत् ॥२॥
छिंदन्ति ज्ञानदात्रेण, स्पृहाविपलतां वुधा ॥
मुखशोषच मूर्च्छांच, दैन्यं यच्छति यत्फलम् ॥ ३ ॥

निष्कासनीया विदुषा, स्पृहा चित्त गृहाद्बहिः ॥
अनात्मरति चांडाली, सगमगी करोति या ॥ ४ ॥
स्पृहावन्तो विलोक्यते, लघवस्तृणतूलवत् ॥
महाश्चर्य तथाप्येते, मज्जन्ति भववारिधौ ॥ ५ ॥
गौरवं पौरवद्यत्वात्, प्रकृष्टत्व प्रतिष्ठया ॥
ख्याति जाति गुणात्स्वस्य, प्रादुष्कुर्यान्न नि स्पृह ६
भूशय्या भैक्षमशन, जीर्णं वासो वन गृहम् ॥
तथापि नि स्पृहस्याहो, चक्रिणोऽप्यधिकं सुखम्॥७॥
परस्पृहा महा दु ख, नि स्पृहत्व महा सुखम् ॥
एतदुक्त समासेन, लक्षण सुखदु खयो ॥ ८ ॥

---

## ॥ रहस्याथ ॥

૧ સહજ આત્મ સપત્તિની પ્રાપ્તિ થયા બાદ બીજુ કઈ પણ પ્રાપ્ત કરવુ બાકી રહેતુજ નથી એવા આત્મ ઐશ્વર્ય સ-પન્ન મુનિ પરસ્પૃહારહિત-નિસ્પૃહ બની જાય છે સર્વ રૂદ્ધિ અને સમૃદ્ધિ ઘટમાજ રહેલી છે તેથી સહજ સાહેબી જો પ્રગટ થવા પામે તો બીજી બાહ્ય-તુચ્છ બાબતોમા મુઝાવાનુ રહેતુ નથીજ સહજ ઐશ્વર્યવાન મુનિ પરની પરવા રહિત હોવાથી અને ઉત્તમ સદ્ગુણોથી ભરપુર હોવાથી નિસ્પૃહ થઇ જાય છે

૨ પરસ્પૃહાવત પ્રાણીઓ હાથ જોડી જોડીને કોની કોની પ્રાર્થના કરતા નથી ? સસ્પૃહી સર્વ કોઇના દાસ છે અને અપાર જ્ઞાનવાન નિસ્પૃહીને તો જગતમા કોઇની પરવા નથી પુદ્ગલાનદી પ્રાણી પોતાના સ્વાર્થ માટે ગમે તેવાની પણ પ્રાર્થના કરવા ચુકતો નથી અને જ્ઞાનાનદી નિસ્પૃહીને કોઇની કરી પરવા નહિ હોવાથી તેતો સદાનદમા સ્વાધીનપણે વર્તે છે

૩ તત્ત્વવેદી પુરૂષો જ્ઞાનરૂપી દાતરડાથી સ્પૃહારૂપી વિષવેલડીને છેદી નાખે છે કેમકે પરસ્પૃહાથી મુખ શોષ મૂર્છા અને દીનતાદિક દોષોને નેવવા પડે છે જ્ઞાની વિવેકી પુરૂષો તેવી સ્પૃહાને દોષનુ મૂળ જાણીને સમૂલગી છેદવા તત્પર રહે છે

૪ ડાહ્યા માણસે સ્પૃહાને કુમતી ચડાલણીની મગન કરનારી જાણીને ચિત્ત-મદિરમાથી દૂર કરવી જોઇએ કુમતિને પોષનારી સ્પૃહાને સદ્વિવેકીજનો સેવતાજ નથી, પણ ભૂતના ઉતારની જેમ સમજીને તેને ઘરથી બહાર કાઢે છે આવા નિસ્પૃહી પુરૂષો સદા સુખમા મગ્ન રહી શકે છે

૫ સ્પૃહાવત લોકો અત્યત તુચ્છ અને હલકા જણાતા છતા ભવસાગરમા ડુબી જાય છે, તે મહા આશ્ચર્યકારક છે કેમકે હલકી વસ્તુ તો તરવીજ જોઇએ અને ભારે વસ્તુજ ડુબવી જોઇએ એવો કુદરતી નિયમ છે તેનુ આમા ઉલ્લઘન થતુ દેખાય છે તેનુ સમાધાન એવુ છે કે તેઓ સ્વભાવે તુચ્છ છતા મમતા દોષથી એવા તો ભારે થયેલા હોય છે કે બેહદ ભારથી ભરેલા વહાણની જેમ તેઓ અધોગતિજ પ્રાપ્ત કરે છે

૬ નિ[illegible] લોકરદનીકતાથી પોતાની વડીલતા,

પ્રતિષ્ઠાથી શ્રેષ્ઠતા અને જાતિગુણથી ખ્યાતિને પ્રગટ કરતાજ ન થી જે લોક પૂજા, પ્રતિષ્ઠા કે ખ્યાતિનો વિકલ્પ નહિ કરતા સ્વકર્તવ્યજ બજાવ્યા કરે છે તેજ ખરા નિસ્પૃહી છે ખરા નિસ્પૃહી સ્વપ્નમા પણ પરોપકારનો બ લો ઇચ્છતા નથી

૭ ભૂમી એજ એની શય્યા છે, મધુકરી વૃત્તિથી જેને ભોજન કરવાનુ છે, પ્હેરવાને જેને જીર્ણપ્રાય વસ્ત્ર છે, અને વનમા જેને વસવાનુ છે, એવા નિસ્પૃહી પુરુષને ઉત્તમ પ્રકારના સતોષ યોગથી ચક્રવર્તી કરતા પણ અધિક સુખ છે જેણે સસારનો ખોટો વૈભવ તજીને સહેજ આત્મ ઐશ્વર્ય પામવા ઉત્તમ સયમનુ સેવન આદર્યુ છે, એવા આત્મ સયમી મહાપુરુષ ચક્રવર્તીથી ઓછા સુખી નથી ખોટો કલ્પિત આનદ તજી સહજ આનદ સાધનાર સત્પુરુષ સર્વોત્તમ સુખી છે. પરસ્પૃહા રહિત–નિસ્પૃહી નિર્ગ્રંથ એવુ સર્વોત્તમ સુખ સાધી શકે છે

૮ સુખનુ અને દુખનુ સક્ષેપથી આવુ લક્ષણ શાસ્ત્રમા કહેલુ છે કે પરસ્પૃહા એજ મહા દુખ છે અને નિસ્પૃહતા એજ પરમ સુખ છે માટે મોક્ષાર્થીએ પરસ્પૃહા તજી નિસ્પૃહ થવુ યુક્ત છે

---

## ॥ १३ ॥ मौनाष्टकम् ॥

मन्यते यो जगत्तत्त्व, स मुनि परिकीर्तित ॥
सम्यक्त्व मेव तन्मौन, मौन सम्यक्त्वमेव च ॥ १ ॥
आत्मात्मन्येवयच्छुद्ध, जानात्यात्मानमात्मना ॥

सेय रत्नत्रये ज्ञप्ति, रुच्याचारैकता मुने· ॥ २ ॥
चारित्रमात्मचरणाद्, ज्ञानं वा दर्शनं मुनेः ॥
शुद्ध ज्ञान नये साध्य, क्रिया लाभात् क्रियानये ॥३॥
यत· प्रवृत्तिर्न मणौ, लभ्यते वा न तत्फलम् ॥
अतात्त्विकी मणिज्ञप्ति, मणिश्रद्धा च सा यथा ॥४॥
तथा यतो न शुद्धात्म, स्वभावाचरणं भवेत् ॥
फल दोप निवृत्तिर्वा, न तद्ज्ञानं न दर्शनम् ॥ ५ ॥
यथा शोफस्य पुष्टत्वं, यथा वा व'य मंडनम् ॥
तथा जानन् भवोन्माद, मात्मतृप्तो मुनिर्भवेत् ॥६॥
सुलभ वागनुच्चारं, मौनमेकेंद्रियेष्वपि ॥
पुद्गलेष्व प्रवृत्तिस्तु, योगानां मौन मुत्तमम् ॥ ७ ॥
ज्योतिर्मयीव दीपस्य, क्रिया सर्वापि चिन्मयी ॥
यस्यानन्य स्वभावस्य, तस्य मौन मनुत्तरम् ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ જે સમસ્ત તત્ત્વને યથાર્થ જાણે છે તે મુનિ કહેવાય છે, જે વસ્તુ તત્ત્વને સમ્યગ્ સમજી સર્વત્ર મધ્યસ્થ રહે છે, ખોટી બાબતમા [illegible] નોજ નથી તે મુનિ છે તેવુ સુ

નિપણુ એજ ખરૂ સમકિત છે અને નિર્મલ સમકિત એજ મુનિપણુ છે શુદ્ધ સમકિત વિના ખરૂ મુનિપણુ સભવતુ જ નથી મુનિપણુ જ્યા સુધી તળવી રખાય છે, ત્યા સુધી સમકિત કાયમ રહે છે

૨ આત્મા પોતે પોતામા રહેલુ જે શુદ્ધ સ્વરૂપ જે વડે જાણે છે તેજ મુનિની રત્નત્રીમા જ્ઞાન દર્શન અને ચારિત્રની એકતા રૂપ છે સમ્યગ્ જ્ઞાનથી સ્વ સ્વરૂપને સારી રીતે સમજી શકે છે સમ્યગ્ દર્શનથી સ્વ સ્વરૂપની યથાર્થ શ્રદ્ધા પ્રતીતિ થઇ શકે છે અને સમ્યગ્ ચારિત્રથી આત્મ-સ્થીરતા એટલે સ્વરૂપ રમણ થઇ શકે છે સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્રની એકતા એજ મુનિપણુ છે

૩ જ્ઞાન દર્શન અને ચારિત્ર મુનિપણાના ભાવથીજ સાધક છે, વિભાવનો ત્યાગ અથવા સ્વભાવનો સ્વીકાર કરવો એજ મુનિપણુ છે તેવા આચરણ વિનાનો મુનિ વેષ વિડબના રૂપજ છે, જ્ઞાનવડે શુદ્ધા શુદ્ધનો હિતાહિતનો વિવેક જાગે છે દર્શનવડે તેની યથાર્થ પ્રતીતિ બેસે છે, અને ચારિત્રથી અહિતના ત્યાગ પૂર્વક હિત પ્રવૃતિ થાય છે ઉક્ત જ્ઞાન દર્શન અને ચારિત્ર મળીને રત્નત્રયી કહેવાય છે એ રત્નત્રયીને સમ્યગ્ સેવનારા મુનિ કહેવાય છે ઉક્ત મુનિની રહેણી કહેણી એક સરખી હોય છે કેમકે તે જ્ઞાન અને ક્રિયાનો એક સરખી રીતે સ્વીકાર કરે છે અને અન્ય મોક્ષાર્થીને પણ તેવોજ હિતકારી માર્ગ બતાવી જન્મ મરણના અનત દુખમાથી મુક્ત કરવા યત્ન સેવે છે

૪ મણિ-રત્ન હાથમા આવ્યા છતા તેનો આદર કરી શકાય નહિ તેમજ તેનુ ફલ મેલવી શકાય નહિ તો જાણવુ

કે મણીની પીછાનજ થઇ નથી કે મણિની પ્રતીતિજ બેઠી નથી અન્યથા મણિનુ મૂલ્ય સમજીને તેનો આદર જરૂર કરાયજ

૫ તેમ જો શુદ્ધ આત્મ સ્વભાવમા રમણ થઇ શકે નહિ તથા રાગદ્વેષ મોહાદિક દુષ્ટ દોષોનો ત્યાગ થઇ શકે નહિ તો તે જ્ઞાન કે દર્શન કઇ કામનાજ નથી ખરા જ્ઞાન અને દર્શનથી સ્વરૂપ મગ્નતા અને દોષ હાનિરૂપ ઉત્તમ ફલ થવુ જ જોઇએ, સહજ આનદમા મગ્નતા થવી એ જેમ ઉત્તમ લાભ છે, તેમ દુષ્ટ દોષોનુ દમન કરી તેમનો સમૂલગો નાશ કરવો એ પણ અતિ ઉત્તમ લાભરૂપજ છે ખરૂ મુનિપણુ ભજનાર નિર્ગ્રંથ સાધુઓ એવો ઉત્તમ લાભ હાસલ કરી શકે છે

૬ જેવુ શોફ (સોજા) નુ પુષ્ટપણુ, અથવા વધ્ય (વધ કરવા લઇ જવામા આવનાર) ને શણગારવુ નકામુ છે, તેવોજ આ સસારનો ઉન્મદ અનર્થકારી છે, એમ સમજીને મુનિ સહજ સતોષી થઇ રહે છે સસારનુ અસારપણુ સમ્યગ્ વિચારી સતોષ વૃત્તિથી જે સહજાનદમા મગ્ન થઇ રહે છે તેજ ખરો મુનિ–નિર્ગ્રંથ છે

૭ વચન નહિ ઉચરવારૂપ મૌન તે એકેદ્રિયાદિકમા પણ હોઇ શકે છે તેવા મૌનથી આત્માને કઇ વિશેષ લાભ નથી, ખરો લાભ તો એ છે કે પુદગલિક પ્રવૃત્તિમાથી વિરમી સહજ આત્મ સ્વભાવમા જ મગ્ન થવા મન, વચન અને કાયાનો સદા સવદા સદુપયોગ કર્યા કરવો

૮ જે સ [illegible] સ્વકર્તવ્ય બજાવે છે, જેની ક્રિયા દીપકના [illegible] મય છે, તેવા સમ સ્વભાવી

મહાપુરૂષનુંજ ધ્યાન શ્રેષ્ટ છે સમતાવંત મહા મુનિજ એષ્ટ સેવી શકે છે

## ॥ १४ ॥ विद्याष्टकम् ॥

नित्य शुच्यात्मताख्याति, रनित्याशुच्यनात्मसु ॥
अविद्या तत्त्वधीर्विद्या, योगाचार्यै प्रकीर्तिता ॥ १ ॥
य पश्येन्नित्य मात्मान, मनित्य परसगमं ॥
छल लब्धु न शक्नोति, तस्य मोहमलिम्लुच ॥ २ ॥
तरग तरला लक्ष्मी, मायुर्वायुवदस्थिरम् ॥
अदभ्रधीरनुध्याये, दभ्रवद् भगुरं वपु ॥ ३ ॥
शुचीन्यप्यशुचीकर्तुं, समर्थेऽशुची संभवे ॥
देहे जलादिना शौच, भ्रमो मूढस्य दारुण ॥ ४ ॥
य स्नात्वा समता कुडे, हित्वा कश्मलज मलम् ॥
पुन र्न याति मालिन्य सोऽन्तरात्मा पर शुचि ॥५॥
आत्मबोधोनव· पाशो, देह गेह धनादिषु ॥
य क्षिप्तोप्यात्मना तेषु, स्वस्य बधाय जायते ॥ ६ ॥
मिथो युक्तपदार्थाना, मसक्रमचमत्क्रिया ॥
चिन्मात्र परिणामेन, विदुषैवानुभूयते ॥ ७ ॥

# अविद्या तिमिरध्वंसे, दृशा विद्याजन स्पृशा ॥ पश्यन्ति परमात्मान, मात्मन्येव हि योगिन॰ ॥ ८ ॥

૧ અનિત્ય, અશુચિ, અને અનાત્મિક પરવસ્તુને નિત્ય પવિત્ર અને પોતાની લેખવી એ અવિદ્યાનુ લક્ષણુ અને વસ્તુને વસ્તુગતયથાર્થ જેવા રુપમા હોય તેવા રુપમા બરાબર સમજવી એ વિદ્યાનુ લક્ષણુ છે, એમ યોગાચાર્યાએ શાસ્ત્રમા કહ્યુ છે

૨ આત્મા નિત્ય અવિનાશી છે, તેની કદાપિ નાસ્તિ થતીજ નથી સદા સર્વદા તેની અસ્તિતા છે અને આ આત્માને થતો પર સયોગ વિનાશશીલ છે, તેનો તો અવશ્ય વિયોગ થવાનોજ છે એવો જેને નિશ્ચય થયો છે તેને મોહ ચોરટો છલી શકતો નથી સદ્વિદ્યા સપન્ન આત્મા મોહનોજ જય કરી અખડ સુખ સાધી શકે છે પણુ સદ્‌વિદ્યા વિહીનને તો મોહ ચોરટો સદા સતાપ્યાજ કરે છે માટે મોક્ષાર્થીએ સદ્વિદ્યા સપન્ન થવા સર્વદા સદુદ્યમ સેવવો

૩ નિર્મલ બુદ્ધિવાલો આત્મા લક્ષ્મીને જલતરગની જેવી ચપલ લેખે છે, આયુષને વાયુની જેવુ અથીર લેખે છે અને શરીરને શરદના મેઘની જેવુ ક્ષણુભગુર લેખે છે એવી અથીર પરવસ્તુઓમા વિવેકવાન્ સુઝાનો નથી

૪ અપવિત્ર એવા વીર્ય તથા રુધિર વિગેરેથી જેની ઉત્પત્તિ છે અને અશુચિમય હોવાથી પવિત્ર વસ્તુને પણુ અપવિત્ર કરી નાખે છે એવા દેહને જલ વિગેરેથી સાફ કરવાનો પ્રયાસ ગમે તેટલો કરવામા આવે તો પણ તે સર્વ નિષ્ફલજ થાય છે,

છતા મૂઢ લોકોને દેહ શૌચ કરવાનો મોટો ભ્રમ લાગેલો હોય છે, તેથી અશુચિ મય દેહને સાફ સુફ કરવા અહોનિશ યત્ન કર્યા કરે છે

૫ ખરેખર પવિત્ર શૌચના અર્થીએ સમતા રસના કુડ મા સ્નાન કરીને સર્વ પાપમલનો ત્યાગ કરી પાવન થવુ જેથી પુન મલીન પણ થાયજ નહિ પૂર્વ મહાપુરુષોએ આવોજ ઉત્તમ શાચ પોતે સેવી સર્વને હિત માટે બતાવ્યો છે, તે મુજબ જેઓ વર્તે છે તેઓ પરમ પવિત્ર મહાપુરુષોની ગણનામા આવે છે

૬ જેઓ દેહાદિક પરવસ્તુઓમા મમતા બાધે છે તેઓ બાપડા પોતેજ બધાઇ જાય છે, એમ સમજીને સુવિવેકી જનો પરવસ્તુઓમા આસક્તિ ધારતા નથી,

૭ વિદ્વાન્ પુરુષ જ્ઞાન ચક્ષુથી સર્વ પદાર્થને સ્વસ્વભાવમાજ રહેલા દેખે છે સ યુક્ત વસ્તુનો વિયોગ થાય છે, પણ કોઇ વ સ્તુ પોતાનો મૂલ સ્વભાવ તજી દેતી નથી, એમ જ્ઞાની પુરુષો સાક્ષાત્ અનુભવી પોતે સ્વસ્વભાવમાજ સ્થિત રહે છે રાગદ્વેષને તજી સર્વત્ર સમભાવથીજ અનુવર્તન કરનારાજ વિદ્વાન્ ગણાય છે

૮ સદ્વિદ્યારૂપી અ જનશલાકા (સલી) થી અવિવેકરૂપી અ ધકાર નષ્ટ થયે છતે યોગી પુરૂષો પોતાના ઘટમાજ પરમાત્માને સાક્ષાત્ દેખે છે સદ્વિવેકવાન્ યોગી સર્વ વિભાવને દૂર કરીને પરમા.મ ભાવને સાક્ષાત્ અનુભવે છે,

---

## ॥ १५ ॥ विवेकाष्टकम् ॥

कर्म जीव च सश्लिष्ट, सर्वदा क्षीर नीरवत् ॥

विभिन्नौ कुरुते यो ऽसौ, मुनिहंसो विवेकवान् ॥१॥
देहात्माद्य विवेको ऽयं, सर्वदा सुलभो भवे ॥
भव कोटयापि तद् भेद, विवेकस्त्वति दुर्लभ· ॥२॥
शुद्धे ऽपि व्योम्नि तिमिरा, द्रेखाभिर्मिश्रता यथा ॥
विकारै र्मिश्रता भाति, तथात्मन्य विवेकतः ॥ ३ ॥
यथा योधै कृत युद्ध, स्वामिन्येवोपचर्यते ॥
शुद्धात्मन्य विवेकेन, कर्म स्कंधो ऽर्जितं तथा ॥४॥
इष्टकाद्यपि हि स्वर्ण, पीतोन्मत्तो यथेक्षते ॥
आत्माभेदभ्रमस्तद्व, द्देहादावविवेकिन ॥ ५ ॥
इच्छन्न परमान् भावान्, विवेकाद्रे पतत्यध· ॥
परम भावमन्विच्छन्, नाविवेके निमज्जति ॥ ६ ॥
आत्मन्येवात्मन· कुर्यात्, य पट्कारक संगतिम् ॥
काविवेकज्वरस्यास्य, वैपम्य जड मज्जनात् ॥७॥
संयमास्त्रं विवेकेन, शाणेनोत्तेजित मुने ॥
धृतिधारोल्वणं कर्म, शत्रुच्छेद क्षमं भवेत् ॥ ८ ॥

## ॥ रहस्यार्थ ॥

૧ ક્ષીરનીરની પેરે સર્વદા એક મેક મલીને રહેલા કર્મ અને જીવને જે વ્યકતપણે જુદા કરી નાખે છે તે મુનિ-હંસ વિવેકવાન્ ગણાય છે સદ્વિવેક જાગ્યા વિના અનાદિ અનંત કાલથી સંયુકત થઇ રહેલા કર્મ અને જીવને કોઇ કદાપિ સ્પષ્ટ રીતે જુદા કરી શકેજ નહિ તેમ કરવાને સદ્વિવેકની આવશ્યક્તા રહેજ છે

૨ દેહજ આત્મા છે અથવા આત્મા દેહથી જુદો નથી એવો અવિવેક તો જન્મ જન્મમા અવિદ્યાના વશથી સુલભજ છે પણ આ દેહ આત્માથી ખાસ જુદોજ છે, કેમકે દેહ તો વિનાશી છે અને આત્મા અવિનાશી છે, દેહ તો જડ છે અને આત્મા સચેતન-ચૈતન્ય યુકત છે, એવો વિવેક કોટિગમે ભવોમા ભાગ્ય યોગેજ થઇ શકે છે અવિદ્યાનો નાશથયે છતે સદ્વિવેક જાગી શકે છે ॥

૩ શુદ્ધ-નિર્મલ આકાશમા પણ ચક્ષુ વિકારથી જેમ રાતુ પીલુ દેખાય છે, તેમ અવિવેકથી આત્મામા વિવિધ વિકારો પ્રતિભાસે છે આત્મા આકાશવત્ નિરંજન છતા ઉપાધિ સંબંધથી મલીન વિકારી ભાસે છે, સર્વ ઉપાધિ-સંબંધ દૂર થયે છતે આત્મા સહજ સ્વભાવમા સ્થિત થઇ રહે છે, નિર્મલ નિષ્કષાયજ આત્માનો સહજ સ્વભાવ છે રાગ દ્વેષાદિક ઉપાધિ દૂર થવાથી સ્ફટિક રત્નની સ્વાભાવિક કાંતિ જેવો નિર્મલ આત્મ ધર્મ પ્રગટ થઇ જાય છે ॥

૪ જોકે નાજાના યોદ્ધાઓ યુદ્ધ કરે છે, છતા રાજાજ જીત્યો

હાર્યો કહેવાય છે તેમ શુભાશુભ કર્મથીજ સુખ દુખ પ્રાપ્ત થાય છે છતા અવિવેકથી અમુક આત્માએ અમુક ઉપર અનુગ્રહ યા નિગ્રહ કર્યો કહેવાય છે કર્મની વિચિત્રતાથી ફલની વિચિત્રતા થાય છે, છતા આ કાર્ય મારાથી થયુ, મારા વિના આવુ કામ બની શકેજ નહિ, હુજ સર્વનુ પાલન કરૂ છુ, મારા વિના કોઇ પાલક નથીજ એવુ કર્તૃત્વ અભિમાન કરવુ એ કેવલ અવિવેકનુજ જોર છે, સુવિવેકી પુરૂષો એવુ મિથ્યાભિમાન કદાપિ કરતાજ નથી તેવા પ્રાજ્ઞ પુરૂષો તો સર્વમા સાક્ષીપણુજ સેવે છે

૫ જેમ ધતૂરો પીને ગાડો થયેલો આદમી સર્વત્ર સોનુજ દેખે છે તેમ અવિવેકીને પણ દેહાદિક બાહ્ય પદાર્થોમા આત્મભ્રમ પેદા થાય છે, જેમ ધતૂરો પીવાથી સર્વત્ર દેખાતુ સોનુ સાચુ નથી તેમ અવિવેકથી દેહાદિ પદાર્થોમા માની લીધેલુ પોતાપણુ પણ મિથ્યાજ છે જેમ ચડેલો છાક ઉપશાન્ત થયે છતે સાચી વસ્તુ જેવી હોય તેવી દેખાય છે, તેમ સદ્વિદ્યાયોગે સુવિવેક જાગવાથી દેહાદિક બાહ્યભાવોમા પ્રથમ થયેલો ભ્રમ ભાગી કેવલ સાક્ષીપણુજ રાખવુ સૂઝે છે એ સર્વ સદ્વિવેકનોજ પ્રભાવ છે ॥

૬ બાહ્યભાવને ઇચ્છતો છતો જીવ વિવેક થકી ચુકે છે, અને ઉચ્ચ-અતરભાવની અભિલાષાથકી જીવને વિવેકથી ચુકવાનુ બનતુ નથી પુદ્ગલિક સુખની વાછાથી જીવ સદ્વિવેકને ચુકી અવિવેકને આદરે છે જેમ ડુગર ઉપર ચડતા આડુ અવળુ જોનાર સરત ચુકથી નીચે પડે છે, તેમ સ્વાર્થ અધ બની પરમાર્થ પથ ચુકવાથી પ્રાણી અધોગતિ પામે છે. માટે મોક્ષાર્થી

રમાથ દૃષ્ટિ જ રાખી રહેવું યુક્ત છે પરમપદના અભિલાષી પુરૂષો પુરૂષાર્થ યોગે પરમપદને સાધી શકે છે ॥

૭ જે સર્વ બાહ્ય ભાવને છડીને અંતર આત્મપણાથી સહજ સ્વભાવનેજ સેવે છે, સદા આનંદમાં જે મસ્ત રહે છે તેવા મહા પુરૂષને અવિવેકજન્ય જડ ભાવમાં મગ્નતા કયાથી હોય? જે સ્વભાવમાં મગ્ન રહે છે તેનો કદાપિ અવિવેક પરાભવ કરી શકતોજ નથી અવિવેકજ સર્વ દુઃખનું મૂળ છે ॥

૮ જેણે વિવેક-શરાણથી ઉત્તેજિત કરેલું નિર્મલ પરિણામની ધારવાળું સંયમ-શસ્ત્ર ધારણ કર્યું છે, તે સુખેથી કર્મ શત્રુને વિદારી શકે છે જો વિવેક પૂર્વક સંયમ સેવવામાં આવે તો પરિણામની શુદ્ધિથી શીઘ્ર પાપ કર્મનો ક્ષય થઇ શકે છે સદ્વિવેક વિના સર્વજ્ઞ કથિત સ્યાદ્વાદમાર્ગ આરાધી શકાતો નથી સદ્વિવેક વડે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવને સમ્યગ્ સમજી સંયમ સુખે સેવી શકાય છે વિવેક વિના સંયમમાર્ગમાં સ્થાને સ્થાને સ્ખલના થાય છે માટે સદ્વિવેક સર્વદા સેવ્ય છે ॥

---

## ॥ १६ ॥ माध्यस्थाष्टकम् ॥

स्थीयतामनुपालभं, मध्यस्थेनान्तरात्मना ॥
कुतर्क कर्करक्षेपै, स्त्यज्यता बालचापल ॥ १ ॥
मनो वत्सो युक्ति गवीं, मध्यस्थस्यानुधावति ॥
तामाकर्षति पुच्छेन, तुच्छाग्रहमनः कपिः ॥ २ ॥
नयेषु स्वार्थ सत्येषु, मोघेषु परचालने ॥

समशील मनो यस्य, स मध्यस्थो महामुनिः ॥३॥
स्व स्वकर्म कृतावेशा, स्व स्वकर्म भुजो नरा ॥
नरागं नापि च द्वेषं, मध्यस्थ स्तेपु गच्छति ॥४॥
मन· स्याद् व्यापृत यावत्, परदोष गुण ग्रहे ॥
कार्य व्यग्रं वरं तावन्, मध्यस्थे नात्मभावने ॥५॥
विभिन्ना अपि पंथान, समुद्र सरितामिव ॥
मध्यस्थानां परंब्रह्म, प्राप्नुवन्त्येकमक्षयम् ॥ ६ ॥
स्वागम राग मात्रेण, द्वेषमात्रात्परागम ॥
न श्रयामस्त्यजामो वा, किंतु मध्यस्थया दृशा ॥७॥
मध्यस्थया दृशा सर्वे, ष्वपुनर्बंधकादिपु ॥
चारिसजीवनी चार, न्यायादाशास्महे हितं ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ મધ્યસ્થતા આદરવાથીજ સદ્વિવેક પ્રાપ્ત થાય છે અથવા વિવેકવતજ મધ્યસ્થતા આદરે છે, માટે મધ્યસ્થ રહેવા શાસ્ત્રકાર ઉપદિશે છે જેથી અપવાદ પાત્ર થવુ ન પડે એવી અંતરદ્દષ્ટિથી મધ્યસ્થતા આદરવી યુક્ત છે મધ્યસ્થતા સેવવાથી સબલ યુક્તિનો યોગ્ય આદર કરવામા આવે છે અને કુતર્ક કરવારુપી ભાવ ચપલતા દૂર કરવાનુ બને છે

विभेति नैव सग्राम, शीर्षस्थ इव नागराट् ॥ ४ ॥
मयूरी ज्ञान दृष्टिश्चेत्, प्रसर्पति मनोवने ॥
वेष्टनं भयसर्पाणां, न तदानदचदने ॥ ५ ॥
कृतमोहास्त्रवैफल्य, ज्ञानवर्म बिभर्त्ति य ॥
क भीस्तस्य क वा भग, कर्म सगरकेलिषु ॥ ६ ॥
तूलवलघवोमूढा, भ्रमन्त्यभ्रेभयानिलै ॥
नैक रोमापि तै र्ज्ञान, गरिष्ठानां तु कपते ॥ ७ ॥
चित्ते परिणत यस्य, चारित्रमकुतोभयं ॥
अखंडज्ञानराज्यस्य, तस्य साधो कुतो भय ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ જેને કોઇની કંઇપણ પરવા નથી એવા એક મરખા ઉદાસીન સ્વભાવવાળા મહાપુરૂષને ભય ભ્રાંતિજન્ય કઇ પરપરા હોયજ કેમ? મધ્યસ્થદૃષ્ટિ મહાપુરૂષ સદા નિર્ભય-ભયભ્રાંતિથી મુક્તજ રહે છે

૨ ભારે ભયથી ભરેલા સસારસુખથી શુ ? તેથી સર્વું ભય ભરેલુ સુખ તે દુખરૂપજ છે સર્વથા ભય રહિત સહજ આત્મિક સુખજ સુખરૂપ ગણવા યોગ્ય છે આધિ વ્યાધિ અને ઉપાધિજન્ય દુખથી ભરેલા સસારમા જ છે

૧ મુક્ત કરે એવ

૩ સમ્યગ્ જ્ઞાનવડે જ્ઞેય-પદાર્થને યથાર્થ જોનાર મુનિને ભય રાખવાનુ શુ પ્રયોજન છે? સહજ સુખમા ઝીલી રહેલા મુનિને પુદ્ગલિક સુખનુ પ્રયોજન નથી પુદ્ગલ ઉપરથી મૂર્છા ઉઠી જવાથી સહજ નિવૃત્તિ સુખ સપજે છે

૪ નિર્મલ જ્ઞાનરૂપી-શસ્ત્રને ધારી, મોહની ફોજનો ઘાત કરનાર મુનિ સગ્રામના મોખરે ઉભેલા હાથીની પેરે લગારે બીતા નથી તે તીક્ષ્ણ જ્ઞાન ધારાવડે સાવધાનપણે સકળ મોહ સુભટોને વિદારી નાખી શિવશ્રીને સપાદન કરે છે

૫ જેના મનમા ખરી જ્ઞાનકલા જાગી છે તે સદા ભય રહિત આનદમા મસ્ત રહે છે, જે વનમા મયુરો વિચરે છે ત્યા ભુજગનો ભય હોયજ કેમ? જ્યા કેસરી ક્રીડા કરતો હોય ત્યા ગજ્નો પ્રચાર સભવેજ કેમ? જ્યા જળહળતો સૂર્ય ઉદય પામ્યો હોય ત્યા અધકાર રહેવા પામેજ કેમ? તત્ત્વદષ્ટિ પણ તેવીજ પ્રભાવવાળી છે

૬ મોહાસ્ત્રને-નિષ્ફળ કરવા સમર્થ જ્ઞાનબખ્તર જેણે ધાર્યું છે તેને કર્મસગ્રામમા ભય કે ભગ હોયજ શાનો? તત્ત્વદષ્ટિને મોહનો ભયજ નથી તે ગમે તેવા સમ યા વિષમ સયોગોમાથી સાવધાનપણે પસાર થઇ જાય છે

૭ મોહથી મુઝાયેલા જીવો ભયભીત થકા ભવ અટવીમા ભ્રમણ કરે છે મૂઢ જીવો ભયભીત થકા કપ્યાજ કરે છે પરતુ પ્રબલ જ્ઞાનવતનુ તો એક પણ રૂવાડુ કપતુ નથી, તે તો નિર્ભયપણે સ્વાભાવિક આત્મસુખમા મગ્ન રહે છે

૮. જેના ચિત્તમા નિર્ભય ચારિત્ર પરિણમ્યુ છે એવા અ-

ખડ જ્ઞાન તેજથી તપતા સાડ મુનિરાજને શાથી ભય સભવે ? શુદ્ધ ચારિત્રવતને કશો ભય નથી શુદ્ધ ચારિત્ર સર્વ ભયને દૂર કરી અખડ અનત સુખ સાધી શકે છે

---

॥ १८ ॥ अनात्मशसाष्टकम् ॥

गुणैर्यदि न पूर्णो ऽसि, कृतमात्म प्रशसया ॥
गुणैरेवासि पुर्णश्चेत्, कृतमात्म प्रशसया ॥ १ ॥
श्रेयोद्रुमस्य मूलानि, स्वोत्कर्षाभ प्रवाहत ॥
पुण्यानि प्रकटी कुर्वन्, फल कि समवाप्स्यसि ॥ २ ॥
आलंबिता हिताय स्यु , परे स्वगुणरश्मय ॥
अहो स्वय गृहीतास्तु, पातयन्ति भवोदधौ ॥ ३ ॥
उच्चत्व दृष्टि दोषोत्थ, स्वोत्कर्षज्वर शान्तिक ॥
पूर्वपुरुष सिंहेभ्यो, भृश नीचत्व भावन ॥ ४ ॥
शरीररूप लावण्य, ग्रामाराम धनादिभि· ॥
उत्कर्ष· परपर्यायै, श्चिदानन्द घनस्यक ॥ ५ ॥
शुद्धा प्रत्यात्म साम्येन, पर्याया परिभाविताः ॥
अशुद्धाश्चा ऽपकृष्टत्वान्, नोत्कर्षाय महामुने ॥ ६ ॥
क्षोभं गच्छन् समुद्रोऽपि, स्वोत्कर्षपवनेरित ॥

गुणौघान् बुद् बुदी कृत्य, विनाशयसि किं मुधा॥७॥
निरपेक्षानवच्छिन्ना, नतचिन्मात्रमूर्तय ॥
योगिनो गलितोत्कर्षा, प्रकर्षानल्पकल्पना॥ ८ ॥

॥ रहस्यार्थ ॥

૧ જો તુ ગુણોથી પૂર્ણ નથી તો આત્મ-પ્રશંસા કરવાથી સર્યું તેમજ જો તુ ગુણથી પૂર્ણ છે, તોપણ આત્મ-પ્રશંસા કરવાનું કંઇ પણ પ્રયોજન નથી કેમકે ગુણહીનને ખોટી આત્મ—પ્રશંસાથી કંઇ ફાયદો થતો નથી તેમજ સંપૂર્ણ ગુણવંતને કૃત કૃત્યપણાથી પરસ્પૃહા નષ્ટ થઇ જવાથી પોતાની પ્રશંસા પોતાના મુખે કરવાનું કંઇ પણ પ્રયોજન રહેતુંજ નથી

૨ જેમ જલના પ્રબલ પ્રવાહથી વૃક્ષના મૂલાઢીયા ઉઘાડા પડી જવાથી તેને ફલ બેસતા નથી, તેમ આત્મ-ઉત્કર્ષથી કરેલા સુકૃતોને પ્રગટ કરી વખાણવાથી વિશિષ્ટ આત્મ લાભ સંપાદન થઇ શકતો નથી

૩ આપણા ગુણોનું બીજા અવલંબન કરે તે હિતકારી થાય છે, પણ જો પોતાના ગુણ પોતેજ ગાવા બેસે તો તેથી અધોગતિની પ્રાપ્તિ થાય છે ગુણગ્રાહી જનોને ગુણીના ગુણ ગાવા ઉચિત અને હિતકારી છે પણ ગુણી માણસે સ્વમુખે સ્વગુણ ગાવા અનુચિત અને અહિતકારીજ છે માટે મોક્ષાર્થી જનોએ સદા ગુણગ્રાહી થવા સાથે આત્મશ્લાઘાનો સમૂળગો ત્યાગ કરવો ઉચિત છે સ્વશ્લાઘાર્થી પ્રાણી લઘુતાનેજ પામે છે

૪ આપણામા અન્ય કરતા અધિકતા માનવારૂપી દોષથી ઉત્પન્ન થયેલા સ્વાભિમાનરૂપી જ્વરને શાન્ત કરવાનો ઉત્તમ ઉપાય એ છે કે આપણે પૂર્વ પુરૂષ સિંહોથી લઘુતા ભાવવી પૂર્વ પુરૂષ સિંહોના પવિત્ર ચરિત્રને સારી રીતે સભારી યાદ લાવતા આપણ ગુમાન આપોઆપ ગળી જાય છે,

૫ શરીર, રૂપ, લાવણ્ય, ગ્રામ, આરામ, અને ધન વિગેરે પર પર્યાયોવડે સ્વ ઉત્કર્ષ માનવો, આત્માનદી જીવને બિલકુલ ઉચિત નથી તેવી વસ્તુ વડે તો કેવળ પુદ્ગલાનદી જીવોજ ગર્વ કરે છે, પણ આત્માનદી કરતા નથી

૬ જ્ઞાનાદિક શુદ્ધ પયાયો પણ પ્રત્યેક આત્માને સરીખા હોવાથી અને શરીર વિગેરે અશુદ્ધ પર્યાયો અપકૃષ્ટ (નજીવા) હોવાથી તે વડે મહામુનિને સ્વોત્કર્ષ કરવો લાયક નથી શુદ્ધ પર્યાયોવડે પણ ગર્વ કરવો યુક્ત નથી તો નજીવા શરીરરૂપ લાવણ્યાદિક અશુદ્ધ પર્યાયોવડે તો ગર્વ કરવોજ કેમ ઘટે?

૭ ગુરૂ મહારાજ શિષ્યને ઉપદેશે છે કે, ભાઇ તુ દીક્ષિત છતા સ્વોત્કર્ષ વડે સયમનો નાશ કરીને ગુણ રત્નોનો વ્યર્થ વિનાશ શા માટે કરે છે? ગમે તેટલા ગુણને પામેલો સયમી સ્વગુણનો ગર્વ કરવાથી હાનિજ પામે છે

૮ સ્પૃહા રહિત અને અખડ અનત જ્ઞાનનાજ નમુનારૂપ યોગી જનો સ્વ ઉત્કર્ષ અને પર અપકર્ષ સબધી સર્વ કલ્પના ઓથી મુક્તજ રહે છે સ્વ સ્વરૂપમા સ્થિત યોગીજનો કેવલ નિસ્પૃહ હોવાથી આપ બડાઇ કે પરનિન્દા કરતાજ નથી તેઓ તો પરમ સુખમય નિવૃત્તિ માર્ગજ પસદ કરે છે, પરપરિણતિરૂપ કુત્સિત પ્રવૃત્તિ તેમને પસદ પડતીજ નથી

## ॥ १९ ॥ तत्त्वदृष्टयष्टकम् ॥

रूपे रूपवती दृष्टि, दृंष्ट्वा रूपं विमुह्यति ॥
मज्जत्यात्मनि नीरुपे, तत्त्वदृष्टिस्त्वरूपीणी ॥ १ ॥
भ्रमवाटी वहिर्दृष्टि, र्भ्रमच्छाया तदीक्षणं ॥
अभ्रान्तस्तत्त्वदृष्टिस्तु, नास्यां शेते सुखाशया ॥ २ ॥
ग्रामारामादि मोहाय, यद्दृष्ट वाह्ययादृशा ॥
तत्त्वदृष्ट्या तदेवांत, र्नीत वैराग्य सपदे ॥ ३ ॥
वाह्यदृष्टि' सुधा सार, घटिता भाति सुंदरी ॥
तत्त्वदृष्टेस्तु सा साक्षा, द्विण्मूत्रपिठरोदरी ॥ ४ ॥
लावण्य लहरी पुण्य, वपु पश्यति वाह्यदृक् ॥
तत्त्वदृष्टि श्वकाकानां, भक्ष्य कृमिकुलाकुलं ॥ ५ ॥
गजाश्वैर्भूपभवन, विस्मयाय वहिर्दृश· ॥
तत्राश्वेभवनात्कोऽपि, भेदस्तत्त्वदृशस्तुन ॥ ६ ॥
भस्मना केशलोचेन, वपु र्धृतमलेन वा ॥
महान्त वाह्यदृग्वेत्ति, चित्साम्राज्येन तत्त्ववित् ॥७॥
न विकाराय विश्वस्यो, पकारायैवनिर्मिता· ॥
स्फुरत्कारुण्यपीयूप, वृष्टयस्तत्त्व दृष्टय· ॥ ८ ॥

## ॥ रहस्यार्थ ॥

૧ બાહ્યદૃષ્ટિ જીવ પુદ્ગલિક રુપ જોઇને મુઝાય છે–મૂઢ બની જાય છે, પણ અરુપી એવી તત્ત્વ દૃષ્ટિ તો નિર્મલ નિરાકાર આત્મ સ્વરૂપમાજ મગ્ન થઇ રહે છે બાહ્યદૃષ્ટિ બહાર દોડે છે અને અતરદૃષ્ટિ સ્વભાવમા રમે છે

૨ બાહ્યદૃષ્ટિ એ ભ્રમની વાડી છે અને બાહ્યદૃષ્ટિથી જોવુ એ ભ્રમની છાયા છે તેમા ભ્રાતિ રહિત તત્ત્દૃષ્ટિ તો સુખની આશાથી સૂતો નથી પણ પુદ્ગલાનદી–બાહ્યદૃષ્ટિ જરુર તેમા સુખ બુદ્ધિથી વિશ્રાતિ કરે છે

૩ ગામ, આરામ આદિ બાહ્યદૃષ્ટિથી જોતા જરૂર જીવને મોહ ઉપજાવે છે, પણ તત્ત્વદૃષ્ટિથી જોતા તો તે વૈરાગ્યરસની વૃદ્ધિ માટેજ થાય છે, બાહ્યદૃષ્ટિ જીવ મધની માખીની જેમ તેમાં મુઝાઇ મરે છે, પણ તત્ત્વદૃષ્ટિ તો સાકરની માખીની પેરે મિષ્ટ સ્વાદ લઇ તેમાથી સુખે મુક્ત થઇ શકે છે તત્ત્વદૃષ્ટિપણુ જાગતા ચક્રવર્તી પોતે પોતાની સકલ સમૃદ્ધિને સહજમાં તજી દઇ સયમનો સ્વીકાર કરે છે પરતુ મૂઢ દૃષ્ટિ એવો ભીખારી પોતાનુ રામપાત્ર પણ ત્યજી શકતો નથી, એ સર્વ મોહનોજ મહિમા છે

૪ બાહ્યદૃષ્ટિ જીવ, સુદરી (સ્રી) ને અમૃતના નિચોલથી ઘડેલી માને છે, પણ તત્ત્વદૃષ્ટિ તો તેણીને વિષ્ટા મૂત્રાદિક અશુચિયુક્ત દેહવાળીજ માને છે બાહ્યદૃષ્ટિ કોઇ સુદર સ્રીને દેખી તેણીના રુપ લાવણ્યમા મુઝાઇ તેમા પતગની પેરે ઝપલાય છે, પણ તત્ત્વદૃષ્ટિ તો તેણીને અશુચિમય સમજીને તેથી

તદન દૂરજ રહેવા ઇચ્છે છે તત્ત્વદષ્ટિ વિષય સુખને વિષ સમાનજ લેખે છે

૫ બાહ્યદષ્ટિ જીવ શરીરને લાવણ્ય લહરીથી પવિત્ર માને છે, પણ તત્ત્વદષ્ટિ તો નાના પ્રકારના કરમીયા વિગેરેથી ભરપૂર દેહને ફકત કાગડા કુતરાવડે ભક્ષણ કરવા યોગ્યજ માને છે તેને બાહ્યદષ્ટિની પેરે ક્ષણિક, અશુચિ અને ભાૈતિક દેહ પ્રપચમા મુઝાઇ સ્વકર્તવ્ય વિમુખ થવાનુ હોતુ નથી તે તો ક્ષણ વિનાશી દેહદ્વારા બની શકે તેટલુ સ્વહિત સાધી લેવા સાવધાન થઇ રહે છે પણ વિનાશી દેહનો વિશ્વાસ કરતોજ નથી

બાહ્યદષ્ટિ જીવ રાજાના મહેલમા હાથી, ઘોડાની સાહેબી જોઇ ચકિત થઇ જાય છે, પરતુ તત્ત્વદષ્ટિને તો તેમા હાથી ઘોડાના વનથી કઇ વિશેષ લાગતુ નથી તેને તો તેવો મહેલ અને તેવુ વન સમાનજ લાગે છે

૭. બાહ્યદષ્ટિ જીવ, ભસ્મ લગાવવાથી, કેશનો લોચ કરવાથી અને મલમલીન દેહ રાખવાથી કોઇને મહત માને છે પણ તત્ત્વદષ્ટિ તો તેની અતર સમૃદ્ધિથીજ તેને તેવો લેખે છે તત્ત્વદષ્ટિ આત્મા બાહ્યદષ્ટિની પેરે ઉપરના ડોલદિમાક માત્રથી કોઇને મોટો માની લેતા નથી તેતો તેના સદ્ભૂત ગુણોની સારી રીતે પરીક્ષા કરીનેજ તેમ માને છે

૮ અત્યત કરૂણારૂપી અમૃતને વર્ષનારા તત્ત્વદષ્ટિ પુરૂષો વિશ્વના તિલમાત્ર અહિતને માટે નહિ, કિતુ કેવળ ઉપકારને માટેજ નિર્માણ થયેલા છે, તત્ત્વદષ્ટિ મહાપુરુષોનો જન્મ લોકના અભ્યુદય માટે જ થાય છે તેઓ પરમાર્થથી અધલોકોને, આખો આપીને ઉદ્ધરે છે તેઓ પરમાર્થ પથ બતાવીને અવળે

રસ્તે ચઢવાઓને સવળે રસ્તે દોરે છે તેઓજ અનાથના નાથ અને અશરણના શરણ છે તેઓજ વિશ્વના ખરા મિત્ર, બંધુ કે પિતા છે, અને તેથીજ સદા સુખના અર્થી જનોવડે અવલંબવા યોગ્ય છે તેવા નિસ્વાર્થ મિત્ર વિના વિશ્વનો કદાપિ ઉદ્ધાર થવાનોજ નથી જ્યારે ત્યારે તેવા નિષ્કારણ બંધુ મદદથીજ મુક્તિ મળવાની છે, તેથી મોક્ષાર્થી જનોએ તેવા જગત્ બંધુનીજ જપ માળા ગણવી યોગ્ય છે તેવા પરોપકારી પિતાની સેવા સાચા દિલથી કરનારા સાધક પુરુષોની સિદ્ધિ જ્યાં ત્યાં સુખેથી થઇ શકે છે, માટે તેજ કરવા યોગ્ય છે

---

॥ २० ॥ सर्व समृद्धि—अष्टकम् ॥

बाह्यदृष्टि प्रचारेषु, मुद्रितेषु महात्मन ॥
अंतरेवावभासन्ते, स्फुटा· सर्वास्समृद्धय ॥ १ ॥
समाधि नंदन धैर्यं, दभोलि समता शची ॥
ज्ञान महा विमान च, वासवश्रीरियं मुने ॥ २ ॥
विस्तारित क्रिया ज्ञान, चर्म छत्रो निवारयन् ॥
मोहम्लेच्छ महावृष्टिं, चक्रवर्ती न किं मुनि ॥ ३ ॥
नवब्रह्मसुधाकुंड, निष्ठाधिष्ठायको मुनि ॥
नागलोकेशवद् भाति, क्षमा रक्षन् प्रयत्नत ॥ ४ ॥
मुनिरध्यात्म कैलाशे, विवेक वृषभ स्थित ॥

शोभते विरतिज्ञप्ति, गंगागौरीयुत. शिवः ॥ ५ ॥
ज्ञानदर्शनचद्रार्क, नेत्रस्य नरकच्छिद ॥
सुखसागर मग्नस्य, किं न्यूनं योगिनो हरेः ॥ ६ ॥
या सृष्टिर्ब्रह्मणो बाह्या, बाह्यापेक्षावलम्बिनी ॥
मुने. परानपेक्षांत, र्गुणसृष्टि स्ततो ऽधिका ॥ ७ ॥
रत्नै स्त्रिभि पवित्रा या, श्रोतोभि रिव जान्हवी ॥
सिद्धयोगस्य साप्यर्हत्, पदवी न दवीयसी ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

१ बाह्यदृष्टिपणानो दोष न ट थये छते महात्मा पुरुषने अ तरमाज सर्व समृद्धि स्फुटतर भासे छे आम बनवाथी तत्व दृष्टिपणु अधिकाधिक निर्मल थतु जाय छे तथा निर्मल तत्व दृष्टिना योगे सकल समृद्धि सहज घटमा प्रगटे छे जेथी महजा. नन्द युक्त थवाथी विषयासक्ति विगेरे विकारो स्वत विनाश पामे छे अने निर्मल ज्ञानादि सद्गुणो पूर्ण रीते प्रगटे छे

२ समाधिरूपी न दनवन, धैर्यरूपी वज्र, समतारुपी इ द्राणी, अने ज्ञानरूपी विशाल विमान, एवी इद्रनी साहेबी मुनिने घटमाज प्रगटे छे तत्वदृष्टि निर्ग्रंथ मुनिराजने इद्रथी अधिक साहेबी अ तरमा प्रगटे छे

३ विशाल ज्ञान अने क्रियारूपी चर्मरत्न अने छत्ररत्न.

થી મોહરુપી મ્લેચ્છ રાજાની મહાવૃષ્ટિને નિવારતા મુનિરાજ ચક્રવર્તીની બરોબરી કરે છે નિર્મલ જ્ઞાન દર્શન અને ચારિત્રરુપી રત્નત્રયી આરાધક મુનિરાજ કોઈ રીતે ચક્રવર્તીથી ન્યૂન નથીજ, કિંતુ અધિકજ છે

૪ નવનવા જ્ઞાનામૃતના કુડમા મગ્ન રહી પ્રયત્નથી ક્ષમાનુ પાલન કરનારા મુનિ, પૃથ્વીનુ પાલન કરનારા નાગેદ્રની પેરે શોભે છે અધ્યાત્મ જ્ઞાનરુપી અમૃતના કુડમાજ મગ્ન રહી સહજ શાંતિને સાક્ષાત્ અનુભવનારા ક્ષમાશ્રમણો આત્મગુણોથી નાગેદ્ર કરતા અધિક શોભે છે

પ અધ્યાત્મરુપી કૈલાશમા વિવેકરુપી વૃષભ ઉપર આરુઢ થયેલા મુનિ જ્ઞપ્તિ ( જ્ઞાન ) અને નિવૃત્તિ ( ચારીત્ર) યુક્ત હોવાથી ગગા અને ગૌરી યુક્ત શિવ-શકરની પેરે શોભે છે તત્વથી જોતા અધ્યાત્મ ગિરિના ઉચ્ચ શિખર ઉપર રહેલા અને સદ્વિવેક વૃષભ ઉપર સ્વાર થઇ સમ્યગ્ જ્ઞાનક્રિયાને સમતાથી સેવનારા નિર્ગ્રંથ અણગારો સદ્ગુણોમા કોઇ રીતે શિવ-શકરથી ઉતરતા નથી

૬ જ્ઞાન અને દર્શનરુપી ચદ્ર અને સૂર્ય જેવા નિર્મલ નેત્રોવાલા નરકને છેદવાવાલા અને સુખસાગરમા શયન કરનારા મુનિરાજ કોઇ રીતે હરિથી ન્યુન નથી પરમાર્થથી વિષ્ણુ કરતા વધારે સમૃદ્ધ છે

૭ પરસ્પૃહારહિત સહજ અતરગુણ સૃષ્ટિને કરનારા મુનિરાજ બાહ્ય વસ્તુઓની અપેક્ષાવાલી બાહ્ય સૃષ્ટિને રચનાર બ્રહ્મા કરતા બહુ ચઢિયાતા છે નિસ્પૃહપણે આત્મ ગુણોનેજ પ્રગટ કરનારા મુનિયો ઉપાધિ યુક્ત બાહ્ય સૃષ્ટિના કરનારા બ્રહ્માને

નદ્દગુણોથી ઉદ્ધથી જાય એમા આશ્ચર્ય શુ ? નિરૂપાધિક ગુણ-સૃષ્ટિ કરવી એજ મુનિનુ કર્તવ્ય છે

૮ જેમ ત્રિવેણીથી ગગા નદી પવિત્ર મનાય છે, તેમ રત્નત્રયીથી પવિત્ર ગણાતી શ્રી તીર્થંકરની પદ્દી પણ સિદ્ધયોગી મહાપુરુષ મુનિરાજને કઇ દુલભ નથી જેણે મન વચન અને કાયાને બરાબર નિયમમા રાખી યોગ સાધના કરી છે એવા સિદ્ધયોગી મહાપુરુષને તીર્થંકર મહારાજની પરમ પવિત્ર પદ્દી પામવી પણ સુલભજ છે

---

## ॥ २१ ॥ कर्मविपाक ध्यानाष्टकम् ॥

दु'ख प्राप्य न दीनः स्यात्, सुख प्राप्य च विस्मित'॥
मुनि· कर्म विपाकस्य, जानन् परवशं जगत् ॥ १ ॥
येषां भ्रूभग मात्रेण, भज्यन्ते पर्वता अपि ॥
तैरहो कर्म वैपम्ये, भूपैर्भिक्षा ऽपि नाप्यते ॥ २ ॥
जाति चातुर्य हीनो ऽपि, कर्मण्यभ्युदयावहे ॥
क्षणाद्रंको ऽपि राजा स्या, च्छत्रच्छन्नदिगतर' ॥ ३ ॥
विपमा कर्मण सृष्टि, र्दृष्टा करभपृष्ठवत् ॥
जात्यादि भूति वैपम्या, त्का रति स्तत्र योगिन ॥४॥
आरूढा प्रशमश्रेणि, श्रुत केवलिनो ऽपि च ॥
भ्राम्यन्ते ऽनन्त [illegible] दुष्टेन कर्मणा ॥ ५ ॥

अर्वाक् सर्वापि सामग्री, श्रांतेव परितिष्ठति ॥
विपाक कर्मणः कार्यं, पर्यंत मनुधावाति ॥ ६ ॥
असाव चरमावर्ते, धर्म हरति पश्यत ॥
चरमावर्ति साधोस्तु, छलमन्विष्य हृष्यति ॥ ७ ॥
साम्य बिभर्त्ति य कर्म, विपाक हृदि चिंतयन् ॥
स एव स्याच्चिदानन्द, मकरन्द मधुव्रत. ॥ ८ ॥

---

॥ रहस्यार्थ ॥

૧. સર્વે જગજતુઓ ઉદિત કર્માઽનુસારેજ સુખ દુખ પામે છે, એવુ સમજનારા મુનિ દુખને પામીને દીન થતા નથી તેમ સુખને પામીને ચકિત થતા નથી મુનિ સમજે છે કે જગત્ માત્ર કર્મ વિપાકને પરવશ છે

૨ જેમની ભ્રકુટી ફરતા પર્વતોનો પણ ભુક્કો થઇ જાય એવા ભૂપોને વિષમકર્મ યોગે ભિક્ષા સરખી પણ મળતી નથી દૈવ વિપરીત છતે મોટા ભૂપાલને પણ પેટ ભરવાને ફાકા મારવા પડે છે

૩ ઉત્તમજાતિ અને ચતુરાઇ રહિત છતા અત્યત અનુકૂલ કર્મયોગે ક્ષણવારમા રાક પણ એક છત્ર રાજ્ય પામે છે પ્રબલ પુન્યનો ઉદય થયે છતે ભીખારી જેવો માણસ પણ વિશાલ રાજ્યવાળો રાજા થઇ પડે છે

૪ કર્મની રચના ઉટના બરડાની જેવી વાકીજ છે કેમકે,

यत्र सां यात्रिका लोका', पतन्त्युत्पात संकटे ॥ ४ ॥
ज्ञानी तस्माद् भवांभोधे, र्नित्योद्विग्नो ऽति दारुणात् ॥
तस्य संतरणोपायं, सर्वयत्नेन कांक्षति ॥ ५ ॥
तैल पात्रधरो यद्व, द्राधावेधोद्यतो यथा ॥
क्रिया स्वनन्य चित्त.स्या, द्भवभीत स्तथा मुनि' ॥६॥
विपं विपस्य वन्हेश्च, वन्हिरेव यदौपध ॥
तत्सत्यं भवभीताना, मुपसर्गेऽपि यन्नभी ॥ ७ ॥
स्थैर्यं भवभयादेव, व्यवहारे मुानव्रजत् ॥
स्वात्माराम समाधौ तु, तदप्यंतर्निमज्जति ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ કર્મ વિપાકને સમ્યક્ ચિંતવતો મુનિ ભવથી ઉદ્વિગ્ન-ઉદાસી થયો છતો જેને તરી પાર જવા પ્રતિદિન પ્રયત્ન કર્યા કરે છે તેજ ભવ સમુદ્રનુ સ્વરૂપ કહે છે--જેનો મધ્ય ભાગ બહુ ઉડો છે જન્મ મરણાદિક જન્ય અનંત દુ:ખરૂપ જલ રાશિથી અથાગ ભરેલો છે, જેનુ અજ્ઞાન રૂપ વજ્રમય તળુ છે-અજ્ઞાન અવિવેક યા મિથ્યા ભ્રમના આધારેજ સંસારની સ્થિતિ રહેલી છે, અજ્ઞાનના જોરથીજ ચાર ગતિ યા ૮૪ લક્ષ જીવાયોનિમા પુનઃ પુનઃ અવતરના રૂપી સંસાર ભ્રમણ થાય છે, તથા આધિ,

વૈર રાખે છે ધર્મરાજાનુ શરણુ લેનાર સાથે પોતાનુ વૈર શોધ તોજ કરે છે અને લાગ ફાવે તો વૈર વાળવાનુ ચુકતો નથી ગમે તેટલી આત્મ ઉન્નતિને પામેલાને પણ સ્વ સાધ્યથી ચુકાવી નીચે ગબડાવી પાડે છે આવા દુ'ટ કર્મવિપાકથી વેગલા રહેવા ઇચ્છ નારે તેની રાગદ્વેષરૂપી માહી જડ ખોદી કાઢવી જોઇયે રાગદ્વે ષનો સમૂલગો નાશ કરવાથી મોહનો સર્વથા ક્ષય થાય છે, અને મોહનો ક્ષય થવાથી સકલ કર્મ વર્ગનો સ્વત ક્ષય થઇ જાય છે

૮ કર્મના વિપાકને હૃદયમા ચિ તવતો છતો જે સમ વિ ષમ સ્થિતિમા સમભાવજ રાખે છે-તેવે વખતે જે હર્ષ વિષાદ પામતો નથી, તેજ મહાપુરૂષ જ્ઞાનામૃતનો રસ ચાખવા સમથ થઈ શકે છે તેવા સમર્થ પુરૂષ સિદ્ધજ સહજાનદ મગ્ન થઈ અતે અખડ શાસ્વત સુખના ભાગી થઇ શકે છે

---

## ॥ २२ ॥ भव–उद्वेगाष्टकम् ॥

यस्य गर्भीर म यस्या, ज्ञानं वज्रमय तल ॥
रुद्धा व्यसनशैलौघं, पथानो यत्र दुर्गमा ॥ १ ॥
पाताल कलशा यत्र, भृतास्तृष्णा महानिलै ॥
कषायाश्चित्त सकल्प, वेला वृद्धिं वितन्वते ॥ २ ॥
स्मरौर्वाग्निर्ज्वलत्यत, यत्र स्नेहेन्धन सदा ॥
यो घोर रोगशोकादि, मत्स्यकच्छप सकुल. ॥ ३ ॥
दुर्बुद्धि मत्सरद्रोहै, विंद्युदुर्वात गर्जितै ॥

यत्र सां यात्रिका लोकाः, पतन्त्युत्पात सकटे ॥ ४ ॥
ज्ञानी तस्माद् भवांभोधे, र्नित्योद्विग्नो ऽति दारुणात् ॥
तस्य संतरणोपायं, सर्वयत्नेन कांक्षति ॥ ५ ॥
तैल पात्रधरो यद्व, द्राधावेधोद्यतो यथा ॥
क्रिया स्वनन्य चित्त.स्या, द्भवभीत स्तथा मुनि· ॥६॥
विप विपस्य वन्हेश्च, वन्हिरेव यदौपध ॥
तत्सत्यं भवभीताना, मुपसर्गेऽपि यन्नभी ॥ ७ ॥
स्थैर्यं भवभयादेव, व्यवहारे मुनिव्रजत् ॥
स्वात्माराम समाधौ तु, तदप्यंतर्निमज्जति ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ કર્મ વિપાકને સમ્યક્ ચિતવતો મુનિ ભવથી ઉદ્વિગ્ન-ઉદાસી થયો છતો જેને તરી પાર જવા પ્રતિદિન પ્રયત્ન કર્યા કરે છે તેજ ભવ સમુદ્રનુ સ્વરૂપ કહે છે—જેનો મધ્ય ભાગ બહુ ઉંડો છે જન્મ મરણાદિક જન્ય અનત દુખરૂપ જલ રાશિથી અથાગ ભરેલો છે, જેનુ અજ્ઞાન રૂપ વજ્રમય તળુ છે—અજ્ઞાન અવિવેક યા મિથ્યા ભ્રમના આધારેજ સસારની સ્થિતિ રહેલી છે, અજ્ઞાનના જોરથીજ ચાર ગતિ યા ૮૪ લક્ષ જીવાયોનિમા પુન પુન અવતરવા રૂપી સસાર ભ્રમણ થાય છે, તથા આધિ,

વ્યાધિ અને ઉપાધિ જન્ય અનેક કષ્ટ રૂપી પર્વતોથી જેની વાટ વિષમ છે આવી વિષમ સ્થિતિમા જીવને પરિભ્રમણ કરવુ પડે છે, છતા અજ્ઞાન વશવર્તી જીવો તેથી ઉદ્વિગ્ન (વિરક્ત) થતા નથી

૨ વળી જેમા તૃષ્ણારૂપી તોફાની પવનથી ભરેલા ક્રોધાદિ કષાયોરૂપી ચાર મોટા પાતાલ કલશા વિવિધ વિકલ્પરૂપી વેલાની વૃદ્ધિ કરે છે, સ સારી જીવ તૃષ્ણા તર ગમા તણાતા કષાયને વ શપડી ચિતમા સકલ્પ વિકલ્પોને પેદા કરી પરમ દુ ખના ભાગી થાય છે, છતા અજ્ઞાનના જોરથી વિષય તૃષ્ણાને તજી તેઓ ક્લિષ્ટ કષાયોને જીતી સુખ સમાધિ સાધવા અલ્પ પણ પ્રયત્ન સેવી શકતા નથી એવા અજ્ઞાની જીવો આપ મતિથી અવળા ચાલી દુ ખ દાવાનલમા સ્વય પચાય તેમા આશ્ચર્ય શુ ?

૩ વળી જેમા કામ-અગ્નિરૂપી વડવાનલ બળી રહ્યો છે, જે સ્નેહરૂપી ઇંધનથી સદા જાજ્વલ્યમાન રહે છે, અને ભય કર રોગ શોકાદિ મચ્છ કચ્છપોથી જે ચોતરફ વ્યાપ્ત દીસે છે છતા અવિવેકી જીવો તેમાજ રતિ ધારણ કરી ઝ પલાય છે પણ પ્રત્ય ક્ષ દુ ખરાશિથી મુક્ત થવા પ્રયત્ન કરતા નથી આવા વિવેક શૂન્ય સ સારીની વારવાર વિડ બના થયા કરે છે

૪ વળી દુર્બુદ્ધિ, મત્સર, અને દ્રોહરૂપી વિજલી, વ ટો ળીયા અને ગર્જારવ વડે જેમા ભ્રમણ કરનારા લોકો વિવિધ ઉત્પાતના સ કટમા આવી પડે છે છતા જડ-યાત્રા (પુદ્ગલ-પ્રેમ) ને તજી તન્મયપણે તીર્થ-યાત્રાદિક ધર્મકરણી કરતા નથી, આવા પુદ્ગલાનંદી જીવોને પરાધીનપણે અનેક આપદાઓ વેઠવી પડે છે એમ સમજીને આત્મકલ્યાણ સાધવાને સમયજ્ઞ પુરૂષ શુ કરે છે તે શાસ્ત્રકાર પોતેજ જણાવે છે

૫ આવા ભયકર ભવસમુદ્રથી અત્યન્ત ઉદ્વેગ પામેલો જ્ઞાની પુરૂષ તેને તરી પાર જવાનો ઉપાય સર્વ યત્નથી આદરે છે સમયજ્ઞ પુરૂષ આવા ભયકર સસારને તરવા પ્રમાદને તજી રત્નત્રયીનુ સમ્યગ્ સેવન કરે છે

૬ જેવી રીતે સપૂર્ણ તેલના પાત્રને હાથમા લઇ ચાલનાર તેમજ રાધાવેધને સાધનાર સાવધાન થઇ રહે તેવીજ રીતે ભવભીરૂ મુની સ્વચરિત્ર ક્રિયામા સાવધાન થઇ વર્તે છે જન્મ મરણના અનત દુખથી બીધેલા ભવભીરૂ મુનિ ધર્મકરણીમા પ્રમાદ શીલ થતાજ નથી પ્રત્યક્ષ પુદ્દગલિક સુખ તજીને દેહને દમવા તે કેમ ઉજમાલ થતા હશે? એવી શિષ્યની શકાનુ શાસ્ત્રકાર સમાધાન કરે છે

૭ જેમ વિષનુ ઔષધ વિષ છે, અને અગ્નિથી દગ્ધ થયેલાનુ ઔષધ અગ્નિજ છે તેમ ભવભીરૂ મુનિને ઉપસર્ગ સબધી દુખનો ડર લાગતોજ નથી જેમ કોઇને સાપ કરડયો હોય ત્યારે તેને લીમડો ચવરાવે છે, અને અગ્નિથી દાઝેલાને અગ્નિનોજ શેક કરે છે, તેમ જન્મ મરણના દુખથી ત્રાસ પામેલા મુનિ તે દુખને કાપવા માટે વિવિધ ઉપસર્ગ સબધી દુખને સમભાવે સહન કરે છે તેથી તે ભવ દુખથી મુક્ત થઇ શકે છે એવી સપુર્ણ ખાત્રીથીજ વિવિધ ઉપસર્ગ પરિષહાદિક સબધી દુખને સમયજ્ઞ મુનિ સ્વાધીનપણેજ સમભાવથી સહન કરવા તત્પર રહે છે

૮ ભવભીરૂપણાથી જ વિવેકવાન્ મુનિ ધર્મ વ્યવહારને સ્થિરતાથી સેવે છે જન્મ મરણના ભયથીજ સમયજ્ઞ મુનિ વ્યવહાર માર્ગનું દ્દઢ આલબન લઇ નિશ્ચય માર્ગને સાધે છે વીતરાગ પ્રણીત સ્યાદ્વાદ માર્ગનુ સાવધાનપણે સેવન કરવા સમયજ્ઞ

મુનિ ચૂકતા નથી તેનું મુખ્ય કારણ ભવભયજ છે એમ સાધ્ય દૃષ્ટિથી શુદ્ધ વ્યવહારનું સેવન કરતા કરતા જ્યારે પોતાના આત્મામા સહજ સમાધિ જાગે છે, જ્યારે સાક્ષાત્-આત્મ-અનુભવ જાગે છે ત્યારે ભવભય પણ અતર સમાઈ જાય છે

---

॥ २३ ॥ लोकसञ्ज्ञात्यागाष्टकम् ॥

प्राप्त षष्ठगुणस्थान, भवदुर्गाद्रिलघनम् ॥
लोकसञ्ज्ञारतो न स्याद्, मुनिर्लोकोत्तर स्थिति· ॥१॥
यथा चितामणिं दत्ते बठरोबदरीफले ॥
हाहा जहाति सद्धर्मं, तथैव जनरजने ॥ २ ॥
लोकसञ्ज्ञा महानद्या, मनुश्रोतोऽनुगा न के ॥
प्रतिश्रोतोऽनुगस्त्वेको, राजहसो महामुनि ॥ ३ ॥
लोकमालव्य कर्तव्यं, कृत बहुभिरेव चेत् ॥
तथा मिथ्यादृशां धर्मो, न त्याज्य स्यात्कदा च न ॥४॥
श्रेयोऽर्थिनो हि भूयांसो, लोके लोकोत्तरे च न ॥
स्तोकाहि रत्नवणिज , स्तोकाश्चस्वात्म साधका ॥५॥
लोकसञ्ज्ञाहताहत, नीचैर्गमन दर्शनै ॥
शसयन्ति स्व सत्याग, मर्मघातमहाव्यथा ॥ ६ ॥

आत्मसाक्षिक सद्धर्म, सिद्धौ किं लोकयात्रया ॥
तत्र प्रसन्नचंद्रश्च, भरतश्चनिदर्शने ॥ ७ ॥
लोकसंज्ञोज्जितः साधु', परब्रह्मसमाधिमान् ॥
सुखमास्ते गतद्रोह, ममता मत्सर ज्वर' ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ સંસારરૂપી વિષમ ઘાટીનો પાર પમાડનાર અપ્રમત્તગુણસ્થાનક જેને પ્રાપ્ત થયું છે એવા લોકોત્તર સ્થિતિવાલા મુનિ લોકસંજ્ઞાનો ત્યાગજ કરે છે વિષય કષાયને વિવશ થઇ જેમ દુનિયા દોરાય છે તેમ શ્રેષ્ઠ મર્યાદાશીલ મુનિરાજ લોકપ્રવાહમાં ખેંચાઇ જતા નથી તેતો સ્વભાવમાં સ્થિત છતા સંયમ આચરણમાં સદા સાવધાન થઇ રહે છે

૨ જેમ કોઈ મૂર્ખ બોરડીના ફુલ લઇ બદલામાં ચિંતામણી રત્ન આપી દે છે, તેમ મૂઢ માણસ જનરંજન માટે શ્રેષ્ઠ ધર્મને હારી જાય છે, જેને સત્ય ધર્મની કદર નથી તે બાપડાથી ચિંતામણી જેવો અમૂલ્ય ધન સાચવી શકાતો નથી અને લોકરંજન માટે શ્રેષ્ટ લાભને ચુકી જાય છે પાછળથી તેને દુનિયાની દેખાદેખી કરવાથી બહુ કષ્ટ સહન કરવું પડે છે

૩ લોકસંજ્ઞા એ એક મોટી નદીનો પ્રબલ પ્રવાહ છે તેમાં પ્રવેશેલા કોણ કોણ તણાયા નથી ? તેને તરીને પાર જવાને સમર્થ તો કેવલ સામેપૂરે ચાલનારા રાજહંસ સમાન મહામુનિરાજ—

જ છે જે લોકસંજ્ઞાનો સર્વથા ત્યાગ કરવા અનુકૂલ પ્રયત્ન સેવે છે તેજ મુનિરાજ તેનો ત્યાગ કરી શકે છે બાકીના તો લોકપ્રવાહમાં તણાયા જાય છે લોકપ્રવાહમાં તણાતા પુરૂષાર્થહીનને તારવા કોઈ સમર્થ થતું નથી જો જનરંજન તજી કેવલ સ્વપર કલ્યાણાર્થે સંયમ માર્ગનું સારી રીતે સેવન કરાય તો પ્રબલ પુરૂષાર્થ યોગે જરૂર તેનો જય કરી શકાય એવા આત્મ વીર્યથી તેનો સર્વથા જય કરી સર્વોત્તમ સંયમને આરાધી અનંતા આત્માઓ અક્ષય સુખને સાધી શકયા છે

૪ જો સર્વે કરે તેજ કરવું ઠીક માનીયે તો તો કદાપિ પણ મિથ્યાત્વનો ત્યાગ કરી શકાશે નહિ જ્યારે સત્ય માર્ગનું શોધન કરી તેનોજ સ્વીકાર કરશું ત્યારેજ આપણે સત્ય-સાચા સુખને પામી શકશું તે વિના તો જેમ ધુમાડાના બાચકા ભરતા કંઈ હીરો હાથમાં આવે નહિ તેમ સત્ય માર્ગને તજી સ્વચ્છંદ પણે ચાલતા ખરૂં સુખ મળી શકે નહિ એવા સત્યમાર્ગને શોધી ચાલનારા વિરલાજ હોય છે

૫ શ્રેયના અર્થી જીવો લૌકિક કે લોકોત્તર માર્ગમાં થોડાજ દીસે છે જેમ રત્નના વ્યાપારી થોડા હોય છે તેમ આત્મ-સાધક પણ થોડાજ હોય છે જેમ રત્નની ખાણ દુર્લભ હોય છે તેમ કલ્યાણાર્થી ઉત્તમ જીવો પણ દુર્લભ હોય છે ખરૂં આત્માર્થીપણું આવવું જીવને દુર્લભ છે તે વિના સત્યમાર્ગને શોધી તેને દૃઢપણે અવલંબવો કઠીનજ છે

૬ લોકસંજ્ઞાથી પરાભવ પામેલા પ્રાણી સ્વશ્રેયથી ચુકે છે છતા લોક દેખાવો કરવા જે તેઓ નીચા વળીને ચાલે છે તે એમ જણાવે છે કે તેમના સત્ય અંગમાં મર્મઘાતની મહાવ્યથા થયેલી

છે, તેથીજ તેઓ વાકા વળીને ચાલતા લાગે છે લોક સંજ્ઞાનો આમા આલેખ કર્યો લાગે છે

૭ શ્રેષ્ઠ ધર્મની સિદ્ધિ આત્મ-સાક્ષિક છતા લોક દેખાવો કરવાનુ કામ શુ? મનથી જીવ કર્મ બાધે છે અને મનથીજ છોડી શકે છે તો પછી લોક દેખાવો કરવાથી શુ વળે? જેમ પ્રસન્નચન્દ્ર રાજરૂષિને તથા ભરત મહારાજાને સાક્ષાત્ અનુભવાયુ તેમ સમ્યગ્ વિચારી સ્વકલ્યાણના અર્થિજીવોએ લોક દેખાવો કરવાની બુદ્ધિ તજી દેવી

૮ લોકસંજ્ઞા રહિત સાધુ પરદ્રોહ, મમતા, અને મત્સર દોષથી મુક્ત હોવાથી સહજ સમાધિમા મસ્ત થઈ રહે છે જે મહાશય મુમુક્ષુએ લોકસંજ્ઞા તજી દીધી છે તેને ઉક્ત દોષોનુ સેવન કરવુ પડતુજ નથી તેથી તે શુદ્ધ સયમને સાધતા સ્વાભાવિક સુખમા મગ્ન થઇ રહે છે પરઉપાધિ રહિત હોવાથી નિર્ગ્રંથ મુનિ ઉત્તમ નિવૃત્તિ ધારી સહજ સમાધિ સુખને પામી શકે છે પણ પરઉપાધિ ગ્રસ્ત એવુ કોઇપણ તેવુ સ્વભાવિક સુખ સ્વપ્નમા પણ પામી શકતો નથી એટલાજ માટે મોક્ષ સુખના અર્થિ જનોએ લોક સંજ્ઞાનો જરૂર ત્યાગ કરવો જોઇયે અન્યથા જપ તપ સયમ સબધી સકલ ધર્મ કરણી કેવળ કષ્ટરૂપ થઇ પડશે ઉક્ત સર્વ ધર્મ કરણી જો વિવેકથી આત્મ કલ્યાણ અર્થેજ કરવામા આવશે તો તે લેખે પડશે, માટે કેવળ ગતાનુગતિકતા તજી વસ્તુ સ્વરૂપ સમજીનેજ સાધન કરવુ હિતકારી છે

॥ २४ ॥ शास्त्राऽष्टकम् ॥

चर्मचक्षुर्भृत सर्वे, देवाश्चावधिचक्षुप ॥
सर्वतश्चक्षुप सिद्धा, साधन शास्त्रचक्षुप ॥ १ ॥
पुरस्थितानिवोर्ध्वाध, स्तिर्यग्लोक विवर्तिन ॥
सर्वान् भावानपेक्षन्ते, ज्ञानिन शास्त्रचक्षुपा ॥ २ ॥
शासनात् त्राणशक्तेश्च, बुधै शास्त्र निरुच्यते ॥
वचन वीतरागस्य, तत्तु नान्यस्य कस्यचित् ॥ ३ ॥
शास्त्रे पुरस्कृते तस्माद्, वीतराग पुरस्कृत ॥
पुरस्कृते पुनस्तस्मिन्, नियमात् सर्वसिद्धय ॥ ४ ॥
अदृष्टाऽर्थेऽनुधावत, शास्त्र दीप विना जडा ॥
प्राप्नुवन्तिपर खेद, प्रस्खलन्त पदे पदे ॥ ५ ॥
शुद्धोञ्छाद्यपि शास्त्राज्ञा, निरपेक्षस्य नो हित ॥
भौतहतुर्यथा तस्य, पदस्पर्श निवारण ॥ ६ ॥
अज्ञानाहि महामत्र, स्वाच्छद्यज्वर लघन ॥
धर्मारामसुधाकुल्यां, शास्त्रमाहुर्महर्षय ॥ ७ ॥
शास्त्रोक्ताचारकर्ता च, शास्त्रज्ञ शास्त्रदेशक ॥
शास्त्रैकदृग्, महायोगी, प्राप्नोति परम पदम् ॥ ८ ॥

## ॥ रहस्यार्थ ॥

૧ સર્વે મનુષ્ય તિર્યંચો ચર્મચક્ષુને ધારણ કરનારા છે, એટલે કે તેમને ચામડાની ચક્ષુ છે દેવતા માત્રને અવધિજ્ઞાનરૂપી ચક્ષુ છે સર્વે સિદ્ધ ભગવાનોને પ્રદેશે પ્રદેશે ચક્ષુ છે કેમકે તેઓ અનંત જ્ઞાન અને દર્શન ગુણથી યુક્ત છે અને સાધુ મુનિરાજોને શાસ્ત્રરૂપી દિવ્ય ચક્ષુ હોય છે હવે શાસ્ત્ર ચક્ષુ કેવી ઉપયોગી છે તે બતાવે છે

૨ જ્ઞાની પુરૂષો શાસ્ત્ર ચક્ષુવડે ઉર્ધ્વ અધો અને તીર્છા—ત્રણે લોકમા વર્તતા સર્વ ભાવોને પ્રત્યક્ષની પેરે દેખે છે જે નિર્મલ આરીસામા સામી વસ્તુઓના પ્રતિબિંબ સારી રીતે પડી રહે છે તેમ નિર્મલ જ્ઞાનચક્ષુથી પણ ત્રિભુવનવર્તી સર્વ પદાર્થો નુ યથાર્થ ભાન થઇ શકે છે માટેજ મુમુક્ષુજનો વિનય પૂર્વક અહોનિશ જ્ઞાનનુ આરાધન કરવા ઉજમાલ રહે છે હવે પ્રસંગોપાત ગ્રંથકર્ત્તા શાસ્ત્રનુ લક્ષણ કહે છે

૩ મોક્ષ માર્ગનુ શાસન—યથાર્થ કથન કરવાથી અને ત્રાણ—રક્ષણ કરવા સમર્થ હોવાથી શાસ્ત્ર શબ્દ સાર્થક થાય છે એવુ શાસ્ત્ર તો વીતરાગના વચનરૂપ હોય છે તે વિના અન્ય રાગી દ્વેષી કે મોહાધીનના વચન સત્ શાસ્ત્રરૂપ હોઇ શકતા નથી. વીતરાગ પ્રભુના વચન સર્વ દોષ રહિત અને સર્વ ગુણ સહિત હોવાથી શાસ્ત્રરૂપે માન્ય કરવા યોગ્ય છે પરંતુ તેવા ગુણ વિનાના અન્ય વાગાડંબરીના વચન સત્ શાસ્ત્રરૂપ નહિ હોવાથી મુમુક્ષુ વર્ગને માન્ય કરવા યોગ્ય નથી તેવા સત્ શાસ્ત્ર માનવાથી માન-

नारने शो फायदो थाय छे ते शास्त्रकार पोतेज बतावे छे

४ सत्शास्त्रने आगल कर्याथी वीतरागने आगल कर्या स मजवा अने वीतरागने आगळ कर्ये छते निश्चे सर्व सिद्धियो संपजे छे वीतराग प्रभुनी पवित्र आज्ञाओने मान्य करनारना सर्व मनोरथ सीजे छे एकांत हितकारी प्रभुनी पवित्र वाणीनो अनादर करनार अज्ञानी जनोना केवा हाल थाय छे ते शास्त्रकार बतावे छे

५ शास्त्ररूपी दिव्य दीपक विना अजाणया विषयमा ओ कदम दोडता दुर्बुद्धिजनो मार्गमा पगले पगले स्खलना पामता परम खेदने अनुभवे छे सत् शास्त्ररूपी दिव्य चक्षु विना जी वने सत्यमार्ग सूजतोज नथी तेथी सत्य मार्गथी चुकी जीव आडोअवलो अथडाइ बहु हेरान थाय छे स्वकपोल कल्पित मार्गे चालता जीवने एवा जोखममा उतरवु पडे छे जो वी-तराग वचननु शरणु लही त मुजब वर्तन कराय तो कइपण भीति राखवानु कारण रहे नहि

६ शास्त्रआज्ञा निरपेक्ष-स्वच्छदचारी गमे तेवी उग्रक्रिया करे तोपण तेथी तेनु हित थइ शकशे नहि, पण जे वीतराग प्रभुनी पवित्र आज्ञा मुजब-शास्त्र परतत्रपणे अल्प पण अ नुष्ठान सेवशे ते तेने जरूर हितकारी थइ शकशे केटलाक अण समजथी शास्त्रआज्ञाने लोपीने सद्गुरुथी जुदा पडी प्रथम तो उग्रक्रिया करवानो विचार राखे छे पण पाछलथी समयोचित सारणादिकना अभावे ते शिथिल थइ जाय छे सारी बुद्धिथी पण स्वच्छदपणे सद्गुरुने तजवामा अहितज रहेलु छे तेथी

અલ્પદોષ તજતા ભારે દોષ સેવવો પડે છે જેમ મનોહર મોર પીછી માટે ઓઘ ગુરૂની આજ્ઞા નહિ છતા તેના ભક્ત ભૂમિપાલે ગુરૂના ચરણ સ્પર્શનો દોષ નિવારવા બાણવડે તે પીછી લેતા તે ગુરૂનોજ ઘાત કર્યો તેમ કમસમજવાલા આપમતિથી અલ્પદોષ તજતા અધિક દોષનેજ સેવે છે

૭ માટે મહામુનિયો શાસ્ત્રને અજ્ઞાનરૂપી સર્પને દમવા જાગુલી મત્ર સમાન, સ્વચ્છદતા રૂપી જ્વરને શાન્ત કરવા લઘન (લાઘણ) સમાન, અને સતધર્મરૂપી આરામને સિચવા અમૃતની નીક સમાન લેખે છે સમયજ્ઞ સતપુરૂષો એવા સતશાસ્ત્રના ઇ લાભને ક્ષણવાર પણ ચૂકતા નથી

૮ શાસ્ત્રોક્ત આચારને સેવવાવાલા શાસ્ત્ર-રહસ્યને સમ્યગ્ જાણવાવાળા, શાસ્ત્રના માર્ગનેજ બતાવવાવાળા અને શાસ્ત્ર સન્મુખજ દૃષ્ટિ રાખવાવાળા મહાયોગી-મુનિ નિશ્ચે પરમપદને પામેછે માટે મોક્ષાર્થિ જનોએ એવા સતશાસ્ત્ર-સેવી સતપુરૂષોજ સદા સેવવા યોગ્ય છે

---

## ॥ २५ ॥ परिग्रहाष्टकम् ॥

न परावर्त्तते राशे, र्वक्रतां जातु नोज्झति ॥
परिग्रह ग्रह कोऽय, विडंबित जगत्त्रय· ॥ १ ॥
परिग्रहग्रहावेशा, दुर्भापित रजः किरां ॥
श्रूयन्ते विकृता किं न : लिंगिना मपि ॥२॥

यस्त्यक्त्वा तृणवद्बाह्य, मान्तर च परिग्रह ॥
उदास्ते तत्पदांभोज, पर्युपास्ते जगत्त्रयी ॥ ३ ॥
चित्तेन्त ग्रंथ गहने, वहिर्निर्ग्रंथता वृथा ॥
त्यागात्कचुक मात्रस्य, भुजगो नहि निर्विष ॥४॥
त्यक्ते परिग्रहे साधो, प्रयाति सकल रज ॥
पालित्यागे क्षणादेव, सरस मलिल यथा ॥५॥
त्यक्तपुत्रकलत्रस्य मूर्च्छा मुक्तस्य योगिन ॥
चिन्मात्र प्रतिवद्धस्य, का पुद्गल नियत्रणा ॥ ६ ॥
चिन्मात्रदीपको गच्छेद्, निर्वात स्थानसंनिभै ॥
निष्परिग्रहतास्थैर्यं, धर्मोपकरणै रपि ॥ ७ ॥
मूर्च्छाछन्नधियां सर्वं, जगदेव परिग्रह ॥
मूर्च्छयारहितानां तु, जगदेवाऽपरिग्रह ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ શાસ્ત્ર ઉપદેશ સાભળી–સદ્દહીને પરિગ્રહનુ સ્વરુપ સમજીને તેનો વિવેક ધારવો જરૂરનો છે પ્રાય પરિગ્રહજ પ્રાણિઓને પીડાવાનુ કારણ છે માટે તેનો અવશ્ય પરિહાર કરવો જોઈએ તેજ વાત સ્ફુટ બતાવે છે, ત્રણે જગતના જીવોની વિ-

વિધ વિડબના કરનાર પરિગ્રહ એવો તો આકરો ગ્રહ છે કે તે મુલ રાશિથી બદલાતો નથી તેમજ વક્રતા ત્યજતો નથી

૨ પરિગ્રહરુપી પિશાચથી પરાભવ પામેલા લિંગધારી સાધુઓ પણ પોતાની (સાધુ) પ્રકૃતિને તજી જેમ તેમ લવતા ફરે છે, અનેક ઉન્માદ કરે છે, વેષ વિગોવણા કરે છે અને અતે અધોગતિમા જાય છે એ સર્વ પરિગ્રહનોજ પ્રભાવ સમજવો

૩ ધનધાન્યાદિક એ બાહ્ય પરિગ્રહ છે અને વેદોદયથી થતી વિષય-અભિલાષા, હાસ્ય, રતિ, અરતિ, શોક, ભય, દુગછા, મિથ્યાત્વ અને કષાય એ અભ્યતર પરિગ્રહ છે તે બન્ને પરિગ્રહને તૃણની જેમ તજીને જે જગતથી ઉદાસી (ન્યારા) છે, તેના ચરણ કમળને જગત્ માત્ર પુજે છે પણ જે તે પરિગ્રહમા મુઝાઇ પરસ્પૃહા કરે છે તેતો જગત માત્રના દાસજ છે મુર્છા-મમતાનેજ જ્ઞાની પુરુષો પરિગ્રહ કહે છે

૪ જેમ સર્પ કાચલી ઉતારી નાખવાથી નિર્વિષ થઇ જતો નથી તેમ બાહ્ય પરિગ્રહના ત્યાગ માત્રથી ખરુ સાધુપણુ પ્રાપ્ત થતુ નથી કેમકે વિવેક વિના ધન વિગેરે તજવા માત્રથી કાઇ વિષય અભિલાષાદિક અતર વિષ ટલી શકતુ નથી. માટે મુમુક્ષુજનોએ તો વિષય અભિલાષાદિક અતર વિષ વારવા પ્રથમ ખપી થવુ જોઈએ જ્યા સુધી વિષયવાસના જાગૃત છે, જ્યા સુધી હાસ્યાદિક દોષોનુ સુતકલની જેમ સેવન કરાય છે, જ્યાં સુધી તત્ત્વ દૃષ્ટિ થવા યત્ન કરાતો નથી અને જ્યા સુધી ક્રોધ, માન, માયા અને લોભની સેવા કર્યા કરાય છે, ત્યા સુધી સાધુપણુ છેટુજ અતર વિષ ટલતાજ સાધુપણુ સંપજે છે.

પ જેમ સરોવરની પાલ તોડી નાખવાથી માહેનુ ક્ષણુ માત્રમા બહાર વહી જાય છે, તેમ પરિગ્રહરૂપી ઠવાથી–મુર્છાનો ત્યાગ કરવાથી સર્વ કર્મમલનો ક્ષણુ થાય છે ગમે તેટલી કષ્ટકરણી કરતા છતા અંતરને ધોવા માટે મુર્છાનો ત્યાગ કર્યા વિના શુદ્ધ થવાતુ વિવેકપૂર્વક બાહ્ય અને અંતર ઉભય પરિગ્રહનો પરિહ રવો ઘટે છે

૬ સ્ત્રી પુત્ર લક્ષ્મી વિગેરેની મૂર્છા તજી કેવલ જ્ઞાન નોજ અભ્યાસ કરનારા સાધુપુરૂષોને પુદગલની શી સ્ત્રી પુત્રને તજીને જો પુન પરિગ્રહ મમતાથી લોક કરી જ્ઞાન ધ્યાન ન કર્યું, સંયમમાર્ગ સમ્યગ્ સેવ્યો નહિ મમતાજ વધારી તો પ્રથમના સ્ત્રી પુત્રાદિકને તજીને શું ક ઉલટી ઉપાધિ વધારવાથી વિશેષે વિડંબનાપાત્ર થવાના થાય એવુ લક્ષ રાખવુ જ જોઇયે

૭ જેમ વાયરા વિનાના સ્થળવડે દીવો સ્થિર રહી છે–બુઝાતો નથી તેમ ધર્મ-ઉપગરણોવડે નિષ્પરિગ્રહતા શકાય છે ધર્મની વૃદ્ધિ કરનારા સાધનજ ધર્મ-ઉપગરણ ગ છે તેમનુ મમતારહિત સેવન કરતા છતા ગમે તે અક્ષય સુ અધિકારી થઇ શકે છે પણ જો તેમાજ ઉલટી મમતા કરવ આવે તો તે ઉપગરણ કેવળ અધિકરણ ( શસ્ત્ર ) રૂપજ ગણ માટે મમતા રહિત જ્ઞાનદર્શન કે ચારિત્રના ઉપગરણોવડે અ ઉપગારની સિદ્ધિ થાય તેમ યત્નથી પ્રવર્તવુ એમ ધર્મ ઉપગરણને સેવનારને ધર્મની વૃદ્ધિજ થાય છે પણ તેમાં વિવેકની ખામીથી ઉલટી મમતા સ્થપાય તો તેથી

વૃદ્ધિના બદલે હાનિ થવાનો પ્રસગ આવે છે માટે જેમ ધર્મો પગરણનુ સાર્થકપણુ થાય તેમ વિવેકથીજ વર્તવુ યુક્ત છે

૮ આવા કારણસર શાસ્ત્રકાર કહે છે કે મૂર્છાવડે જેની બુદ્ધ અ જાઇ ગઈ છે તેને આખુ જગત પરિગ્રહરૂપ જ છે, અને જે મહાત્માએ મૂર્છા (મમતા) ને સમૂલગી મારી છે, તેને તો જગ તમા જરા પણ પરિગ્રહનો લેપ લાગેજ નહિ આ ઉપરથી મૂ ર્છા ઉતારવી કેટલી વિષમ છે તે તથા મૂર્છા ઉતાર્યાવી કેટલુ બધુ સુખ થાય છે, તેનુ સહજ ભાન થઇ શકે છે ગમે એવુ દુષ્કર કાર્યપણ પુરૂષાર્થથી સાધી શકાય છે એમ સમજી કાયરતા તજી પરિગ્રહનો પ્રમ ગ તજવા પ્રયત્ન કરવો ઘટે છે

---

## ॥ २६ ॥ अनुभवाऽष्टकम्

संध्येव दिन रात्रिभ्यां, केवलश्रुतयो॰ पृथक् ॥
बुधैरनुभवो दृष्ट , केवलाऽकारुणोदय॰ ॥ १ ॥
व्यापार॰ सर्वशास्त्राणां, दिक्प्रदर्शन मेव
पार तु प्रापयत्येकोऽ नुभावे भव वारिधेः ॥ २ ॥
अतींद्रियं परंब्रह्म विशुद्धाऽनुभवं विना ॥
शास्त्रयुक्ति शतेनापि, न गम्य यद् बुधाजगुः ॥ ३ ॥
ज्ञायेरन् हेतुवादेन, पदार्था यद्यतींद्रियाः ॥
कालेनैतावता स्यात्तेषु निश्चयः ॥ ४ ॥

केषां न कल्पना दर्वी, शास्त्रक्षीरान्नगाहिनी ॥
विरला स्तद्रसास्वाद, विदोऽनुभवजिह्वया ॥ ५ ॥
पश्यतु ब्रह्म निर्द्वंद्व, निर्द्वंद्वाऽनुभवं विना ॥
कथ लीपीमयी दृष्टि, र्वाङ्मयी वा मनोमयी ॥ ६ ॥
न सुषुप्ति रमोहत्वा, न्नाऽपि च स्वाप जागरौ ॥
कल्पनाशिल्पविश्रान्ति, स्तुर्यैवानुभवो दशा ॥ ७ ॥
अधिगत्याखिल शब्द, ब्रह्म शास्त्रदृशा मुनि
स्वसवेद्य परब्रह्मा, नुभवेनाधिगच्छति ॥ ८ ॥

---

## ॥ रहस्याथ ॥

૧ જેમ દિવસ અને રાત્રિથી સધ્યા જૂદી છે, તેમ અનુભવ જ્ઞાન પણ કેવલ જ્ઞાન શ્રુત જ્ઞાનથી જુદુ છે જેમ સૂર્ય-ઉદય પહેલા અરૂણોદય થાય છે તેમ કેવલ જ્ઞાન પ્રગટયા પહેલા અનુભવ જ્ઞાનનો ઉદય થાય છે પછી અવશ્ય અલ્પકાળમા કેવલ જ્ઞાન પ્રગટ થાય છે જેમ અરૂણોદય રાત્રિના અને થાય છે, તેમ અનુભવ જ્ઞાન પણ શ્રુત જ્ઞાનના અતે પ્રગટે છે એટલે કે શ્રુત જ્ઞાન કારણ છે અને અનુભવ જ્ઞાન કાર્યરૂપ છે સમ્યગ્ જ્ઞાન વિના કદાપિ કોઈને પણ અનુભવ પ્રગટે નહિ માટે કાર્યાર્થી જેમ કારણનુ સેવન કરે તેમ અનુભવના અર્થીએ શ્રુત જ્ઞાનનુ અવશ્ય સેવન કરવુ

જરૂર છે સ્વાનુભવી પણ પરમાત્મતત્ત્વને યથાર્થ જાણતા છતા પોતેજ જાણીને વિરમે છે તે પદાર્થ અતીંદ્રિય હોવાથી સ્વાનુભવ વિના શ્રોતાના ગ્રાહ્યમા આવતો નથી–આવી શકતો નથી સ્વાનુભવ થયે તે તેહેજ યથાર્થપણે સમજી શકાય છે

૫ કેટલાક પંડિતોની કલ્પના કડછી, શાસ્ત્ર-ક્ષીરમા ફરી, છતા તેઓ અનુભવ-જીભ વિના તેનો સ્વાદ મેળવી શક્યા નહિ અનુભવજ્ઞાન પ્રગટ થયેજ સર્વજ્ઞપ્રણીત શાસ્ત્રનો યથાર્થ સ્વાદ ચાખી શકાય છે

૬ અદ્વિતીય અનુભવ જાગ્યા વિના લિપીવાળી, વાણીવાળી, અને મનવાળી રૂપિદૃષ્ટિથી અરૂપિ–અદ્વિતીય અનુપમ પરમાત્મ તત્ત્વને કેમ જોઈ શકાય! જ્યારે અપૂર્વ સામ્ય સેવનથી અનુપમ અનુભવ જાગશે ત્યારેજ અતીંદ્રિય તત્ત્વનુ યથાર્થ ભાન થશે તે વિના કેવલ અક્ષરમગ્ન લીપી, વાણી, કે મનવાળી રૂપી દૃષ્ટિથી અરૂપી એવા શુદ્ધ આત્મતત્ત્વનુ યથાર્થ ભાન થઈ શકવાનુ નહિ કાર્યાર્થીએ કાર્યાનુકૂલ કારણોનુ સેવન કરવુજ જોઇએ તે વિના ઇષ્ટકાર્ય સિદ્ધિજ નથી માટે શુદ્ધ આત્મતત્ત્વના કામી પુરૂષે નિર્દ્વંદ્વ (સર્વ કલેશરહિત શુદ્ધ) અનુભવ માટે પ્રયત્ન કરવો

૭ સુષુપ્તિ, શયન, જાગર અને ઉજાગર એ ચાર દશાઓ શાસ્ત્રમા વર્ણવી છે તેમા પ્રબલ મોહના ઉદયવાળી પ્રથમ દશા તથા વિવિધ કલ્પનાવાળી (સવિકલ્પક) શયન અને જાગર દશા આ અનુભવ જ્ઞાનમા ઘટી શકે નહિ, તેમા તો સમસ્ત વિકલ્પની વિશ્રાન્તિ શાંતિરૂપ નિર્વિકલ્પ ચોથી ઉજાગર દશાજ હોવી ઘટે છે

૮ શાસ્ત્રદષ્ટીથી સમસ્ત શબ્દ સ્વરૂપને સમ્યગ્ પામીને મુનિ, અનુભવગમ્ય શુદ્ધ આત્મતત્ત્વને અનુભવ જ્ઞાનવડે પામે છે એટલે કે સમ્યગ્ શ્રુત જ્ઞાનના અભ્યાસથી અનુભવજ્ઞાન પામીને મુનિ શુદ્ધ સ્વરૂપને જાણે જોવે છે

---

## ॥ २७ ॥ योगाष्टकम् ॥

मोक्षेण योजनाद्योग', सर्वोऽप्याचारइष्यते ॥
विशिष्य स्थानवर्णार्था, लंबनैकाग्र्य गोचर· ॥ १ ॥
कर्मयोग द्वयं तत्र, ज्ञानयोग त्रयं विदु ॥
विरतेष्वेव नियमाद्, बीज मात्र परेश्वपि ॥ २ ॥
कृपा निर्वेद संवेग, प्रशमोत्पत्तिकारिण ॥
भेदाःप्रत्येकमत्रेच्छा, प्रवृत्तिस्थिर सिद्धय ॥ ३ ॥
इच्छा तद्वत्कथाप्रीति, प्रवृत्ति पालनपर ॥
स्थैर्य बाधकभी हानि, सिद्धिरन्यार्थ साधन ॥ ४ ॥
अर्थालंबनयोश्चैत्य, वदनादौ विभावन ॥
श्रेयसे योगिन स्थान, वर्णयोर्यत्नएव च ॥ ५ ॥
आलंबनमिह ज्ञेय, द्विविध रूप्य रूपि च ॥
अरूपिगुणसायुज्य, योगोऽनालंबन पर ॥ ६ ॥

प्रीतिभक्ति वचोऽसंगै, स्थानाद्यपि चतुर्विधं ॥
तस्मादयोग योगाप्ति, र्मोक्षयोग क्रमाद्भवेत् ॥ ७॥
स्थानाद्ययोगिनस्तीर्थो, च्छेदाद्यालम्बनादपि ॥
सूत्रदाने महादोष, इत्याचार्याः प्रचक्षते ॥ ८ ॥

॥ रहस्यार्थ ॥

૧ જીવને મોક્ષસુખ સાથે જોડી આપે એવો સર્વ સદાચાર 'યોગ' ના નામથી ઓળખાય છે તેના પાંચ પ્રકાર આ પ્રમાણે છે ૧ સ્થાન (આસન-મુદ્રા વિશેષ) ૨ વર્ણ (અક્ષર વિશેષ) ૩ અર્થ ૪ આલંબન (પ્રતિમાદિ) અને ૫ એકાગ્રતા (મનની નિશ્ચલતા)

૨ તેમાં પુર્વલા બે કર્મયોગ કહેવાય છે, અને પાછલા ત્રણ જ્ઞાન યોગ કહેવાય છે. આ યોગ વિરતિ (નિવૃત્તિશીલ) વતમાં નિશ્ચયથી હોય છે, અને બીજમાત્ર તો અનેરામાં પણ હોય છે એ વચનમાં એવો ધ્વનિ થાય છે કે યોગના અર્થીએ નિવૃત્તિશીલ થવું જોઇયે

૩ આ પાંચે યોગમાંના પ્રત્યેકના કૃપા, નિર્વેદ, સંવેગ અને શીતલતાને કરનારા ૧ ઇચ્છા, ૨ પ્રવૃત્તિ, ૩ સ્થિરતા અને સિદ્ધિ એવા ચ્યાર ચ્યાર ભેદો કહેલા છે તે દરેકનું લક્ષણ આ પ્રમાણે

૪. તેવા યોગ-સેવીની કથામાં પ્રિતિ થાય તે ઇચ્છા યોગ. ઉક્ત યોગનું પાલન કરવામાં તત્પરતા રાખે તે પ્રવૃત્તિ યોગ. તે યોગનું સેવન કરતા અતિચારાદિક દૂષણ લાગે નહિ, લાગવાની બીક પણ રહે નહિ, તે સ્થિરતા યોગ અને સ્વપર યોગ

ની સિદ્ધિ પૂર્વક અન્ય (ભવ્ય) જીવોને યોગની પ્રાપ્તિ કરાવવી તેનુ નામ સિદ્ધિ યોગ સમજવો

૫ પૂર્વોકત યોગોમાના અર્થ અને આલબન યોગનુ ચૈત્યવદન, તથા ગુરૂવદનાદિક કરતા સ્મરણ રાખવુ તેમા તથા સ્થાન અને વર્ણયોગમા યોગી પુરૂષે સ્વશ્રેય માટેજ પ્રયત્ન કરવાનો છે ઉકત યોગાસેવનમા જેમ અધિક પ્રયત્ન તેમ એકાગ્રતા દ્વારા અધિક શ્રેય સધાય છે

૬ આલબન બે પ્રકારે છે ૧ રૂપી અને ૨ અરૂપી તેમા જિન મુદ્રાદિકરૂપી આલબન છે અને અરૂપી એવા સિદ્ધ ભગવાનના અનત જ્ઞાનાદિક ગુણોમાજ એકાગ્ર ઉપયોગ હેાે તે અરૂપી આલબન છે તેનુ બીજુ નામ નિરાલબન યોગ છે અનાલંબન યોગ ઉત્કૃષ્ટ યોગ છે

૭ વળી પ્રિતિ, ભક્તિ, વચન અને અસગભેદે કરીને સ્થાનાદિ યોગ ચાર ચાર પ્રકારે છે પૂર્વોકત ઇચ્છાદિક ચ્યાર પ્રકારવાળા સ્થાનાદિક પાચે યોગોના ૨૦ ભેદ થાય છે અને તેમના પ્રત્યેક પ્રીતિ વિગેરે ચ્યાર ચ્યાર ભેદ ગણુતા યોગના ૮૦ ભેદ થાય તેથી 'અયોગ' યોગની અનુક્રમે પ્રાપ્તિ થતાજ મોક્ષ યોગની અક્ષય અવ્યાબાધ સુખની સપ્રાપ્તિ થાય છે એમ સમજી મોક્ષાર્થી સજ્જનોએ ઉપર બતાવેલા યોગના અગોનુ આદરથી સેવન કરવુ ઘટે છે કેટલાક અનુષ્ઠાન પ્રીતિપૂર્વક અને કેટલાક ભકિત પૂર્વક જ કરવાના કહ્યા છે જેમકે દેવવદન, ગુરૂવદન, વિગેરે ભકિતપૂર્વક કરવાના છે અને પ્રતિક્રમણ, કાયોત્સર્ગ (કાઉસ્સગ્ગ,) પચ્ચખ્ખાણ વિગેરે પ્રીતિપૂર્વક કરવાના, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ને લક્ષમા રાખી સર્વજ્ઞકથિત સિદ્ધા-

ન્તને અનુસરીને વિધિપૂર્વક ધર્મવર્તન કરવુ તે વચનઅનુષ્ઠાન. છે પૂર્વોક્ત પ્રીતિ ભક્તિયુક્ત વચનઅનુષ્ઠાનને આચરતા, અનુક્રમે અભ્યાસ બલથી મન, વચન, કાયાની, એકાગ્રતા સધાતા અસગ ક્રિયાનો અપૂર્વ લાભ મળે છે અસગ ક્રિયા સાધનારને મોક્ષ સુલભ છે માટે મોક્ષાર્થી જનોએ મન, વચન, અને કાયાના યોગોને પરભાવમા જતા વારી સ્વભાવસન્મુખ કરવા જોઈએ પુદ્ગલિક સુખની ઇચ્છા તજીને સહજ આત્મસુખમાજ પ્રીતિ કરવી જોઈએ કરવામા આવતી ધર્મક્રિયાના પણ પવિત્ર હેતુ-ફલ સબધી સારી સમજ મેળવી તેમા યોગ્ય આદર કરવો જોઇએ જેમ બને તેમ અવિધિ દોષ તજી વિધિરસિક થવુ જોઇએ

- ઉક્ત સ્થાનાદિક યોગનો અનાદર કરનારા અને સ્વચ્છદે ચાલનારાને સૂત્ર-દાન દેવામા મોટો દોષ છે, એવો સમર્થ આચાર્યોનો અભિપ્રાય છે શાસનનો ઉચ્છેદ થઇ જશે એવી બીકથી પણ પ્રભુની પવિત્ર આજ્ઞાથી વિમુખને શાસ્ત્ર શિખવવામા મોટામા મોટુ પાપ છે

---

## ॥ २८ ॥ नियागाष्टकम् ॥

य कर्महुतवान् दीप्ते, ब्रह्माग्नौ ध्यान धाय्यया ॥
स निश्चितेनयागेन, नियागप्रतिपत्तिमान् ॥ १ ॥
पापध्वंसिनिनिष्कामे, ज्ञानयज्ञे रतो भव ॥
कर्मयज्ञैः किं, भूतिकामनयाविले. ॥ २ ॥

वेदोक्तत्वान्मनः शुध्या, कर्मयज्ञोऽपि योगिन. ॥
ब्रह्मयज्ञ इतीच्छतः, श्येनयागं त्यजन्ति किम् ॥ ३ ॥
ब्रह्मयज्ञ परं कर्म, गृहस्थस्याधिकारिण. ॥
पूजादिर्वीतरागस्य, ज्ञानमेव तु योगिन.॥ ४ ॥
भिन्नोद्देशेन विहितं, कर्म कर्मक्षयाक्षम ॥
क्लृप्तभिन्नाधिकार च, पुत्रेष्ट्यादिवदिष्यता ॥ ५ ॥
ब्रह्मार्पणमपि ब्रह्म, यज्ञांतर्भावसाधनं ॥
ब्रह्माग्नौ कर्मणो युक्त, स्वकृतत्व स्मये हुते ॥ ६ ॥
ब्रह्मण्यर्पित सर्वस्वो, ब्रह्मदृग् ब्रह्मसाधन ॥
ब्रह्मणा जुह्वद्ब्रह्म, ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥ ७ ॥
ब्रह्माऽध्ययननिष्ठावान्, परब्रह्म समाहितः ॥
ब्रह्मणो लिप्यतेनाघै, र्नियागप्रतिपत्तिमान् ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

१ નિશ્ચિત યાગ (પૂજા) તે નિયાગ કહેવાય છે તેનુ સ્વરૂપ સમજાવે છે જે શુદ્ધ બ્રહ્માગ્નિમા ધ્યાન-સાધનથી વિવિધ કર્મને હોમે છે તે નિશ્ચિત-યાગવડે નિયાગી કહેવાય છે

૨ પાપના ક્ષય [illegible] આ નિષ્કામ (પરબ્રહ્મ [illegible]

ન્તને અનુસરીને વિધિપૂર્વક ધમવર્તન કરવું તે વચનઅનુષ્ઠાન છે પૂર્વોક્ત પ્રીતિ ભક્તિયુક્ત વચનઅનુષ્ઠાનને આચરતા અનુક્રમે અભ્યાસ બળથી મન, વચન, કાયાની, એકાગ્રતા સધાતા અસગ ક્રિયાનો અપૂર્વ લાભ મળે છે અસગ ક્રિયા સાધનારને મોક્ષ સુલભ છે માટે મોક્ષાર્થી જનોએ મન, વચન, અને કાયાના યોગોને પરભાવમા જતા વારી સ્વભાવસન્મુખ કરવા જોઈયે પુદ્ગલિક સુખની ઇચ્છા તજીને સહજ આત્મસુખમાજ પ્રીતિ કરવી જોઈએ કરવામા આવતી ધર્મક્રિયાના પણ પવિત્ર હેતુ-ફલ ગણધી સારી સમજ મેળવી તેમા યોગ્ય આદર કરવો જોઈએ જેમ બને તેમ અવિધિ દોષ તજી વિધિરસિક થવુ જોઈએ

૮ ઉક્ત સ્થાનાદિક યોગનો અનાદર કરનારા અને સ્વચ્છદે ચાલનારાને સૂત્ર-દાન દેવામા મોટો દોષ છે, એવો સમર્થ આચાર્યોનો અભિપ્રાય છે શાસનનો ઉચ્છેદ થઇ જશે એવી બીકથી પણ પ્રભુની પવિત્ર આજ્ઞાથી વિમુખને શાસ્ત્ર શિખવવામા મોટામા મોટુ પાપ છે

---

॥ २८ ॥ नियागाष्टकम् ॥

य कर्महुतवान् दीप्ते, ब्रह्माग्नौ ध्यान धाय्यया ॥
स निश्चितेनयागेन, नियागप्रतिपत्तिमान् ॥ १ ॥
पापध्वंसिनिनिष्कामे, ज्ञानयज्ञे रतो भव ॥
कर्मयज्ञै किं, भूतिकामनयाविलै ॥ २ ॥

ક્ષય થાય છે પણ તેથી વિરુદ્ધ આચરણથી તો કદાપિ થઇ શકે નહિ સ્વ સ્વ અધિકાર મુજબ કરેલી કરણી સુખદાયી નિવડે છે. સાધુ સાધુ યોગ્ય અને ગૃહસ્થ ગૃહસ્થ યોગ્ય કરણી કરતા સુખી થાય છે, પણ સાધુ પોતે ગૃહસ્થ યોગ્ય અને ગૃહસ્થ પોતે સાધુ યોગ્ય કરણી કરવા જતા ઉલટા અનર્થ પામે છે પુત્રેષ્ટિનીપેરે (પુત્ર માટે કરવામા આવતો યજ્ઞ વિશેષ "પુત્રેષ્ટિ" કહેવાય છે, તેનીપરે) અધિકાર વિરુદ્ધ અને નિર્દોષ શાસ્ત્ર વિરુદ્ધ આચરણથી અનર્થજ નિપજે છે એમ સમજીને સુનિપુણ જનો પાપયુક્ત યજ્ઞોથી સદતર દુર રહે છે, અને પવિત્ર એવી ધર્મકરણી પણ પવિત્ર ઉદ્દેશથી કરે છે

૬ બ્રહ્માર્પણ કરવુ એનેજ જો જ્ઞાન યજ્ઞનુ ખરેખરુ સાધન કહેવામા આવે તો તેથી પણ સ્વકૃતત્વ-અહંકાર એટલે પોતે કર્તાપણાનો ગર્વ ગાળી નાખી જ્ઞાનાગ્નિમા કર્મનોજ હોમ કરવો ઘટે છે પ્રથમ અહંકારનો હોમ કરતા કર્મનોજ હોમ કર્યો ઠરેછે માટેજ પાપયુક્ત કર્મ-યજ્ઞ કરવાનો કદાગ્રહ તજી ગૃહસ્થોએ તેમજ સાધુઓએ ઉપરની યુક્તિયુક્ત વાત વિવેકથી વિચારી સ્વ સ્વઉચિત સદાચાર સેવવો જ યોગ્ય છે

૭-૮ આત્મસમર્પણ કરનાર, તત્ત્વદર્શી, તત્ત્વસાધક, તત્ત્વ જ્ઞાનવડે અજ્ઞાનનો ઉચ્છેદ કરનાર, શુદ્ધ બ્રહ્મચર્ય સેવનાર, તત્ત્વઅભ્યાસમા રક્ત રહેનાર, અને સ્વરૂપમાજ રમણ કરનાર એવા નિશ્ચિત યાગ સપન્ન સાધુઓ કદાપિ પાપકર્મથી લેપાતા નથી, નિર્લેપ રહેવા ઇચ્છનાર સાધુએ અનતરોક્ત લક્ષણ ધારવા જોઇયે બાકી તો અહતા, મમતા, અજ્ઞાન, અવિવેકાચરણ, અને સ્વાર્થ અધતાદિક સર્વે અપલક્ષણો તો કેવળ દુર્ગતિના જ કારક છે, માટે એ સર્વથી અલગા થઇ સ્વહિત સાધવુ ઘટે છે

રહિત) જ્ઞાન-યજ્ઞમા રતિ કરવી યુકત છે વૈભવની ઇચ્છાથી મલીન એવા પાપયુકત કર્મ-યજ્ઞ કરવાનુ શુ પ્રયોજન છે ? જેમને પાપનો ક્ષય કરી નિષ્પાપ થવા ઇચ્છા હોય તેમને તો પાપયુક્ત કર્મયજ્ઞોનો અનાદર કરી કેવલજ્ઞાન-યજ્ઞનો જ આદર કરવો ઘટે છે કેમકે લોહી ખરડ્યુ વસ્ત્ર લોહીથી સાફ થઈ શકે નહિ, પણ શુદ્ધ જલ વિગેરેથી જ સાફ થઇ શકે છે તેમ પાપથી ખરડાએલુ મન પાપયુકત કર્મ-યજ્ઞથી શુદ્ધ થઇ શકે નહિ પણ પાપરહિત એવા જ્ઞાનયજ્ઞથી તો તે અવશ્ય શુદ્ધ થઇ શકે માટેજ નિષ્કામ એવા જ્ઞાન-યજ્ઞમા રકત થવુ, જ્ઞાની-વિવેકીને ઉચિત છે પણ પાપયુકત કર્મ-યજ્ઞ કરવા તો ઉચિત નથીજ

૩ કર્મ-યજ્ઞ પણ કરવાનુ વેદમા કથન હોવાથી મનની શુદ્ધિથી તે પણ જ્ઞાન-યજ્ઞનુ ફલ આપે છે એવુ ઇચ્છનારા બ્રહ્મ-જ્ઞાનીઓ શ્યેન યાગને કેમ તજે છે ? જો બીજા કર્મ-યજ્ઞથી મનની શુદ્ધિ સભવે છે તો આથી કેમ નહિ ? એમ સમજી વિવેકી જનોએ પાપ-યુકત સર્વ કર્મ-યજ્ઞનો પરિહાર કરવો ઘટે છે

૪ શ્રી વીતરાગની પૂજા સદ્ગુરુને દાન, દીન દુખીનો ઉદ્ધાર વિગેરે ગૃહસ્થ-અધિકારીને યોગ્ય શ્રેષ્ઠ આચરણ બ્રહ્મયોગનુ કારણ હોવાથી જ્ઞાનયોગ કહી શકાય છે, પરતુ જ્ઞાની-મુનિને તો ફકત જ્ઞાન-યોગજ સેવવા યોગ્ય છે ગૃહસ્થ યોગ્ય આચાર સાધુને સેવવાનો નથી કેમકે બન્નેનો અધિકાર ભિન્ન છે

૫ જુદા હેતુથી કરેલી ક્રિયા ક્લિષ્ટ-કર્મોનો ક્ષય કરી શકે નહિ એતો પાપ-કર્મને ક્ષય કરવાની પવિત્ર બુદ્ધિથી જ ઉચિત ક્રિયા વિવેકથી કરવામા આવે તો જ તેથી પાપ-કર્મનો

-ક્ષય થાય છે પણ તેથી વિરુદ્ધ આચરણથી તો કદાપિ થઇ શકે નહિ સ્વ સ્વ અધિકાર મુજબ કરેલી કરણી સુખદાયી નિવડે છે. સાધુ સાધુ યોગ્ય અને ગૃહસ્થ ગૃહસ્થ યોગ્ય કરણી કરતા સુખી થાય છે, પણ સાધુ પોતે ગૃહસ્થ યોગ્ય અને ગૃહસ્થ પોતે સાધુ યોગ્ય કરણી કરવા જતા ઉલટા અનર્થ પામે છે પુત્રેષ્ટિ-નીપેરે ( પુત્ર માટે કરવામા આવતો યજ્ઞ વિશેષ "પુત્રેષ્ટિ" કહેવાય છે, તેનીપરે ) અધિકાર વિરુદ્ધ અને નિર્દોષ શાસ્ત્ર વિ-રુદ્ધ આચરણથી અનર્થજ સભવે છે એમ સમજીને સુનિપુણ જનો પાપયુકત યજ્ઞોથી સદતર દુર રહે છે, અને પવિત્ર એવી ધર્મકરણી પણ પવિત્ર ઉદ્દેશથી કરે છે

૬ બ્રહ્માર્પણ કરવુ એનેજ જો જ્ઞાન યજ્ઞનુ ખરેખરૂ સાધન કહેવામા આવે તો તેથી પણ સ્વકૃતત્વ-અહકાર એટલે પોતે કર્તાપણાનો ગર્વ ગાલી નાખી જ્ઞાનાગ્નિમા કર્મનોજ હોમ કરવો ઘટે છે પ્રથમ અહકારનો હોમ કરતા કર્મનોજ હોમ કરવો ઠરેછે માટેજ પાપયુકત કર્મ-યજ્ઞ કરવાનો કદાગ્રહ તજી ગૃહસ્થોએ તેમજ સાધુઓએ ઉપરની યુક્તિયુકત વાત વિવેકથી વિચારી સ્વ સ્વઉચિત સદાચાર સેવવો જ યોગ્ય છે

૭-૮ આત્મસમર્પણ કરનાર, તત્ત્વદર્શી, તત્ત્વસાધક, તત્ત્વ જ્ઞાનવડે અજ્ઞાનનો ઉચ્છેદ કરનાર, શુદ્ધ બ્રહ્મચર્ય સેવનાર, તત્ત્વઅભ્યાસમા રકત રહેનાર, અને સ્વરૂપમાજ રમણ કરનાર એવા નિશ્ચિત યાગ સપન્ન સાધુઓ કદાપિ પાપકર્મથી લેપાતા નથી, નિલપ રહેવા ઇચ્છનાર સાધુએ અનતરોકત લક્ષણ ધારવા જોઇયે બાકી તો અહતા, મમતા, અજ્ઞાન, અવિવેકાચરણ, અને સ્વાર્થ અધતાદિક સર્વ અપલક્ષણો તો કેવળ દુર્ગતિના જ કારક છે, માટે એ સર્વથી અલગા થઇ સ્વહિત સાધવુ ઘટે છે

॥ २९ ॥ पूजाष्टकम् ॥

दयांभसा कृतस्नान , संतोपशुभवस्त्रभृत् ॥
विवेक तिलकभ्राजी, भावना पावनाशय १ ॥
भक्ति श्रद्धान घुसृणो, न्मिश्रपाटी रज द्रवै. ॥
नव ब्रह्मांगतो देव, शुद्धमात्मानमर्चय ॥ २ ॥
क्षमा पुष्पस्रज धर्म, युग्म क्षौमद्वय तथा ॥
ध्यानाभरणसार च, तदगे विनिवेशय ॥ ३ ॥
मदस्थान भिदा त्यागै, र्लिखाग्रे चाष्ट मगली ॥
ज्ञानाग्नौ शुभ सकल्प, काकतुड च धूपय ॥ ४ ॥
प्राग् धर्म लवणोत्तार, धर्मसन्यास वन्हिना ॥
कुर्वन् पूरय साम'र्थं, राजन्नीराजना विधिं ॥ ५ ॥
स्फुरन् मगलदीप च, स्थापयानुभव पुर ॥
योग नृत्य परस्तौर्य, त्रिक सयमवान् भव ॥ ६ ॥
उल्लसन्मनस सत्य, घण्टा वादयत स्तव ॥
भाव पूजा रतस्येत्थ, करक्रोडे महोदय ॥ ७ ॥
द्रव्य पूजोचिता भेदो, पासना गृहमेधिनां ॥
भाव पूजा तु साधूना, मभेदोपासनात्मिका ॥ ८ ॥

# ॥ रहस्यार्थ ॥

૧ પૂજય પૂજા બે પ્રકારની છે એક દ્રવ્યપૂજા તથા ભાવપૂજા શુદ્ધ લક્ષથી કરવામા આવતી દ્રવ્યપૂજા ભાવપૂજાનુ કારણ હોવાથી અધિકારી જીવને અધિક ઉપકારી થાય છે ગૃહસ્થ દ્રવ્યપૂજાનો મુખ્યપણે અધિકારી છે, અને મુનિ ભાવપૂજા નાજ અધિકારી છે પરતુ ગૃહસ્થ પણ શુદ્ધ લક્ષથી દ્રવ્યપૂજાવડે ભાવ સાધી શકે છે તેથી તે અતે ભાવપૂજાનો પણ અધિકારી થઈ શકે છે માટે સ્વ સ્વઉચિત કર્તવ્ય કરવામા પ્રમાદ નહિ કરતા શુદ્ધ લક્ષપૂર્વક આત્માર્પણ કરતા રહેવુ જોઈએ પ્રથમ ભાવપૂજાનુ સ્વરૂપ પ્રતિપાદન કરે છે, એવા શુદ્ધ લક્ષથી જો ગૃહસ્થ દ્રવ્યપૂજા કરવામા આદરવત થાય તો તે પણ અતે તે ભાવને પામે મુનિનુ તો ખાસ કર્તવ્યજ છે માટે તેને ઉદ્દેશીને મુખ્યપણે અત્ર કથન છે, પણ એવુ લક્ષ ગૃહસ્થને પણ કર્તવ્ય છે.

૨ હે ભાઇ! નિર્મલદયા-જલથી સ્નાન કરી સતોષરૂપી શુભ વસ્ત્રને ધારી, વિવેકરૂપ તિલક કરી, ભાવનાવડે પવિત્ર આશય બની, ભક્તિરૂપ કેશર ઘોલી, શ્રદ્ધારૂપ ચદન ભેળવી, તે મજ અન્ય ઉત્તમ ગુણરૂપ કસ્તુરી પ્રમુખ સયોજી નવવિધ બ્રહ્મચર્યરૂપ નવ અગે શુદ્ધ આત્મારૂપ દેવાધિદેવની તું ભાવથી પૂજા કર

૩, ક્ષમારૂપી સુગધી પુષ્પમાલા તથા દ્વિવિધ ધર્મરૂપ વસ્ત્ર યુગલ તથા શુભ ધ્યાનરૂપ શ્રેષ્ઠ આભરણ હે મહાનુભાવ? તે પ્રભૂના અગે તુ સ્થાપ અર્થાત્ એવા સદ્ગુણોને તુ ધારણ કર એ સદ્ગુણો તારે અવશ્ય છે

૪ વલી આઠે મદના ત્યાગ કરવારૂપ અષ્ટમંગળ ને પ્રભુ આગળ સ્થાપન કર તથા જ્ઞાન-અગ્નિમાં શુભ અધ્યવસાયરૂપ કૃષ્ણાગરૂનો ધુપ કર

૫ શુદ્ધ ધર્મરૂપી અગ્નિવડે અશુદ્ધ ધર્મરૂપી લુણ ઉતારીને દેદીપ્યમાન વીર્યોલ્લાસરૂપી આરતી ઉતારો એટલે સરાગવૃત્તિ તજી વીતરાગ વૃત્તિ ધારો-ધારવાના ખપી થાઓ સરાગદશા એ અશુદ્ધ ધર્મ છે અને વીતરાગદશા એ શુદ્ધ આત્મધર્મ છે માટે અશુદ્ધ આત્મદશાને તજી શુદ્ધ આત્મદશાના કામી થાઓ

૬ શુદ્ધ આત્મ-અનુભવરૂપ દેદીપ્યમાન મંગલદીવાને તમે પ્રભુની આગળ સ્થાપો, અને યોગાસેવન રૂપ નૃત્ય કરતા શુદ્ધ સંયમરૂપ વિવિધ વાજીંત્ર બજાવો અર્થાત્ સદ્બુદ્ધિથી તત્ત્વ પરીક્ષા કરી શુદ્ધ અનુભવ જગાવો, અને તેમ કરી પ્રમાદ વૈરીને દૂર તજી સાવધાન થઇ શુદ્ધ સંયમનું સેવન કરવા પ્રવૃત્ત થાઓ રત્નત્રયીનું પાલન કરો

૭ આ પ્રમાણે સત્ય-ઘંટાવાદને કરનારા ઉલ્લસિત મનવાળા, ભાવ પૂજામાં મગ્ન થયેલા મહાપુરૂષનો મહોદય સુલભ છે તાત્પર્યકે શ્રીવીતરાગ વચનાનુસારે વર્તી સત્ય પ્રરૂપણા કરનારા પ્રસન્ન ચિત્તવાળા સાત્વિક પુરૂષોજ પરમાત્મ પ્રભુની પવિત્ર આજ્ઞાના અખંડ પાલનરૂપ ભાવપૂજાના પૂર્ણ અધિકારી હોવાથી પરમપદને સુખેથી પામી શકે છે, પણ સ્વચ્છંદચારી, કલુષિત મનવાળા, કાયર માણસો કંઇ પામી શકતા નથી, એમ સમજી પરમપદના અર્થીએ સ્વછંદ-ચારિતા, કલુષતા, તથા કાયરતા, પરિહરી, શાસ્ત્ર પરતંત્રતા, કષાયરહિતતા, તથા અપ્રમત્તતા અવશ્ય આદરવા ખપી થવું

૮ આ ભાવ પૂજામાં પ્રસ્તાવે કહેલી દ્રવ્ય પૂજા મુખ્યપણે વ્યવહારદષ્ટિ એવા ગૃહસ્થોનેજ આદરવા યોગ્ય છે અને ભાવ-પૂજા તો મુખ્યપણે નિશ્ચયદષ્ટિ એવા મુનિરાજોનેજ ઉપાસના યો. ગ્ય છે. કલ્યાણ પણ તેમજ સંભવે છે ઇત્યલમ્ ॥

---

॥ ३० ॥ ध्यानाष्टकम् ॥

ध्याता ध्येयं तथा ध्यानं, त्रयं यस्यकतां गत ॥
मुनेरनन्यचित्तस्य, तस्य दु.ख न विद्यते ॥ १ ॥
ध्यातान्तरात्मा ध्येयस्तु, परमात्मा प्रकीर्तित. ॥
ध्यानं चैकाग्र्य संवित्ति, समापत्ति स्तदेकता ॥२॥
मणाविव प्रतिच्छाया, समापत्ति. परात्मन
क्षीणवृत्तो भवेद्ध्याना, दंतरात्मनि निर्मले ॥ ३ ॥
आपत्तिश्च तत पुण्य, तीर्थकृत् कर्मबंधत. ॥
तद्भावा भिमुखत्वेन, सपत्तिश्च क्रमाद् भवेत् ॥ ४ ॥
इत्थ ध्यानफलाद्युक्तं, विंशति स्थानकाद्यपि ॥
कष्टमात्रं त्वभव्याना, मपि नो दुर्लभं भवे ॥
जितेंद्रियस्य धीरस्य, प्रशान्तस्य स्थिरात्मन. ॥
सुखासनस्य नासाग्र, न्यस्तनेत्रस्य योगिन ॥६॥
रुद्धबाह्य मनोवृत्ते, ... रयात् ॥

प्रसन्नस्या प्रमत्तस्य, चिदानद सुधालिह ॥ ७ ॥
साम्राज्यम प्रतिद्वन्द्, मतरेव वितन्वत ॥
ध्यानिनो नोपमा लोके, सदेव मनुजेऽपिहि ॥ ८ ॥

## ॥ रहस्यार्थ ॥

૧ ધ્યાતા, ધ્યેય, અને ધ્યાન એ ત્રણે જેને એકતાને પામ્યા છે એવા એગ્રચિત્તવાળા મુનિને કઇ પણ દુખ નથી જેટલી એ બાબતમા ખામી છે તેટલુજ દુખ શેષ છે એમ સમજવુ અને જેમ તે ખામી જલદી દુર થઇ જાય તેમ સાવ-ધાનપણે તેનો ખપ કરવો.

૨ બાહ્યદષ્ટિપણુ તજીને અતર દૃષ્ટિથી આત્મ-નિરીક્ષણ કરનારો અતર-આત્મા ધ્યાતા-ધ્યાન કરવાનો અધિકારી છે સમસ્ત દોષને દલી નિમલ સ્ફટિક જેવુ શુદ્ધ સ્વરૂપ જેમને સપૂર્ણ પ્રગટયુ છે, એવા પરમાત્મા, ધ્યેય-ધ્યાનગોચર કરવા યોગ્ય છે આવા ધ્યેયમા એકતાનુ સલગ્ન ભાન તે ધ્યાન અને એ ત્રણેની અભેદતા થવી તે એકતા અથવા લય કહેવાય છે એવી એકતામા હુ ધ્યાતા છુ અને પ્રભુજી ધ્યેય છે, એવુ ભાન પણ હોતુ નથી, એટલે હુ પ્રભુના ધ્યાનમા લીન થયો છુ, એવો પણ લેશમાત્ર રહેતો નથી તેમા તો કેવલ એકાકાર વૃત્તિજ બની રહે છે

૩ જેમ ચદ્રકાન્ત વિગેરે મણિમા સામી વસ્તુનુ પ્રતિબિબ પડી રહે છે તેમ (ધ્યાનવડે) અતરમલનો ક્ષય થયે

છને નિર્મળ એવા અતર-આત્મામા પરમાત્માની પ્રતિછાયા (પ્રતિબિબ) પડિ રહે છે. સર્વ અતરમલનો સર્વથા ક્ષય થયે છને તે અતર આત્માજ પરમાત્મારૂપ થઈ રહે છે તે પહેલા પણ ધ્યાનના દઢ અભ્યાસી મુમુક્ષુને એકતા થતા તેનામા પરમાત્મ સ્વરૂપ ઝલકી રહે છે

૮ ધ્યાન કરતા પ્રથમ તો આત્મ-અનુભવ સારી રીતે થાય છે એટલે કે સ્વરૂપ સાક્ષાત્કાર થાય છે ત્યારબાદ પવિત્ર એવા તીર્થંકર નામ કર્મના બધથી ક્રમે કરીને તે ભાવની સન્મુખતાથી તીર્થંકર પદની પ્રાપ્તિ થાય છે આ વચનથી એવો પરમાર્થ પ્રગટપણે સમજાય છે કે પવિત્ર ધ્યાનના પ્રભાવથી આત્માનુભવ જાગે છે, અને તેથી શ્રી તીર્થંકર નામ કર્મ જેવો પ્રકૃષ્ટ પુણ્ય પ્રકૃતિ પણ બધાય છે

૫ આ પ્રમાણે તીર્થંકર પદવીની પ્રાપ્તિ રૂપ ધ્યાનનુ ફળ પ્રભવે છે, એવો વીસ સ્થાનકાદિક તપ પણ કરવો યુક્ત છે, કષ્ટ માત્ર રૂપ તપ તો અભવ્ય જીવોને પણ સુલભ છે કેવલ સસારિક સુખને ચાહનારા અભવ્યને અયોગ્યતાથી પરમાર્થ-ફલની પ્રાપ્તિ થઇ શકતી નથી

૬-૭-૮ હવે ધ્યાન કરવાને યોગ્ય જીવની કેવી દશા હોય છે, તે કઇ વિશેષતાથી જણાવે છે જીતેન્દ્રિય, ધીર, પ્રશાન્ત, સ્થિરતાવત, સુખાસન, અને નાશિકાના અગ્રભાગે સ્થાપી છે દ્રષ્ટિ જેણે, તથા ધ્યેય વસ્તુમા ચિત્તને સ્થિર બાધી રાખવા રૂપ ધારણાના અખડ પ્રવાહથી જેણે બાહ્ય મનોવૃત્તિનો શીઘ્ર રોધ કર્યો છે, પ્રસન્ન, અપ્રમત્ત, અને જ્ઞાનાનદરૂપી અમૃતને આસ્વાદ કરનારા, તેમજ અનુપમ એવા આત્મ-સામ્રાજ્યનો અત-

રમાજ અનુભવ કરનારા, એવા ધ્યાની-યોગીની બરોબરી કરે એવો કોઇ પણ દેવલોકમા કે મનુષ્ય લોકમા નથી સુખાસન એટલે ધ્યાનમા વિઘ્ન ન પડે એવા અનુકુળ પદ્માસનાદિને સેવનાર જેને ભવવાસનાનો ક્ષય થયો છે, એટલે વિષય તૃષ્ણા જેની શમી ગઇ છે, અને નિસ્પૃહતાથી જગતથી ન્યારો રહી શાન્ત પણે સહજ-સ્વભાવમા જ રહી જે પ્રમા૦ રહિત પરમાત્મ સ્વરૂપને એકાગ્રપણે ધ્યાવે છે, એવા આત્મ ગુણ-વિશ્રામી સુપ્રસન્ન ધીર મહાપુરૂષની જગતમા કોણ હોડ કરી શકે? આવા મહાપુરૂષોને જ અનેક પ્રકારની ઉત્તમ લબ્ધિ, સિદ્ધિ વિગેરે સાંભવે છે, અને આવા ધ્યાતા પુરૂષોજ અતે ધ્યેય રૂપ થાય છે

---

## ॥ ३१ ॥ तपाष्टकम् ॥

ज्ञानमेव बुधा प्राहु , कर्मणा तापना त्तप ॥
तदाभ्यतर मेवेष्ट, वाह्य तदुपवृहकम् ॥ १ ॥
आनुस्रोतसिकी वृत्ति, र्वालानां सुखशीलता ॥
प्रातिस्रोतसिकी वृत्ति, र्ज्ञानिना परम तप ॥ २ ॥
धनार्थिना यथा नास्ति, शीततापादि दुस्सह ॥
तथा भवविरक्ताना, तत्त्वज्ञानार्थिनामपि ॥ ३ ॥
सदुपायप्रवृत्ताना, मुपेय मधुरत्वत ॥
ज्ञानिना नित्य मानद, वृद्धिरेव तपस्विना ॥ ४ ॥

इत्थं च दुःखरूपत्वात्, तपो व्यर्थ मितीच्छतां
बौद्धानां निहता बुद्धि, र्बौद्धानंदा परीक्षयात् ॥ ५ ॥
यत्रब्रह्म जिनार्चा च, कषायाणां तथा हतिः ॥
सानुबंधा जिनाज्ञा च, तत्तपः शुद्धमिष्यते ॥ ६ ॥
तदेव हि तप· कार्यम्, दुर्ध्यानं यत्र नो भवेत् ॥
येन योगा न हीयन्ते, क्षीयन्ते नेंद्रियाणि वा ॥ ७ ॥
मूलोत्तर गुणश्रेणि, प्राज्य साम्राज्यसिद्धये ॥
बाह्यमाभ्यतरं चेत्थं, तप· कुर्याद् महामुनि· ॥ ८ ॥

---

## ॥ रहस्यार्थ ॥

૧ કર્મને શિથિલ કરી નાખનાર હોવાથી જ્ઞાનજ તપ છે, એમ તત્વજ્ઞાનીઓ કહે છે તે તપ બે પ્રકારનુ છે, એકતો બાહ્ય અને બીજુ અભ્યતર તેમા કર્મ માત્રનો ક્ષય કરવા સમર્થ એવો અભ્યતર તપજ શ્રેષ્ઠ છે પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ એ અભ્યતર તપના ભેદ છે આવા અભ્યતર તપની પુષ્ટિ માટેજ બાહ્ય તપ કરવાનો કહ્યો છે અનશન (ઉપવાસ વિગેરે) ઉનોદર્ય (અલ્પ આહાર કરવો તે) વૃત્તિ સક્ષેપ (ભોગોપભોગના સંબધમા વિશેષ નિયમ પાળવા તે) રસત્યાગ, કાયક્લેશ, અને સલીનતા

( આસન જય કરવા નિયમ વિશેષ ) એ બાહ્ય તપના છ પ્રકાર છે. વિવેકી આત્મા બાહ્યતપ સાધનવડે અભ્યતર તપની અધિક અધિક પોષણા કરતોજ રહે છે

૨ ઇન્દ્રિયો અને મન દોરી જાય તેમ દોરાવારૂપ બાલ જીવોની અનુસ્રોત વૃત્તિ તો સર્વને સુખસાધ્ય છે, પણ તેમનો જય કરી સામાપૂરે ચાલવા જેવી જ્ઞાની પુરૂષોની પ્રતિસ્રોત વૃત્તિજ પરમ તપરૂપ છે પ્રથમની વૃત્તિ શીખવી પડતી નથી અને બીજી તો ખાસ શીખવી પડે છે

૩ જેમ ધનના અર્થીને શીત તાપ વિગેરે સહવા કઠીન પડતા નથી, તેમ તત્ત્વજ્ઞાનના અર્થી એવા ભવવાસથી વિમુખ જીવોને પણ તે સહેવા સુલભ થઇ પડે છે

૪ કલ્યાણ સાધવાના શ્રેષ્ઠ ઉપાયમા લાગેલા તત્ત્વજ્ઞાની તપસ્વીને તેમા મિઠાશ ઉપજવાથી નિરતર આનદની વૃદ્ધિજ થતી જાય છે નિત્ય ચઢતે પરિણામે સદુપાયદ્વારા તે આત્મ કલ્યાણને સાધે છે વિવેકીને તપ સુખ રૂપજ છે

૫ આથી સિદ્ધ થાય છે કે " દુખરૂપ હોવાથી તપ કરવો વ્યર્થ છે એમ ઇચ્છનાર બાધ લોકોની મતિ મારી ગઇ છે " કેમકે તપથી તો દુખને બદલે સહજ આનદની વૃદ્ધિ થાય છે માટે એવા કાયર અને સ્વચ્છદી સુખશીલજનોના વચન સાભલી મહા મગલ મય તપમા મદ આદર ન થવુ યથાશક્તિ ઉભય તપમા અવશ્ય ઉદ્યમ કરવો

૬ જે તપ કરતા, બ્રહ્મચર્યની ગુપ્તિ ( શીલ સરક્ષણ ), વીતરાગની ભક્તિ, તથા કષાયની શાન્તિ સુખે સધાય છે, તેમજ જિનેશ્વર પ્રભુની પવિત્ર આજ્ઞાનુ પ્રતિપાલન થાય છે, તેનુ

જરા પણ ઉલ્લંઘન થતુ નથી તેનો તપ શુદ્ધ-દોષ રહિત હોવાથી અવશ્ય આચરવા યોગ્યજ છે, તપસ્યા કરનારાઓએ ઉતમ ફલ મેળવવા ઉપરની બાબત લક્ષમા રાખવા યોગ્ય છે કેમકે તે પ્રમાણે વર્તતાજ તપસ્યા લેખે થાય છે એટલે આત્મા નિર્મલ થતો જાય છે, અને અંતે સર્વ કર્મમલનો ક્ષય થતા અક્ષય સુખ સપ્રાપ્ત થાય છે

૭ તપ કરતા લગારે દુર્ધ્યાન થાય નહિ, સ્વાધ્યાય ધ્યાનાદિક સયમ-યોગમા ખામી આવે નહિ, તેમ ધર્મકર્યમા સદા ચલુત થનારી ઇદ્રિયો સમૂલગી ક્ષીણ થઈ જાય નહિ, એમ ખાસ ઉપયોગ રાખીને સ્વશક્તિ ગોપવ્યા વિના સમતાભાવ લાવીને શ્રી તીર્થંકર દેવે પણ સેવેલા તપનો દરેક મોક્ષાર્થીએ અવશ્ય આદર કરવો

૮ અહિસાદિક પાંચ મહાવ્રત અને આહારશુદ્ધિ વિગેરે મૂલ તથા ઉત્તર સયમ ગુણોની શ્રેણિરૂપ શ્રેષ્ઠ સામ્રાજ્યની સિદ્ધિ કરવા માટે મહામુનિ પણ ઉભય પ્રકારના તપનુ યથાર્થ સેવન કરવામા પ્રમાદ કરે નહિ કેમકે સયમવડે જોકે નવા કર્મ રોકાય છે, પણ સચિત કર્મનો ક્ષય તો તપ વડેજ થાય છે અને ત્યારેજ અક્ષય પદની પ્રાપ્તિ થઇ શકે છે માટે સયમની ખરી સફલતા પણ તપથીજ સિદ્ધ થાય છે

---

॥ ३२ ॥ सर्वनयाश्रय—अष्टकम् ॥

धावन्तोऽपि नया सर्वे, स्युर्भावे कृतविश्रमाः ॥
चारित्रगुण लीन' स्या, दिति [illegible]नयाश्रितः ॥

पृथङ् नया मिथ· पक्ष, प्रतिपक्ष कदर्थिता ॥
समवृत्ति सुखास्वादी, ज्ञानी सर्वनयाश्रित ॥ २ ॥
नाप्रमाण प्रमाण वा, सर्वमप्य विशेषित ॥
विशेषित प्रमाण स्या, दिति सर्वनयज्ञता ॥ ३ ॥
लोके सर्वनयज्ञाना, ताटस्थ्य वाप्यनुग्रह ॥
स्यात्पृथङ् नयमूढानां, स्मयार्तिर्वातिविग्रह· ॥ ४ ॥
श्रेय सर्वनयज्ञानां, विपुल धर्मवादत· ॥
शुष्क वादाद्विवादा च, परेषा तु विपर्यय ॥ ५ ॥
प्रकाशित जनानां यै, मत सर्व नयाश्रितम् ॥
चित्ते परिणत चेद, येषां तेभ्यो नमोनम ॥ ६ ॥
निश्चये व्यवहारे च, त्यक्त्वा ज्ञाने च कर्मणि ॥
एक पाक्षिक विश्लेषा, मारूढा शुद्ध भूमिकां ॥ ७ ॥
अमूढ लक्ष्या सर्वत्र, पक्षपात विवर्जिता ॥
जयति परमानद,—मया सर्वनयाश्रया ॥ ८ ॥

---

॥ रहस्यार्थ ॥

૧ અનત ધર્મ (ગુણ) વાળી વસ્તુના બીજા બધા ધર્મની સામાન્યત ઉપેક્ષા કરી મુખ્યપણે અમુક એકજ ધર્મને સ્થાપ-

નાર નય કહેવાય છે તેવા નય અનતા હોવા ઘટે છે તોપણ અત્ર સ્થુલતાથી સાત નયનુ કથન કર્યું છે, તેમા શેષ સર્વેનો સમાવેશ થઇ જાય છે નૈગમ, સ ગ્રહ, વ્યવહાર, ઋજુસૂત્ર, શબ્દ, સમભિરુઢ, અને એવભૂત એ સાતે નયના નામ છે તેનુ વિશેષ વ્યાખ્યાન બીજા ગ્રથોથી જાણવા યોગ્ય છે અત્ર તો ફક્ત સમુચ્ચય નયોનુ સ્વરૂપ કહેલુ છે સર્વ નયો Cતાવલા છતા સ્વવસ્તુ-ધર્મમા વિશ્રામ કરનારા છે અર્થાત્ વસ્તુ ધર્મને તજી બહાર જતા નથી, એમ સમજી ચારિત્ર ગુણમા લીન સાધુ સર્વ નયનો સમાશ્રય કરે છે, સર્વ નયનો અભિપ્રાય સાથે મળતાજ સ પૂર્ણ વસ્તુ-અન ત ધર્માત્મક સમજાય છે, બીજી રીતે બોલિયે તો સર્વ નયનો એકી સાથે આશ્રય કરનારજ ચારિત્ર ગુણમા લીન હોઈ શકે છે, પણ બીજો નહિ

૨ જૂદા જૂદા નયો પરસ્પર પક્ષ અને પ્રતિપક્ષથી કદર્થિત થાય છે અર્થાત્ એકેક જૂદા જૂદા નયનેજ અવલ બનારની માહોમાહે સ્વપક્ષ અને પરપક્ષથી કદર્થના થયા કરે છે પણ સર્વ નયને સરખી રીતે આદરનાર તો સમતા સુખનોજ આસ્વાદ કરે છે તાત્પર્ય એવો નીકળે છે કે સમતારસ ( શાન્તરસ ) ના અર્થી જનો તો સર્વ નયનો સરખી રીતેજ આશ્રય કરવો યોગ્ય છે અર્થાત્ નિરપેક્ષપણે કોઇ નયનુ ખ ડન મ ડન કરવા પ્રવર્ત્તવુ નહિ

૩ સામાન્ય કથન માત્ર, અપ્રમાણ પણ નથી તેમ પ્રમાણ પણ નથી તેની તેજ વાત સ્યાત્ પદથી વિશેષિત થાય તો તે પ્રમાણભૂત થાય છે જેમકે વસ્તુ નિત્ય છે, એ કથન સામાન્ય હોવાથી અપ્ર ... તેમ પ્રમાણ પણ નથી પણ "

નિત્ય " એ કથન વિશેષિત હોવાથી પ્રમાણરુપ છે તેમજ 'સ્યાત્ અનિત્ય ' એવુ કથન પણ પ્રમાણભૂતજ છે કેમકે દરેક વસ્તુ દ્રવ્યપણે નિત્ય છે પણ પર્યાયપણે તો અનિત્ય છે, જેમ આત્મા દ્રવ્યપણે નિત્ય છે પણ મનુષ્યાદિ પર્યાયપણે અનિત્ય છે એમ પ્રત્યેક વસ્તુ કથચિત્ નિત્યાનિત્ય હોઇ શકે છે એ પ્રમાણેજ સર્વ નયનુ રહસ્ય સમજવાનુ છે તાત્પર્ય કે એકલો-નિરપેક્ષ નય પ્રમાણ પણ નથી તેમ અપ્રમાણ પણ નથી પણ બીજા નયની અપેક્ષાવાળો-સાપેક્ષ નયજ પ્રમાણભૂત થાય છે માટેજ સર્વ નયાશ્રિતતા શ્રેષ્ઠ છે

૪ સર્વ નયજ્ઞ પોતે સાપેક્ષદૃષ્ટિ હોવાથી તટસ્થ રહિ શકે છે, અથવા અન્યજનોનુ સમાધાન કરી શકવાથી ઉપકારી નીવડે છે પણ પૃથગ્-એકાંત-નિરપેક્ષ નયમા આગ્રહવતને તો અહંકારજન્ય પીડા અથવા ભારે કલેશજ પેદા થાય છે, કેમકે તેવા કદાગ્રહીને સ્વપક્ષનુ મડન કરવાનો અને પરપક્ષનુ ખડન કરવાનો સહજ ગર્વ આવે છે અને તેમ કરવા જતા સહેજે કલેશ વધે છે એવુ કિલષ્ટ પરિણામ સાપેક્ષદૃષ્ટિ એવા સર્વ નયજ્ઞને કદાપિ આવવાનો સભવ નથી સ્વપરહિત પણ એમજ સાધી શકાય છે માટે સર્વ નયજ્ઞતાજ શ્રેષ્ઠ છે

૫ સર્વ નયજ્ઞનેજ ધર્મચર્ચાથી ઘણો લાભ લઈ શકે છે બાકી બીજાને તો શુષ્કવાદ કે વિવાદથી લાભને બદલે ઉલટો તોટો ( ગેરલાભ ) જ થાય છે

૬ જેમણે સર્વ નયાશ્રિત ધર્મ પ્રકાશ્યો છે અને તે જેમને અતરમા પરિણમ્યો છે તેમને અમારો વારવાર પ્રણામ છે કથક અને કારક એ ઉભયની બલિહારી છે

૭-૮ નિશ્ચય અને વ્યવહાર તેમજ જ્ઞાન અને ક્રિયામા એકાન્ત પક્ષ તજીને જેમણે સ્યાદ્વાદનો સ્વીકાર કર્યો છે એવા તત્ત્વદષ્ટિ, પક્ષપાત વર્જિત, અને સર્વ નયનો આશ્રય કરનારા પરમાનદી પુરુષોજ જગતમા જયવતા વર્તે છે એકાંત પક્ષજ સર્વ કદાગ્રહ અને દુખનુ મૂળ છે એમ સમજીનેજ સર્વ નયા શ્રિત સત્પુરુષોજ એકાન્ત નહિં એચતા સર્વત્ર જ્ઞાન અને ક્રિયા, ઉત્સર્ગ અને અપવાદ, તથા નિશ્ચય અને વ્યવહારનો સ્વીકાર કરે છે ઇતિશમ્

---

## ॥ उपसहार ॥

पूर्णो मग्न· स्थिरोऽमोहो, ज्ञानी शान्तो जितेन्द्रिय· ॥
त्यागी क्रियापरस्तृप्तो, निर्लेपो निस्पृहो मुनि ॥ १ ॥
विद्याविवेक सपन्नो, मध्यस्थो भयवर्जित ॥
अनात्म शंसकस्तत्त्व, दृष्टि सर्वसमृद्धिमान् ॥ २ ॥
ध्याता कर्मविपाकाना, मुद्विग्नो भववारिधे· ॥
लोक सज्ञाविनिर्मुक्त·, शास्त्रदृग् निष्परिग्रह ॥ ३ ॥
शुद्धानुभववान् योगी, नियागप्रतिपत्तिमान्
भावार्चाध्यान तपसां, भूमि सर्वनयाश्रय ॥ ४ ॥
स्पष्टं निष्टंकिततत्त्व, मष्टकै प्रतिपत्तिमान् ॥
मुनिर्महोदयज्ञान, सारं समधिगच्छति ॥ ५ ॥

# ॥ रहस्यार्थ ॥

૧-૫ અક્ષય અને અવ્યાબાધ એવુ મોક્ષસુખ મેળવી આપનાર એક જ્ઞાનસપન્ન હોયુ થઇ શકે છે ? તેનુ સમાધાન કરે છે જે સર્વથા ઉપાધિ મુક્ત થઈ સહજ ગુણસપત્તિને જ સાર લેખી તેનેજ ગ્રહે છે, તેમાજ મગ્ન થાય છે, તેમાજ સ્થિરતા કરે છે, ઇતર કોઇ વસ્તુમા મુઝાતો નથી, બીજા સકલ્પ-વિકલ્પ કરતોજ નથી પણ શાન્ત ચિત્તથી સ્વભાવમાજ રમે છે, મન અને ઈંદ્રિયો ઉપર જેણે જય મેળવ્યો છે પણ તેમને પરાધીન થઇ રહેતો નથી, બાહ્યભાવનો જેણે ત્યાગ કર્યો છે, અને અતરભાવ જેને જાગૃત થયો છે, તેનીજ પુષ્ટિ માટે જે પ્રયત્ન કરે છે પણ બીજી નકામી બાબતમા રાચતો નથી, સહજ સતોષી છે, એટલે જેણે વિષયાદિ તૃષ્ણાને છેદી છે, જે જગતથી ન્યારોજ રહે છે, તેમા લેપાતો નથી, જે કોઇની આશા રાખતો નથી, કેવળ નિસ્પૃહ થઇ રહે છે, જે સારાસારને સારી રીતે સમજે છે અને સમજીને અસારના પરિહાર પૂર્વક સાર માર્ગને સગ્રહે છે, સુખ દુખમા સમદર્શી છે, તેમા હર્ષ વિષાદ કરતોજ નથી, જે ભય તજી નિર્ભયપણે સ્વ-ઈષ્ટ સાધે છે, જે કદાપિ સ્વ-શ્લાઘા કે પરનિન્દા કરતોજ નથી જે તત્વદૃષ્ટિ હોવાથી વસ્તુને વસ્તુગતેજ જાણે-જોવે છે, જે ઘટમાજ સકલ સમૃદ્ધિ રહેલી માને છે, જે કર્મનુ સ્વરૂપ યથાર્થ સમજીને શુભાશુભ કર્મના ઉદયમા સામ્ય ( સમતા ) ધારે છે, પણ મનમા તે સબધી સકલ્પ-વિકલ્પ કરતો નથી, વળી જે આ ભવ-સમુદ્રથી ઉદ્વિગ્ન છતો તેનો વેગે પાર પામવા માટે નિત્ય પ્રમાદ

રહિત પ્રયત્ન કર્યા કરે છે, જેણે લોક સંજ્ઞા તજી છે એટલે મિથ્યા લોભ લાલચમાં નહિ તણાતા જે સામા પૂરે તરે છે, જે શાસ્ત્ર દૃષ્ટિથી સર્વભાવને પ્રત્યક્ષની પેઠે દેખે છે, જેણે મૂર્છાને તો મારી નાખી છે તેથી કોઇ પણ પદાર્થમાં પ્રતિબંધ કરતો નથી, જેને શુદ્ધ અનુભવ જાગ્યો તેથી જેણે ચોથી ઉજાગરદશા ધારી છે, અને કેવળ જ્ઞાન પણ જેને અતિનિકટજ રહેલું છે, જેથી અવધ્ય (અચુક) મોક્ષફળ મળે એવો સમર્થ યોગ જેણે સાધ્યો છે, વીતરાગ આજ્ઞાનું અખંડ આરાધન કરવારૂપ નિશ્ચિત યાગ જેણે ગ્રંથ્યો છે, ભાવપૂજામાં જે તલ્લીન થયો છે, શ્રેષ્ઠ ધ્યાન જેણે સાધ્યું છે, તેમજ સમતાપૂર્વક વિવિધ તપને સેવી જેણે કઠીન કર્મનો પણ ક્ષય કર્યો છે, અને સર્વ નયમાં જેણે સમાનતા બુદ્ધિ સ્થાપી છે, તેથી તટસ્થપણે રહી સર્વત્ર સ્વપરહિત સુખે સાધી શકે છે, એવા પરમાર્થદર્શી નિષ્પક્ષપાતી મુનિરાજ અનંતરોક્ત ૩૨ અષ્ટક વડે સ્પષ્ટ એવા નિશ્ચિત તત્ત્વને પામીને, પરમ પદ પ્રાપક 'જ્ઞાનસાર' ને મગ્યગ્ આરાધી શકે છે

---

निर्विकार निराबाध, ज्ञानसारमुपेयुषां ॥
विनिवृत्तपराशानां, मोक्षोऽत्रैव महात्मनां ॥ ६ ॥
चित्तमार्द्रीकृत ज्ञा सार स्वतोर्मिभिः
नाप्नोति त लोप शोप

## ॥ रहस्यार्थ ॥

૬ સર્વથા વિકારવર્જિત (નિર્દોષ) અને વિરોધરહિત એવા આ જ્ઞાનસારને પ્રાપ્ત થયેલા અને પરઆશાથી મુક્ત થયેલા મહાત્માઓને અહિં જ મોક્ષ છે અર્થાત્ એવા યોગીશ્વરો જીવનમુક્ત છે

૭ જ્ઞાનસારના ઉત્તમ રહસ્ય વડે જેનું મન દ્રવિત (શાન્ત શીતલ) થયું છે, તેને તીવ્ર મોહ અગ્નિથી દાઝવાનો ભય નથી અર્થાત્ આનું સાર રહસ્ય જેને પરિણમ્યું છે તેને મોહ પરાભવ કરી શકતો નથી

---

अचिन्त्या कापि साधूनां, ज्ञानसार गरिष्ठता ॥
गतिर्ययोर्ध्वमेव स्या, दध पात कदापि न ॥ ८ ॥
क्लेशक्षयो हि मडूक, चूर्णतुल्य क्रियाकृत ॥
दग्धतच्चूर्णसदृशो, ज्ञानसार कृत पुन ॥ ९ ॥
ज्ञानपूतां परेऽप्याहु, क्रिया हेमघटोपमा ॥
युक्त तदपि तद्भाव, न यद्भग्नापि सोज्झति ॥१०॥
क्रियाशून्य च यज्ज्ञान, ज्ञानशून्या च याक्रिया ॥
अनयोरतर ज्ञेय, भानु खद्योत योरिव ॥ ११ ॥
चारित्र विरति पूर्णा, ज्ञानस्योत्कर्ष एव हि ॥
ज्ञानाद्वैतनये दृष्टि, र्देयातद्योग सिद्धये ॥ १२ ॥

# ॥ रहस्यार्थ ॥

૮ જ્ઞાનસારથી ગુરૂ ( વજનવાળા ) થયા છતા સાધુજનો ઉચી ગતિજ પામે છે કદાપિ નીચી ગતિમા જતાજ નથી એ આશ્ચર્ય છે કેમકે ભારે વજનવાળી વસ્તુ તો સ્વભાવિક રીતે નીચેજ જવી જોઇયે

૯ જ્ઞાન વિના શુષ્ક ક્રિયાથી માત્ર નામનોજ કલેશ ક્ષય થાય છે અને જ્ઞાનસારની સહાયથી તો સમૂળગો કલેશનો ક્ષય થઇ શકે છે

૧૦ જ્ઞાનયુક્ત ક્રિયા સોનાના ઘડા જેવી છે, એમ વેદ વ્યાસાદિક કહે છે તે વ્યાજબી છે કેમકે કદાચ તે ભાગે તોપણ સોનુ જાય નહિ ફક્ત ઘાટ ઘડામણ જાય તેમ કદાચ કર્મવશાત્ જ્ઞાની ક્રિયાથી પતિત થઇ જાય તોપણ તત્ ક્રિયા સબધી તેની ભાવના નષ્ટ થઇ જતી નથી

૧૧ ક્રિયા શુન્ય જ્ઞાનમા અને જ્ઞાન શૂન્ય ક્રિયામા જેટલો સૂર્ય અને ખજુવામા આતરો છે તેટલોજ આતરો છે. અર્થાત્ ક્રિયા રહિત પણ ભાવના જ્ઞાન સૂર્ય સમાન છે અને જ્ઞાન શૂન્ય શુષ્ક ક્રિયા માત્ર ખજૂવા જેવી છે

૧૨ વિભાવથી સપૂર્ણ વિરમવા રૂપ યથાર્થ ચારિત્ર પણ વિશિષ્ટ જ્ઞાનનુજ ફળ છે એમ સમજીને એવા ઉત્કૃષ્ટ ચારિત્રની સિદ્ધિ માટે જ્ઞાનથી અભિન્ન એવા સયમમાર્ગમા દષ્ટિ દેવી. જેથી સંયમની પુષ્ટિ થાય એવો જ્ઞાન યોગનો અભ્યાસ પ્રમાદ રહિત કરવો. સપૂર્ણ અભ્યાસથી સહજ ચારિત્ર સિદ્ધ થશે.

सिद्धि सिद्धपुरे पुरंदरपुरस्पर्धावहे लब्धवां ॥
श्चिद्दीपोऽयमुदारसारमहसा दीपोत्सवे पर्वणि ॥
एतद् भावन भाव पावन मन श्चंचच्चमत्कारिणां ॥
तैस्तैर्दीपशतै. सुनिश्चयमतैर्नित्योऽस्तु दीपोत्सव १३

૧૪ સ્વર્ગપુરી જેવા સિદ્ધપુરમા દીવાલી પર્વ સમયે ઉદાર અને સાર જ્યોતિયુકત આ જ્ઞાનસાર રૂપ ભાવદીપક પ્રગટ થયો, અર્થાત્ આ ગ્રથ સિદ્ધપુર નગરમા દીવાલીના દિવસે પૂણ કર્યો આ ગ્રથમા કહેલા સુદર ભાવથી ભાવિત પવિત્ર મનવાળા ભવ્ય જીવોને આવા સેકડો ગમે ભાવ દીપકો વડે નિત્ય દિવાળી થાઓ ! એવી આ ગ્રથકારની અ તર આશિષ છે

केषाचिद्विषयज्वरातुरमहो चित्त परेषा विषा—
वेगोदर्क कुतर्क मूर्छित मथान्येषा कुवैराग्यतः ॥
लग्नालर्क मबोध कूप पतित चास्ते परेषामपि ॥
स्तोकानां तु विकारभार रहितं तद् ज्ञानसाराश्रित१४

૧૪ કેટલાકનુ ચિત્ત વિષય પીડાથી વિહ્વલ હોય છે કે ટલાકનુ ચિત્ત કુત્સિત (મદ) વૈરાગ્યથી હડકવાવાળુ હોવાથી જે તે વિષયમા ચોતરફ દોડતુ હોય છે કેટલાકનુ વળી વિષય વિષના આવેગથી થતા કુતર્કોમા મગ્ન થયેલુ હોય છે, તેમજ કેટલાકનુ તો અજ્ઞાનરૂપ અધકૂપમા ડૂબેલુ હોય છે ફકત

થોડાકનુ ચિત્ત જ્ઞાનસારમા લાગેલુ હોવાથી વિકાર વિનાનુ હોય છે તાત્પર્ય કે જ્ઞાનસારની પ્રાપ્તિ મહા ભાગ્યેજ થઈ શકે છે જેમનુ ચિત્ત વિકાર રહિત હોવાથી અધિકારી ( યોગ્ય ) બન્યું છે તેમનેજ આ જ્ઞાનસાર સપ્રાપ્ત થઇ શકે છે બાકીના યોગ્યતા વિનાના ને તેની પ્રાપ્તિ થઇ શકતી નથી

---

जातोद्रेक विवेक तोरण ततो धावल्यमातन्वते ॥
हृद्गेहे समयोचित· प्रसरति स्फीतश्च गीतध्वनि ॥
पूर्णानंदघनस्य किं सहजया तद्भाग्य भग्याभवन् ॥
नैतद् ग्रंथ मिपात् करग्रहमहश्चित्र चरित्रश्रिय· ॥१५॥

---

૧૫ ચારિત્ર લક્ષ્મીનો થતો વિવાહ મહોત્સવ આ ગ્રથના મિષથી પૂર્ણાનદી આત્માના સહજ તેની ભાગ્ય રચનાવડે વૃદ્ધિ પામેલા વિવેકરૂપી તોરણુની શ્રેણિવાળા મનમદિરમા ધવલતાને વિસ્તારે છે અને સ્ફીત ( વિશાળ ) મગળ ગીતનો ધ્વનિ પણ માહે પ્રસરી રહ્યો છે તાત્પર્ય કે ચારિત્ર લક્ષ્મીનો પૂર્ણાનદઘન ( આત્મા ) ની સાથે વિવાહ થાય છે ત્યારે તેનુ મન ઉચ્ચ પ્રકારના વિવેકવાળુ અને ઉજ્વલ નિર્મલ બને છે તેમજ મહા મગલમય સ્વાધ્યાય ધ્યાનનો ઘોષ બન્યો રહે છે લૌકિકમા પણ વિવાહ સમયે તોરણ બાધવામા આવે છે, ઘરને ધોળવામા વિવિધ વાજિત્ર તથા મગળ

ગાવામા આવે છે તેમ અહિ ચારિત્ર લક્ષ્મીને વરનાર પૂર્ણાન દીને સર્વ પરમાર્થથી થયુ છે સમ્યક્ જ્ઞાન અને ચારિત્રના મે ળાપથી સર્વત્ર આવી ઘટના થાય છે અને થશે એમા શુ આ શ્ચર્ય છે? અપિતુ કઈજ નહિ

---

भावस्तोमपवित्रगोमयरसै र्लिप्तैव भू' सर्वत ॥
ससिक्ता समतोदकैरथपथि न्यस्ता विवेक स्रज' ॥
अध्यात्मामृतपूर्णकामकलशश्चक्रेऽत्र शास्त्रे पुर ॥
पूर्णान्दघने पुर प्रविशति स्वीयकृत मगलम् ॥ १६ ॥

---

૧૬ પૂર્ણાનદઘન પેતે અપ્રમાદ નગરમા પ્રવેશ કર્યે છતે, પવિત્ર ભાવનાઓ રુપી ગેમયથી ભૂમિ લિપેલી છે, ચોતરફ સમતારુપી જળનો છટકાવ કરેલો છે, માર્ગમા વિવેકરૂપી પુષ્પ ની માળાઓ પાથરેલી છે, અને અધ્યાત્મરુપી અમૃતથી ભરેલો મગલ કલશ આ શાસ્ત્રદ્વારાજ આગળ કરેલો છે એમ વિવિધ ઉપચારથી નિજ ભાવ મગલ કર્યુ છે

---

गच्छे श्री विजयादिदेव सुगुरो स्वच्छे गुणानां गणे ॥
प्रौढिं प्रोढिम धाम्नि जीतविजयप्राज्ञा परामैयरु ॥

तत्सातीर्थ्यभृतां नयादि विजय प्राज्ञोत्तमानां शिशोः ॥
श्रीमन् न्याय विशारदस्य कृतिनामेषाकृतिःप्रीतये॥१७॥

---

૧૭ જ્ઞાનદર્શન અને ચારિત્રાદિક ગુણોના સમૂહથી નિર્મલ અને ઉન્નતિના સ્થાનરૂપ શ્રી વિજયદેવ સૂરિના ગચ્છમા પ્રાજ્ઞ શ્રી જિતવિજયજી શ્રેષ્ઠ ઉન્નતિને પામ્યા તેમના ગુરૂભાઈ શ્રી નય વિજયજી પડિતમા શ્રેષ્ઠ થયા તેમના શિષ્ય શ્રીમન્ન્યાય વિ શારદ બિરૂદના ધરનાર શ્રી યશોવિજયજીની આ રચના પડિત લોકોની પ્રીતિને અર્થે થાઓ ! વિવિધ ગુણ વિશાળ એવા ત પગચ્છમા થયેલા પડિત શ્રી નયવિજયજીના શિષ્ય શ્રી યશો વિજયજીએ આ જ્ઞાનસાર સૂત્રની રચના કીધી છે. આ ગ્રથમા શાન્ત રસનીજ પ્રધાનતા હોવાથી તે રસજ્ઞ પડિતોને અભીષ્ટજ થશે કેમકે સર્વ રસમા પ્રધાનરસ શાન્તરસજ છે અને તે રસ ની સિદ્ધિથીજ આત્મા નિરૂપાધિક સુખ પામી શકે છે

આ અપૂર્વ અને અતિશય ગભીર ગ્રથનુ સ્વરૂપ નિરૂપણુ કરતા જે કઇ પુણ્યાર્જન થયુ હોય તેથી અમને તથા શ્રોતા જનોને પવિત્ર શાન્ત રસની પુષ્ટિ થાઓ ! તથાસ્તુ ! શુભં સ્યાત્ સર્વ ભૂતાનામ્

# વૈરાગ્યસાર અને ઉપદેશ રહસ્ય

(૧) જે પરાઇ નિંદા વિકથા કરવામા મુગો છે, પરસ્ત્રીનું સુખ જોવામા આંધળો છે, અને પરાયુ ધન હરવામા પાંગળો છે, તેવો મહાપુરૂષજ જગમા જયવંતો વર્તે છે, પરનિંદા, પરસ્ત્રીમા રતિ અને પરદ્રવ્ય હરણુ મહા નિંદ્ય છે

(૨) જે આક્રોશ ભરેલા વચનોથી દૂભાતો નથી અને ખુશામતથી ખુશી થઇ જતો નથી, જે દુર્ગંધથી દુગછા કરતો નથી, અને ખુશબોથી રાજી થઇ જતો નથી, જે સ્ત્રીના રૂપમા રતિ ધારતો નથી, અને મૃતશ્વાનથી સૂગ લાવતો નથી, એવો સમભાવી ઉદાસી યોગીશ્વરજ સર્વત્ર સુખ સમાધિમા રહે છે

(૩) જેને શત્રુ અને મિત્ર બંને સમાન છે, જેને ભોગની લાલસા તૂટી ગઇ છે, અને તપશ્ચર્યામા જેને ખેદ થતો નથી, જેને પથ્થર અને સુવર્ણ (રત્નાદિક) બંને સમાન છે, એવા શુદ્ધ હૃદયવાળા સમભાવી યોગીજનોજ ખરા યોગધારી છે

(૪) કુરંગની જેવા ચંચળ નેત્રવાળી અને કાળા નાગની જેવા કુટિલ કેશને ધારવાવાળી કામિનીના નાગ પાશમા જે નથી પડી જાતા તેજ ખરા શુરવીર છે

(૫) સ્ત્રીના મધ્યમા કૃશતા, ભ્રકુટીમા વક્રતા, કેશમા કુટીલતા, હોઠમા રક્તતા, ગતિમા મંદતા, સ્તનભાગમા કઠીનતા, અને ચક્ષુમા ચંચળતા સ્પષ્ટ જોઇને ફક્ત કામાકુર મંદમતિ જનોજ વૈરાગ્યની વૃદ્ધિ માટેજ થાય છે

(૬) સ્ત્રીયો કપટ કરી

કામાધજનો પ્રેમકકિત તરીકે લેખે છે વિવેકી હસો તેથી ઠ ગાઇ જતા નથી

(૭) જ્યા સુધી આહારની લોલુપતા તજી નથી, સિદ્ધા તના અર્થરૂપી મહૌષધિનુ સમ્યગ્ સેવન કર્યું નથી, અને અધ્યાત્મ અમૃતનુ વિધિવત્ પાન કર્યું નથી, ત્યા સુધી વિષય જ્વરનુ જોર જોઇએ તેવુ ઘટતુ નથી વિષય તાપની શાતિ માટે રસલૌલ્યના ત્યાગ પૂર્વક સિદ્ધાતસાર ચૂર્ણ તથા તત્ત્વામૃતનુ સમ્યગ સેવન કરવુજ જોઈએ

(૮) ભરયૌવન વયમા કામને જય કરનાર ધન્ય ધન્ય છે

(૯) જેણે જાણી જોઇને કામિનીને તજી છે, અને સયમ શ્રીને સેવી છે, એવા સુવિવેકી સાધુને કુપિત થયેલો પણ કામ કઇ કરી શકતો નથી

(૧૦) પ્રિયાને દેખતાજ કામજ્વરની પરવશતાથી સયમ-સત્ત્વ ક્ષીણ થઈ જાય છે, પણ નરકગતિના વિપાક સાભરતાજ તત્ત્વવિચાર પ્રગટ થવાથી ગમે તેવી વ્હાલી વલ્લભા પણ વિખ જેવી ભાસે છે

(૧૧) જેમણે યૌવન વયમા પવિત્ર ધર્મ ધુરાને ધારી મહાવ્રતો અગીકાર કર્યા છે, તેવા ભાગ્યશાળી ભવ્યોથીજ આ પૃથ્વી પાવન થયેલી છે

(૧૨) કામદેવના અદ્ભુત વસતને પામીને સકળ વનરાજી પણ વિવિધ વર્ણવાળી માજરના મિષથી રોમાચિત થયેલી લાગે છે, તેમા સિદ્ધાતના સારનુ સતત સેવન કરવાથી, જેમનુ મન વિષય તાપથી લગારે તપ્ત થતુ નથી, એવા સત સુસાધુ જનોનેજ ધન્ય છે

(૧૩) સ્વાધ્યાયરૂપી ઉત્તમ સગીત યુક્ત, સતોષરૂપી શ્રેષ્ઠ પુષ્પથી મડિત, સમ્યગ્ જ્ઞાન વિલાસરૂપી ઉત્તમ મડપમા રહી શુભ ધ્યાન શય્યાને સેવી, તત્વાર્થ બોધરૂપી દીપકને પ્રગટી, અને સમતારૂપી શ્રેષ્ઠ સ્ત્રીની સાથે રમણ કરી કેવલ નિર્વાણ સુખના અભિલાષી મહાશયોજ રાત્રીને સમાધિમા ગાળેછે

(૧૪) શુદ્ધ ધ્યાનરૂપી મહા રસાયણમા જેનુ મન મગ્ન થયુ છે તેને કામિનીના કટાક્ષ વગેરે વિવિધ હાવભાવો શુ કરનાર છે ?

(૧૫) સમ્યગ્ જ્ઞાનરૂપી જેના ઉડા મૂળ છે, સમકિતરૂપી જેની મજબૂત શાખા છે, એવા વ્રત-વૃક્ષને જેણે શ્રદ્ધાજળથી સિચ્યુ છે તે તેને અવશ્ય મોક્ષફળ આપે છે સ્વર્ગાદિકના સુખ તો પુષ્પાદિકની પેરે પ્રાસગિક છે, તેતો સહજમા પ્રાપ્ત થઇ શકે છે

(૧૬) ક્રોધાદિક C/a કષાયરૂપી ચાર ચરણવાળા, વ્યામોહ રૂપી સૂઢવાળા, રાગ દ્વેષરૂપી તીક્ષ્ણ દીર્ઘ દાતવાળા અને દુર્વાર કામથી મદોન્મત્ત થયેલા, મહા મિથ્યાત્વરૂપી દુષ્ટ ગજને સમ્યગ્ જ્ઞાન-અકુશના પ્રભાવથી જેણે વશ કર્યો છે, તે મહાનુભાવેજ ત્રણે લોકને સ્વવશ કર્યા છે એમ જાણવુ

( ૧૭ ) યશકીર્તિને માટે પોતાનુ સર્વસ્વ આપીદે એવા, અને પોતાના સ્વામીને માટે પ્રાણ પણ આપીદે એવા, બહુ જનો મળી આવશે, પણ શત્રુમિત્ર ઉપર જેમનુ મન સમરસ (સરખુ) વર્તે છે એવા તો કોઈ વિરલાજ દેખાય છે

( ૧૮ ) જેનુ હૃદય દયાર્દ્ર છે, વચન સત્યભૂષિત છે, અને

કાયા પરમાર્થ સાધનારી છે, એવા વિવેકવાનને કળિકાળ શુ કરી શકવાનો છે?

(૧૯) જે કદાપિ અસત્ય બોલતોજ નથી, જે રણસગ્રામમા પાછી પાની કરતો નથી, અને યાચકોનો અનાદર કરતો નથી, તેવા રત્નપુરુષથીજ આ પૃથ્વી રત્નવતી કહેવાય છે કે ચકે કહેવાય છે કે–'બહુરત્ના વસુંધરા'

(૨૦) સર્વ આશારુપી વૃક્ષને કાપવા કુવાડા જેવો કાળ, એ સર્વની પાછળ પડયો ન હોત તો વિવિધ પ્રકારના વિષય સુખથી કોઈ કદાપિ વિરક્ત થાતજ નહિ

(૨૧) જગતની કલ્પિત માયામા ફસાઇ જીવો મમતાથી મારુ મારુ કર્યા કરે છે, પણ મૂઢતાથી સમીપવર્તી કોપેલા કૃતાત-કાળને દેખી શકતા નથી નહિ તો જગતની મિથ્યા મોહ માયામા અન્ધાઇ જઇ મારુ મારુ કરીને તેઓ કેમ મરે?

(૨૨) છતી સામગ્રીનો સદુપયોગ કરવામા બેદરકાર રહેનારને કાળ સમીપ આવ્યે છતે મનમા ખેદ થાય છે કે હાય! મે સ્વાધીન પણે કાઇ પણ આત્મ સાધન ન કર્યું, હવે પરાધીન પડેલો હુ શુ કરી શકુ? પ્રથમથીજ સાવધાનપણે સત્ સામગ્રીને સફલ કરી જાણનારને પાછળથી ખેદ કરવો પડતોજ નથી

(૨૩) પ્રથમ પ્રમાદવડે તપ જપ વ્રત પચ્ચખ્ખાણ નહિ કરનાર કાયર માણસ પાછળથી વ્યર્થ માત્ર દૈવનેજ દોષ દેછે ખરો દોષ તો પોતાનોજ છે કે પોતે છતી સામગ્રીએ સવેળા ચેત્યો નહિ,

(૨૪) બાળ [illegible] વયને પ્રાપ્ત કરનો અને જરા અવસ્થાને પ્રાપ્ત [illegible] તેપણ કાળને વશ થયો

દષ્ટ નષ્ટ થયો દેખાય છે, એવા પ્રત્યક્ષ કૌતુકવાળા બનાવ દેખ્યા બાદ બીજા ઇંદ્રજાળનું શું પ્રયોજન છે? આ સંસારજ અનેક પાત્ર યુક્ત વિચિત્ર નાટકરૂપજ છે

(૨૫) કર્મનું વિચિત્રપણું તો જૂઓ? કે મોટો રાજાધિરાજ પણ દુર્દૈવ યોગે ભીખ માગતો દેખાય છે, અને એક પામર ભીખારી જેવો મોટું સામ્રાજ્ય સુખ પામે છે એ પૂર્વકૃત કર્મનોજ મહિમા છે

(૨૬) પરલોક જતા પ્રાણીને પુત્રાદિક સંતતી તેમજ લક્ષ્મી વિગેરે કામે આવતા નથી ફક્ત પુણ્યને પાપજ તેની સાથે જાય છે

(૨૭) મોહના મદથી માનવી મનમાં ધારે છે કે, ધર્મ તો આગળ કરાશે પણ વિકરાળ કાળ અચાનક આવીને તે બાપડાનો કોળીયો કરી જાય છે પવિત્ર ધર્મનું આરાધન કરવામાં પ્રમાદ સેવનાર ખરેખર ઠગાઇ જાય છે, માટેજ કહ્યું છે કે 'કાલે કરવું હોય તે આજે કર અને આજે કરવું હોય તે અબઘડીએ કર ' કેમકે કાલને કાળનો ભય છે

(૨૮) રાવણ જેવા રાજવી, હનુમાન જેવા વીર અને રામચંદ્ર જેવા ન્યાયીનો પણ કાળ કોળીયો કરી ગયો તો બીજાનું તો કહેવું જ શું ? આથીજ કાળ સર્વભક્ષી કહેવાય છે, એ વાત સત્ય છે

(૨૯) સુકૃત યા સદાચરણ વિના માયામય બંધનોથી બંધાયેલા સંસારી જીવોની મુક્તિ-મોક્ષ શી રીતે થઇ શકે વારૂ?

(૩૦) આ મનુષ્ય જન્મરૂપી ચિંતામણી રત્ન પામીને, જે ગફલત કરે છે, તે તેને ગુમાવીને પાછળથી પસ્તાવો કરે છે.

કામ ક્રોધ, કુબોધ, મત્સર, કુબુદ્ધિ અને મોહ માયાવડે જીવો સ્વજન્મને નિષ્ફળ કરી નાખે છે

(૩૧) આ મનુષ્ય દેહાદિક શુભ સામગ્રીનો સદુપયોગ કરવાથી નિર્વાણ સુખ સ્વાધીન થઇ શકે તેમ છતા, રાગાંધ બની જીવ મોહમાર્ગમા મુઝાઇ મૂઢની જેમ કોટી મૂલ્યવાળુ રત્ન આપી કાગણી ખરીદે છે

(૩૨) ભયકર નર્કાદિકનો મોટો ડર ન હોત તો કોઇ કદાપિ પાપનો ત્યાગ કરી શકત નહિ, અને સદ્‌ગુણનો માર્ગ સેવી શકત નહિ

(૩૩) જેણે નિર્મલ શીળ પાળ્યુ નથી, શુભ પાત્રમા દાન દીધુ નથી અને સદ્‌ગુરૂનુ વચન સાભળીને આદર્યું નથી, તેનો દુર્લભ માનવ ભવ અલેખે ગયો જાણવો

(૩૪) સયોગનુ સુખ ક્ષણીક છે, દેહ વ્યાધિગ્રસ્ત છે અને ભયકર કાળ નજદીક આવતો જાય છે તોપણ ચિત્ત પાપ કર્મથી વિરકત કેમ થતુ નથી ? અથવા મમારની માયાજ વિલક્ષણ છે

(૩૫) આ સસાર ચક્રમા જીવે અનતશ જન્મ મરણના અસહ્ય દુ ખ સહ્યા છતા હજી તેથી મન ઉદ્વિગ્ન થતું નથી, અને પાપ ક્રિયામા તો તે અહોનિશ મગ્નજ રહે છે

(૩૬) અહો આકેલા સાઢની પેરે ચિત્ત સ્વેચ્છા મુજબ નિદ્ય માર્ગમા ભમ્યા કરે છે, પણ ચારિત્ર ધર્મની ધુરાને અને મહાવ્રતના ભારને વહન કરતું નથી ( આથીજ આત્માની સસાર ચક્રમા બહુપ્રકારે ખરાબી થાય છે

( ) પુણ્યયોગે અનુકૂળ સામગ્રી મળ્યા છતા પ્રમા-

દના વશથી જીવ કંઇ પણ આત્મ સાધન કરી શકતો નથી, તે થીજ તેને સંસાર ચક્રમાં પુનઃ પુનઃ ભમવું પડે છે.

(૩૮) જેણે સંસાર સંબંધી સર્વ દુઃખના મૂળ કારણ ભૂત ક્રોધ, માન, માયા, અને લોભરૂપી ચારે કષાયોને હઠાવવા પ્રયત્ન કર્યો નથી તે બાપડાએ હાથમાં આવેલું મનુષ્ય જન્મરૂપી કલ્પવૃક્ષનું અમૃત ફળ ચાખ્યુંજ નથી.

(૩૯) બાલ્યવય ક્રીડા માત્રમાં, યૌવનવય વિષયભોગમાં અને વૃદ્ધ અવસ્થા વિવિધ વ્યાધિના દુઃખમાં હારી જનારને સુકૃતના અભાવે પરલોકમાં કંઇ પણ સુખ સાધન મળી શકતું નથી.

(૪૦) જે દ્રવ્યના લોભથી જીવ અનેક આકરા જોખમમાં ઉતરે છે તે દ્રવ્યનું અસ્થિરપણું વિચારીને સંતોષવૃત્તિ ધારવી ઉચિત છે.

(૪૧) આ મન મર્કટ મોહ મદિરાના મદથી મત્ત બન્યું છતું, અનેક પ્રકારની કુચેષ્ટા કરવા તત્પર રહે છે, સત્ સમાગમ રૂપી અમૃત સિંચન વિના મનનું ઠેકાણું પડવું મહા મુશ્કેલ છે. સદ્બોધથી કેળવાઇને લાંબા અભ્યાસે તે પાંસરૂં થાય છે.

(૪૨) નિર્મળ શીલવ્રતધારી શ્રાવકને, પરસ્ત્રીથી અને ઉત્તમ ચારિત્રધારી સાધુજનને સર્વ સ્ત્રીથી નિરંતર ચેતતા રહેવાની આમ જરૂર છે. પ્રમાદથી ઘણા પતિત થઇને પાયમાલ થઇ ગયા છે.

(૪૩) જો વિષયભોગમાં નિત્ય જતું મન રોકવામાં આવ્યું નહિ તો, ભસ્મ ચોળવાથી ધૂમ્ર પાન કરવાથી, વસ્ત્ર ત્યાગવાથી, તેમજ અનેક બીજા કષ્ટ સહન કરવાથી કે જપમાળા ફેરવવાથી શું વળવાનું હતું ?

(૪૪) અમૃત જેવા મધુર વચનથી ખળ પુરૂષોને જે સન્માર્ગમા જોડવા ઇચ્છે છે, તે મધના બીંદુથી ખારા સમુદ્રને મીઠો કરવા વાછે છે અને નિર્મળ જળથી કોયલાને સાફ કરવા માગે છે, જે બનવું કેવળ અશકય છે

(૪૫) કુમતિને સર્વથા તિલાજલી દઇને, સુમતિનો સર્વદા આદર કરનાર મહામતિ દુર્ગતિને દળીને સદ્‌ગતિનો ભાગી થઇ શકે છે

(૪૬) કમળના પત્ર ઉપર રહેલા જળબિંદુ સમાન જીવિતને, ચચળ લેખીને વિવિધ વિષય ભોગથી વિરમીને, મોક્ષાર્થી જીવે દાન શીલ તપ અને ભાવના રૂપી પવિત્ર ધર્મનું સેવન કરવુજ ઉચિત છે

(૪૭) સર્વ સયોગિક ભાવોને ક્ષણ વિનાશી સમજીને, ગુરૂકૃપાથી શીઘ્ર સ્વહિત સાધી લેવા બનતો શ્રમ કરવો વિવકીને ઉચિત છે

(૪૮) જેમણે દુર્જનની સગતિ કરી તેણે ધર્મસાધનની આ અપૂર્વ તક ખોઇ છે, એમ નિશ્ચયથી સમજવુ દુર્જન દ્વિજિહ્વ સર્પની જેવાજ ઝેરીલા હોવાથી સામાને પણ વિક્રિયા ઉપજાવે છે

(૪૯) જો પરમાત્મામા પૂર્ણ પ્રેમ જાગ્યો નહિ યાતો સપૂર્ણ ગુણાનુરાગ જાગ્યો નહિ, તો વિવિધ શાસ્ત્ર પરિશ્રમ માત્રથી શુ વળ્યુ ?

(૫૦) મિથ્યાડબરથી જીવ પરીણામે ભારે દુખી થાય છે મિથ્યા દમામથી જીવ ઉધુ વેતરવા જાય છે, જેમા નિશ્ચે હાનિજ પામે છે એવો દભ નિશ્ચે દુર્ગતિનુજ મૂળ છે. માટે

સર્વ પ્રકારે કપટવૃત્તિ તજીને સરલ ભાવજ ધારણ કરવો, મોક્ષાર્થીને યુક્ત છે ઠગ યુક્ત સર્વ કષ્ટ કરણી મિથ્યા થાય છે, નિર્મળ જ્ઞાન વૈરાગ્ય યોગેજ ઠગની દુષ્ટ ઘાટી ઉઘડી શકય છે

(૫૧) હે હૃદય ! કરુણા સમાન બીજો કોઇ અમૃતરસ નથી પરદ્રોહ સમાન બીજુ હાલાહલ ઝેર નથી, સદાચરણ સમાન બીજો કલ્પવૃક્ષ નથી, ક્રોધ સમાન કોઇ દાવાનળ નથી, સતોષ ઉપરાત કોઇ પ્રિય મિત્ર નથી અને લોભ સમાન કોઇ શત્રુ નથી આમાથી યુક્તાયુક્ત વિચારીને તુજને રુચે તે આદર ! હિતકારી માર્ગજ આદરવો એ સદ્વિવેક પામ્યાનુ સાર છે

(૫૨) હે ભાઇ જો તુ નિર્વાણ સુખને વાછનો હોય તો પરમ શાન્તિરુપી પ્રિયાનો આદર કર, કેમકે તેણી શીલ શ્રદ્ધા, ધ્યાન, વિવેક, કારુણ્ય ઔચિત્ય, સદ્બોધ અને સદાચરણાદિક અનેક શુભ રત્નોથી અલકૃત છે ક્ષાન્તિ-ક્ષમાનુ સમ્યગ્ સેવન કર્યા વિના કોઇ કદાપિ મોક્ષપદ પામી શકેજ નહિ

(૫૩) જે રાગદ્વેષ અને મોહાદિક દુષ્ટ દોષોથી સર્વથા મુક્ત થઇ, પરમાત્મપદને પ્રાપ્ત થયા છે, અને જેમનુ વચન સર્વ વિરોધરહિત છે, જે જગત્ ત્રયના નિષ્કારણ બધુ છે, એવા પરમ કારુણિક સર્વજ્ઞ પુરુષજ શરણ કરવા યોગ્ય છે એવા આપ્ત પુરુષના વચન અનુસારે વર્તનારા સત્પુરુષો પણ મોક્ષાર્થી સજ્જનોએ સાવધાનપણે સેવન કરવા યોગ્યજ છે

(૫૪) જ્યા સુધી સુકૃતવડે કરેલો પુણ્યનો સચય પહોંચે છે, ત્યા સુધીજ સર્વ પ્રકારની અનુકુળ સુખ સામગ્રી મળી આવે છે, એમ સમજીને શુભ ધર્મકરણી કરવા મન સદોદિત રહે તેમ પ્રમાદરહિત વર્તવુ

(૫૫) જ્યા સુધી દુષ્કૃત–કરેલો પાપ સંચય રહોચે છે ત્યાસુધીજ સર્વ પ્રકારની પ્રતિકુળતાવાળા કારણ મળી આવે છે, એમ સમજીને પૂર્વ પાપનો ક્ષય કરવા ઉદિત દુ:ખને સમભાવે સહન કરવા પૂર્વક નવા પાપ કર્મથી સદા નિવર્ત્તીને શુભ ધર્મ-કરણી કરવા સદા સાવધાન રહેવું યુક્ત છે

(૫૬) જેમણે આ અમૂલ્ય મનુષ્ય જન્મ પામીને પ્રમાદને પરવશ થઇ ધર્મ આરાધ્યો નહિ, તેમજ છતે ધને કૃપણતાથી તેનો સદુપયોગ કર્યો નહિ, એવા વિવેક વિકળને મોક્ષની પ્રાપ્તિ દૂરજ છે

(૫૭) આકાશ મધ્યે પણ કદાચ પર્વતશિલા મંત્રતંત્રના યોગે લાખો કાળ લટકી રહે, દૈવ અનુકૂળ હોય તો બે હાથના બળે કદાચ સમુદ્ર પણ તરાય અને ધોળે દહાડે પણ કદાચ ગ્રહયોગથી આકાશમા સ્ફુટ રીતે તારાઓ દેખાય, પરંતુ હિંસાથી કોઈનું કદાપિ કંઈ પણ કલ્યાણ સંભવતુંજ નથી

(૫૮) જેમ જ્યોતિશ્ચક્ર રાત્રી અને દિવસનું મંડન છે, તેમ અખંડ શીલ સતીઓ અને યતિઓનું ખરેખરૂં ભૂષણ છે

(૫૯) માયાવડે વેશ્યા, શીલવડે કુલ બાલિકા, ન્યાયવડે પૃથ્વીપતિ, અને સદાચારવડે યતિ મહાત્મા શોભે છે

(૬૦) જ્યા સુધીમા શરીર વ્યાધિગ્રસ્ત થઈ ન જાય, જ્યા સુધીમા જરા અવસ્થાથી દેહ જર્જરિત થઇ ન જાય, અને જ્યા સુધીમા ઇંદ્રિયોનું બળ ઘટી ન જાય, ત્યા સુધીમા સ્વસ્વશકિત અને યોગ્યતા મુજબ પવિત્ર ધર્મનું સેવન કરવું યુક્ત છે, સદ ઉદ્યમથી સકળ કા[illegible] થાય છે, અને પ્રમાદાચરણથી સકળ કાર્યને હાનિ [illegible]

( ૬૧ ) મદ્ય ( Intoxication ) વિષય ( evil propensities ) કષાય (wrath etc ) નિદ્રા ( Idleness ) અને વિકથા–કપોલ કથારૂપ પાચ પ્રકારના પ્રમાદ જીવોને દુઃખ વ્યથા મા પાડે છે

( ૬૨ ) જગત્ ગુરૂ જિનેશ્વર પ્રભુના પવિત્ર વચનનુ ઉલ્લઘન કરીને સ્વચ્છદ વર્તન ચલાવવુ એજ પ્રમાદનુ વ્યાપક લક્ષણ છે

( ૬૩ ) એવા પ્રમાદના જોરથી ચૌદ પૂર્વધર સમાન સમર્થ પુરૂષો પણ સત્ય ચારિત્ર ધર્મથી ચલાયમાન થઇ પતિત થઇ ગયા છે, તો બીજા અલ્પજ્ઞ અને ઓછા સામર્થ્યવાળાઓનુ તો કહેવુ જ શુ ?

( ૬૪ ) થોડુ ઋણ, થોડુ વ્રણ, ( ઘાવ ) થોડો અગ્નિ અને થોડા કષાયને પણ કદાપિ વિશ્વાસ કરવો નહિ કેમકે તે સર્વ થોડામાથી વધીને મોટુ ભયકર રૂપ ધારણ કરે છે

( ૬૫ ) જ્યા સુધી ક્રોધાદિ ચારે કષાયોને સર્વથા ક્ષય થાય નહિ, થોડા પણ કષાય શેષ રહ્યો ત્યા સુધી તેનો વિશ્વાસ કરવો નહિ થોડા પણ અવશિષ્ટ રહેલા કષાયની ઉપેક્ષા કરવાથી કવચિત્ ભારે વિષમ પરીણામ આવે છે, માટે તેમનો સર્વથા ક્ષય કરવા સતત્ પ્રયત્ન કરવો યુક્ત છે

(૬૬) જ્ઞાની પુરૂષો ક્રોધાદિક ચારે કષાયને ચડાળચોકડી તરીકે ઓળખાવે છે, અને તેનાથી સર્વથા અળગા રહેવા આગ્રહ કરે છે

(૬૭) રાગ અને દ્વેષ એ બને ક્રોધાદિક ચારે કષાયનુ પરિણામ છે, અથવા તો રાગ અને દ્વેષથી ઉક્ત ક્રોધાદિ ચારે

કષાયની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે એમ સમજીને રાગદ્વેષ-નોજ અત કરવા ઉજમાળ થવું યુક્ત છે તે બનેનો અત થયે પૂર્વોક્ત ચારે કષાયનો સ્વત અત થઇ જાય છે

(૬૮) રાગદ્વેષ એ બને મોહથકી પ્રભવે છે, તેથી તે બને મોહનાજ પુત્ર તરીકે ઓળખાય છે, રાગને કેસરી સિંહ જેવો બળવાન કહ્યો છે અને દ્વેષને મદોન્મત્ત હાથી જેવો મસ્ત માન્યો છે તેથી તેમનો જય કરવા જ્ઞાની પુરૂષો મોટા સામર્થ્યની જરૂર જોવે છે

(૬૯) રાગ અને દ્વેષ કેવળ મોહનાજ વિકારભૂત હોવાથી, જ્ઞાની પુરૂષો મોહનેજ મારવાનુ નિશાન તાકે છે મોહ સર્વ કર્મમા અગ્રેસર છે

(૭૦) મોહનો ક્ષય થયે છતે શેષ સર્વ પરિવાર પણ સ્વત ક્ષય થાય છે પણ તેની પ્રબળતા વડે સર્વ શેષ પરિવારનુ પણ પ્રાબલ્ય વધતુ જાય છે. દુનીયામા બળવાનમા બળવાન શત્રુ મોહજ છે

(૭૧) કામ, ક્રોધ, મદ મત્સરાદિક સર્વ મોહનાજ પરિવાર છે, એમ સમજીને મોહ ક્ષયાર્થીએ તે સર્વથી ચેતતા રહેવાની ખાસ જરૂર છે.

(૭૨) હુ અને મ્હારૂ એવા ગુપ્ત મત્રથી મોહે જગતને આધળુ કરી નાખ્યુ છે અર્થાત્ મમતાથીજ મોહની વૃદ્ધિ થતી જાય છે.

(૭૩) નહિ હુ અને નહિ મારૂ એ મોહનેજ મારવાનો ગુપ્ત મત્ર છે અર્થાત નિ જ મોહને મારવાન પ્રબળ સાધન છે

(૭૪) આત્માનુ શુદ્ધ સ્વરૂપ સમજવાથી તેમજ પરભાવને બરાબર પીછાનવાથી મોહનુ જોર પાતળુ પડે છે

(૭૫) સ્ફટિક રત્નોની જેવુ નિર્મલ આત્માનુ સ્વરૂપ છે, છતા કમકલકથી તે મલીનતાને પામેલુ હોવાથી, જીવ તેમા મુગ્ધતાથી મુઝાય છે

(૭૬) કર્મકલક દૂર થયે છતે જેવુ ને તેવુ નિર્મલ આત્મ સ્વરૂપ પ્રગટે છે, ત્યારે આત્માને તેનો સાક્ષાત્ અનુભવ થાયછે

(૭૭) કર્મકલકને દૂર કરવા માટે સર્વજ્ઞ પ્રભુએ સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રરુપી શ્રેષ્ટ સાધન બતાવેલુ છે,

(૭૮) એજ સાધનથી પૂર્વે અનેક મહાશયોએ આત્મ શુદ્ધિ કરી છે, વતમાન કાળે સાક્ષાત કરે છે, અને આગામી કાળે કરશે એમ સમજીને ઉક્ત સાધનમા દઢતર ઉદ્યમ કરવો યુક્ત છે

(૭૯) જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વીર્ય અને ઉપયોગ એજ આત્માનુ અનન્ય લક્ષણ છે એથી ભિન્ન વિપરીત લક્ષણ અજીવ જડનુજ છે

(૮૦) સ્વ લક્ષણાકિત સદ્ગુણોમા રમણ કરવુ તે સ્વભાવ રમણ કહેવાય છે, અને તેથી વિપરીત દોષોમા વિભાવ પ્રવૃત્તિ કહેવાય છે મોક્ષાર્થીએ વિભાવ પ્રવૃતીને તજી સ્વભાવ રમણજ કરવુ ઉચિત છે, એમ કરવાથી આત્માનુ શુદ્ધ સ્વરૂપ પ્રગટ થાય છે

(૮૧) સમ્યગ જ્ઞાન, દર્શન, અને ચારિત્રરુપી રત્નત્રયીનુ સસેવન કરવાથી જેમને અનત જ્ઞાન, અનત દર્શન, અનત ચારિત્ર અને અનત-વીર્યરુપી અનત ચતુષ્ટયી પ્રાપ્ત થયેલ

છે, એવા પરમાત્મપદ પ્રાપ્ત મહાપુરુષોજ મોક્ષાર્થીઓ એ ધ્યાવા યોગ્ય છે,

(૮૨) એવા પરમાત્માનુ ધ્યાન કરવાથી મન સ્થિર થાય છે, ઇંદ્રિયો અને કષાયનો જય થાય છે, અને શાંત રસની પુષ્ટિથી આત્મા પોતેજ પરમાત્મપદનો અધિકારી થાય છે, ઘનઘાતિ કર્મના ક્ષય થતાજ પોતે પરમાત્મ રૂપ થાય છે, માટે મોક્ષાર્થી જનોએ એવાજ પરમાત્મ પ્રભુનુ ધ્યાન કરવુ કે જેથી અંતે પોતે પણ તદ્રૂપજ થાય

(૮૩) એવા પરમાત્મપદ પ્રાપ્ત પુરુષો પણ અવશિષ્ટ અઘાતિ કર્મ ક્ષય થતા સુધી તો શરીરધારીજ હોય છે પણ સંપૂર્ણ કર્મથી મુકત થયે છતે તેઓ શરીરમુકત-અશરીરી પૂર્ણ સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત થાય છે અને એકજ સમયમા સર્વથા સર્વ બંધન મુકત થયા છતા લોકના અગ્ર ભાગે જઈ અક્ષય સ્થિતિને ભજે છે

(૮૪) ત્યા તેઓ અનંત જ્ઞાનાદિક સ્વરૂપ સ્વભાવમા સ્થિત છતા પરમાનંદમા મગ્ન રહે છે જન્મ મરણાદિક સર્વ બંધનથી સર્વથા મુકતજ રહે છે એવા સિદ્ધ પરમાત્મા પણ અનંત છે.

(૮૫) એવા સિદ્ધ ભગવાનના સદ્ગુણોનુ અનુકરણ કરીને જે તેમનુ અલેપપણે ધ્યાન કરે છે તે સ્ફીતાશયો પણ તેવીજ સ્થિતિને અંતે ભજે છે

(૮૬) એવા ભાવી સિદ્ધ પુરૂષો પણ અનંત છે

(૮૭) ઉત્તમ પ્રકારના આચાર વિચારમા કુશલપણે પોતે પ્રવર્તતા છતા અન્ય મોક્ષાર્થી વર્ગને પ્રવર્તાવનારા આચાર્ય મહારાજા, પવિત્ર અંગ ઉપાંગરૂપ આગમ સિદ્ધાંતને સંપૂર્ણ જા-

ણીને અન્ય વિનીત વર્ગને પરમાર્થ દાવે પઢાવનારા ઉપાધ્યાય મહારાજા, તથા પવિત્ર રત્નત્રયીના પાલન પુર્વક અન્ય આત્મા થી જનોને યથાશકિત આલંબન આપનારા મુનિરાજ મહારાજા, સર્વોત્તમ લોકોત્તર માર્ગના સેવનથી પૂર્વોક્ત પરમાત્મ પદના પૂર્ણ અધિકારી હોવાથી અનુક્રમે પરમાત્મપદ પામીને સંપૂર્ણ સિદ્ધરૂપ થાય છે

(૮૮) જેઓ સંસારીક સુખ સંયોગોની અનિત્યતા વિચારીને સંસારના સર્વ સંબંધથી વિરક્ત થઈ ઉદાસીન ભાવ ધારણ કરી પરમાત્મ પંથને અનુસરવા કટિબદ્ધ થઈ સ્વ સ્વભાવમાં સ્થિત થઇ સિદ્ધ પરમાત્માને અભેદ ભાવે ધ્યાવે છે તેઓ સર્વ દુખદંધનને છેદીને નિશ્ચે સિદ્ધ દશાને પ્રાપ્ત થાય છે

(૮૯) એવા મહાપુરૂષોનો સમાગમ મોક્ષાર્થી જીવોને પરમ આશીર્વાદરૂપ છે એમ સમજીને સર્વ પ્રમાદ તજી સત્સમાગમનો બનતો લાભ લેવા ચુકવું નહિ, એવા સત્સમાગમથી ક્ષણ વાર માં અપૂર્વ લાભ સંપાદન થાય છે

(૯૦) જેમનું મન સત્સમાગમ વડે જ્ઞાન વૈરાગ્યમાં તર બોળ રહે છે તેમનું સુખ તેઓજ જાણે છે પ્રિયાના આલિંગ નથી કે ચંદનના રસથી જેવી શીતળતા વળતી નથી એવી શીતળતા વૈરાગ્ય રસની લહેરીયોથી પ્રસરે છે જેમ વૈરાગ્ય રસની વૃદ્ધિ થાય તેમ પ્રયત્ન કરવો જરૂરનો છે

(૯૧) વૈરાગ્ય રસથી અનાદિ કાળનો રાગાદિકનો તાપ ઉપશમે છે, તૃષ્ણા શાંત થાય છે, અને મમત્વભાવ દૂર થાય છે, યાવત્ મોહનું જોર નરમ પડે છે અને ચારિત્રમાર્ગની પુષ્ટિ થાય છે

(૯૨) વૈરાગ્ય રસની અભિવૃદ્ધીથી એવી તે ઉત્તમ ઉદાસીન દશા થાય જાય છે કે તેથી સર્વત્ર સમાનભાવ વર્તે છે નિદા-સ્તુતિમા તેમજ શત્રુ-મિત્રમા સમપણુ આવવાથી હર્ષ શોક થતા નથી અનુકૂળ કે પ્રતિકૂળ સર્વ સયોગોમા સમચિત્તપણુ આવે છે તેથી સ્વભાવની શુદ્ધિ વિશેષે થાય છે

(૯૩) વૈરાગ્યની વૃદ્ધિથી સસારવાસ કારાગૃહ જેવો ભાસે છે અને તેથી વિરકત થઇ પારમાર્થિક સુખ માટે યત્ન કરવા મન દોરાય છે

(૯૪) શાત રસથી પુષ્ટિ થતા દ્રવ્ય અને ભાવ કરૂણાની વૃદ્ધિ થાય છે અને શાત રસના સમુદ્ર એવા વીતરાગ પ્રભુના વચન ઉપર પૂર્ણ પ્રતીતિ આવે છે જેથી ગમે તેવી કસોટીના વખતે પણુ સત્ય માર્ગથી ચલાયમાન થવાતુ નથી,

(૯૫) પ્રશમ રસની પુષ્ટિ થવાથી અપરાધી જીવનુ મ નથી પણ પ્રતિકુળ-અહિત ચિતવન કરાતુ નથી આવી રીતે વિવેક વર્તનથી મોક્ષ મહેલનો મજબૂત પાયો નખાય છે અને સકળ ધર્મકરણી મોક્ષ સાધકજ થાય છે

(૯૬) ચિરકાળના લાબા અભ્યાસથી શાતવાહિતા યોગે અહિસાદિક મહાવ્રતોની દઢતા અને સિદ્ધિ થાય છે જેથી સમીપવતી હિસક જીવો પણ પોતાનો ક્રૂર સ્વભાવ તજી દઇને શાત ભાવને ભજે છે અને સાતિશયપણાથી દેવ દાનવાદિક પણ સેવામા હાજર રહે છે આવો અપૂર્વ મહિમા શાત-વૈરાગ્ય રસનોજ છે એમ સર્વ મોક્ષાર્થી જનોને વિશેષે પ્રતીત થાય છે તેથી તેમા તેઓ અધિક પ્રયત્ન કરે છે

(૯૭) જેમને મન, વચન અને કાયામા સપૂર્ણ સ્થિરતા

પ્રાપ્ત થઇ છે એવા યોગીશ્વરો ગામમા કે અરણ્યમા દિવસે કે રાત્રીમાં સરખી રીતે સ્વ સ્વભાવમાંજ સ્થિત રહે છે કદાપિ સ-યમ માર્ગમાં અરતિ ભજતાજ નથી સુવર્ણની પેરે વિષમ મ યોગમા ચડવાને તે વર્તે છે

(૯૮) જેઓ ફકત અન્યનેજ શિખામણ દેવામા શૂરા છે તેઓ ખરી રીતે પુરૂષની ગણનામાજ નથી પણ જેઓ પોતા નેજ ઉત્તમ શિખામણો આપીને ચારિત્ર માર્ગમા સ્થિર કરે છે, તેઓ ખરેખર સત્ પુરૂષોની ગણનામા ગણાવા યોગ્ય છે

(૯૯) કાચનને જેમ જેમ અગ્નિમા તપાવવામા આવે છે તેમ તેમ તેનો વાન વધતોજ જાય છે શેલડીના સાઠાને જેમ જેમ છેદવામા કે પીલવામા આવે છે તેમ તેમ તે સરસ મિષ્ટ રસ સમર્પે છે તેમજ ચ દનને જેમ જેમ ઘસવામા કે કાપવામા આવે છે તેમ તેમ તે તેના ઘસનાર ને કે કાપનારને ઉત્તમ પ્ર-કારની સુગ ધ અથવા ખુશબો આપે છે તેવીજ રીતે સત્પુરૂષોને પ્રાણાત કષ્ટ પડયે છતે પણ કદાપિ પ્રકૃતિનો વિકાર થતોજ નથી તે તો તેવે વખતે ઉલટી અધિક ઉજળી થઇ આત્મલાભ ભણી થાય છે આવાજ પુરૂષો જગતમા ખરા પુરૂષની ગણનામા ગણાવા યોગ્ય છે

(૧૦૦) યોગી પુરૂષોને વૈરાગ્ય—પુષ્ટિથી જે અ તર ગ સુખ થાય છે તેવુ સુખ ઇ દ્રાદિકને સ્વપ્નમા પણ સ ભવતુ નથી કેમકે ઇંદ્રાદિકનુ સુખ વિષયજન્ય હોવાથી કેવળ બ હિર ગ-બાહ્ય—કલ્પિતજ છે

(૧૦૧) મધ્ય-ઉદરની દુર્બલતાથી કૃસોદરી—સ્ત્રી શોભે છે, તપોનુષ્ઠાનવડે થયેલી શરીરની દુબલતાથી યતિ મુની શોભે છે,

અને મુખની કૃશતાથી ઘોડો શોભે છે, પણ તેઓ કઇ આભુ-ષણથી શોભતા નથી સર્વ કોઈ સ્વ સ્વ લક્ષણ લક્ષિત છ-તાજ શોભે છે

(૧૦૨) જે સ્રીના પ્રેમાળ વચન સાભળીને ચ ચળ-ચિત્ત થતો નથી, તેમજ સ્રીના નેત્ર કટાક્ષથી પણ લગારે સ ક્ષોભ પામતો નથી તેજ યોગીશ્વર રાગદ્વેષ વિવર્જિત હોવાથી જગ તમા જયવતો વર્ત્તે છે

(૧૦૩) અનેક દોષથી ભરેલી કામની કુપિત થયે છતે પણ કામાતુર જીવ તેણીનો આદર કરતો જાય છે એવી કામા-ધતાને ધિક્કાર પડો

(૧૦૪) જેનો સ યોગ થયો છે તેનો વિયોગ તો અવશ્ય વ્હેલો મોડો થવાનોજ છે ત્યારે વિયોગ વખતે શા માટે હૃદયને શલ્યરુપ શોક કરવોજ જોઇયે ! તેવા દુ ખદાયી શોકથી શુ વળવાનુ છે ?

(૧૦૫) મમતા વિના શોક થતો નથી જ્ઞાન વૈરાગ્યથી તે મમતા ઘટે છે, સમ્યગ્જ્ઞાન યા અનુભવ જ્ઞાનથી મોહની ગાઠ તૂટે છે અને હૃદયનુ બળ વધવાથી ઘટમા વિવેક જાગવાથી શોકાદિકને અ તરમા પેસવાનો અવકાશ મળતો નથી

(૧૦૬) કફના વિકારવાળુ નારીનુ મુખ કયા અને અ મૃતથી ભરેલો ચદ્રમા કયા ? તે બ ને વચ્ચે મહાન્ અ તર છ તા મ દબુદ્ધિ એવા કામી લોકો તેમનુ ઐક્ય-સરખાપણુ જ માને છે

(૧૦૭) હાથીના કાનની માફક ચપળ-ક્ષણવારમા છેહ દે-

એવા વિષય ભોગને પરિણામે માઠા વિપાક આપવાવાળા જાણ્યા છતા તજી ન શકાય એ કેવળ મોહનીજ પ્રબળતા દેખાય છે,

(૧૦૮) એક એક ઇંદ્રિયની વિષય લપટતાથી પતગીયા, ભમરા, માછલા, હાથી અને હરણ પ્રાણાત દુખ પામે છે, તો એકી સાથે પાંચેઇંદ્રિયોને પરવશ પડેલા પામર પ્રાણીઓનુ તો કહેવુજ શુ ?

૧૦૯ જેમ ઇધનથી અગ્નિ શાત થતો નથી, પરતુ તે વૃદ્ધિજ પામે છે તેમ વિષય ભોગથી ઇંદ્રિયો તૃપ્ત થતી નથી, પરતુ તેથી તૃષ્ણા વધતી જાય છે, અને જેમ જેમ વિશેષે વિષય સેવન કરવા જીવ લલચાય છે તેમ તેમ અગ્નિમાં આહુતિની પેરે કામાગ્નિની વૃદ્ધિ થયા કરે છે

(૧૧૦) અનુભવ જ્ઞાનિયોએ યુક્તજ કહ્યું છે કે જ્ઞાન વૈરાગ્યજ પરમમિત્ર છે, કામ ભોગજ પરમશત્રુ છે, અહિસાજ પરમ ધર્મ છે અને નારીજ પરમ જરા છે ( કેમકે જરા વિષય લપટીનો શીઘ્ર પરાભવ કરે છે )

(૧૧૧) વળી યુક્તજ કહ્યુ છે કે તૃષ્ણા સમાન કોઇ, વ્યાધિ નથી, અને સતોષ સમાન કોઇ સુખ નથી

(૧૧૨) પવિત્ર જ્ઞાનામૃત યા વૈરાગ્ય રસથી આત્માને પોષવાથી તૃષ્ણાનો અત આવે છે, અને સતોષ ગુણની પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય છે

(૧૧૩) સતોષ સર્વ સુખનુ સાધન હોવાથી મોક્ષાર્થી જનોએ તે અવશ્ય સેવન કરવા યોગ્ય છે અને લોભ સર્વ દુખ

નુ મૂળ હોવાથી અવશ્ય તજવા યોગ્ય છે લોભ–બુદ્ધિ તજવાથી સતોષ ગુણ વાધે છે,

(૧૧૪) ક્રોધાદિ ચારે કષાય, સસારરૂપી મહાવૃક્ષના ઉડા મજબુત મૂળ છે સસારનો અત કરવા ઇચ્છનાર મોક્ષાર્થીએ કષાયનોજ અત કરવો યુક્ત છે કષાયનો અત થયે છતે ભવનો અત થયોજ સમજવો

(૧૧૫) ઉપશમ ભાવથી ક્રોધને ટાળવો, વિનયભાવથી માનને ટાળવો, સરલભાવથી માયા કપટનો નાશ કરવો અને સતોષથી લોભનો નાશ કરવો કષાયને ટાળવાનો એજ ઉપાય જ્ઞાનીયોએ બતાવ્યો છે

(૧૧૬) રાગ અને દ્વેષથી ઉક્ત ચારે કષાયને પુષ્ટિ મળે છે, માટે વીતરાગ પ્રભુએ સર્વ કર્મનો જડ જેવા રાગ અને દ્વેષનેજ મૂળથી ટાળવા વારવાર ઉપદેશ કર્યો છે દ્વેષથી ક્રોધ અને માનની તથા રાગથી માયા અને લોભની વૃદ્ધિ થાય છે રાગ દ્વેષનો ક્ષય થવાથી સર્વ કષાયનો સ્વત ક્ષય થઈ જાય છે માટે મોક્ષાર્થીએ રાગ દ્વેષનો અવશ્ય ક્ષય કરવો યુકત છે

(૧૧૭) વિષય ભોગની લાલસાથી રાગ દ્વેષની ઉત્પત્તિ અને વૃદ્ધિ થાય છે, માટે મોક્ષાર્થીએ વિષય લાલસાને તજીને સહજ સતોષ ગુણ મેત્રવો યુકત છે-

(૧૧૮) વિવિધ વિષયની લાલસાવાળુ મલીન મનજ દુગતિનુ મૂળ છે, માટે એવા મનનેજ મારવા મહાશયો ભાર દઈને કહે છે

(૧૧૯) મનને માર્યાથી ઇદ્રિયો સ્વત મરી જાય છે ઇદ્રિયોના ... વિષયોનો અત આવવાથી ...

કષાયનો પણ અંત આવે છે, રાગદ્વેષ રૂપ કષાયનો ક્ષય થવાથી ઘાતિ કર્મનો ક્ષય થાય છે, અને અનંત જ્ઞાનાદિક સહજ અનંત ચતુષ્ટયી પ્રગટ થાય છે યાવત્ અવશિષ્ટ અઘાતિ કર્મનો પણ અંત થતાંજ અજ અવિનાશી મોક્ષ પદવી પ્રાપ્ત થાય છે

(૧૨૦) મન અને ઇંદ્રિયોને વશ કરીને વિષયલાલસા તજવાથી આવો અનુપમ લાભ થતો જાણીને કોણ હતભાગ્ય કામ ભોગની વાંછા કરીને આવા શ્રેષ્ઠ લાભ થકી ચૂકશે ? મુમુક્ષુ જનોને તો વિષયવાંછા હાલાહલ ઝેર જેવી છે

(૧૨૧) વિષયલાલસા હાલાહલ ઝેરથી પણ આકરી છે કેમકે ઝેરતો ખાધા બાદજ જીવનું જોખમ કરે છે અને વિષયનું ચિંતવન કરવા માત્રથી ચારિત્ર પ્રાણનું જોખમ થાય છે, અથવા વિષ ખાધું છતું એકજ વખત મારે છે, પણ વિષયવાંછા તો જીવને ભવોભવ ભટકાવે છે

(૧૨૨) વિષયસુખને વૈરાગ્ય યોગે તજીને ફરી વાંછનાર વમન ભક્ષી શ્વાનની ઉપમાને લાયક છે

(૧૨૩) યોગમાર્ગથી પતિત થતા મુમુક્ષુને યોગ્ય આલંબન આપીને પાછો માર્ગમાં સ્થાપવામાં અનર્ગળ લાભ રહેલો છે.

(૧૨૪) જેમ રાજીમતિએ રથનેમિને તથા નાગિલાએ ભવદેવ મુનિને તથા કોશાએ સિંહ ગુફાવાસી સાધુને પ્રતિબોધ આપીને સંયમ માર્ગમાં પુનઃ સ્થાપ્યા, તેમ નિસ્વાર્થ બુદ્ધિથી મોક્ષાર્થી જીવને અવસર ઉચિત આલંબન આપનાર મોટો લાભ હાંસલ કરી શકે છે

(૧૨૫) મોક્ષાર્થી જનોએ હમેશાં ચઢતાના રાખવા

લેવા યોગ્ય છે પણ પડતાના દાખલા લેવા યોગ્ય નથી ચઢતાના દાખલાથી આત્મામા શુરાતન આવે છે, અને પડતાના દાખલાથી કાયરતા આવે છે

(૧૨૬) ચ્હાય તો પુરૂષ હોય કે સ્ત્રી હોય પણ ખરો પુરૂષાર્થ સેવવાથીજ તે સદ્‌ગતિ સાધી શકે છે પુરૂષ છતા પુરૂષાર્થહીન હોય તો તે પુગણુમા નથી અને સ્ત્રી છતા પુરૂષાર્થયોગે પુ ગણુનામા ગણુવા યોગ્યજ છે પૂર્વે અનેક ઉત્તમ સ્ત્રીઓએ પુરૂષાર્થના બળે પરમ પદનો અધિકાર પ્રાપ્ત કર્યા છે મોક્ષાર્થી જનોએ એવા ચઢતાના દાખલા લેવા યોગ્ય છે તેથી સ્વપુરૂષાર્થ જાગૃત થાય છે

(૧૨૭) કેવળ પુરૂષજ પરમપદનો અધિકારી છે, સ્ત્રીને તેવો અધિકાર નથી, એમ બોલનારા પક્ષપાતી યા મિથ્યાભાષી છે ખરી વાત તો એ છે કે જે ખરો પુરૂષાર્થ સેવે છે, તે ચ્હાય તો પુરૂષ હોય યા તો સ્ત્રી હોય પણ અવશ્ય પરમપદનો અધિકારી હોવાથી પરમ-પદ મોક્ષ સુખને સાધી શકે છે. પુરૂષની પેરે અનેક સ્ત્રીઓએ પૂર્વે પરમપદ સાધેલુ છે

(૧૨૮) સમ્યગ્ જ્ઞાન દર્શન અને ચારિત્રનુ વિધિવત્ પાલન કરવુ તે ખરો પુરૂષાર્થ છે પુરૂષાર્થ હીન કાયર માણુસો તેમ કરી શકતા નથી

(૧૨૯) અહિંસાદિક પાચ મહાવ્રત તથા રાત્રીભોજનનો સર્વથા ત્યાગ કરવારૂપી છઠ્ઠુ વ્રત વિવેકબુદ્ધિથી સમજીને ગ્રહણ કરી સિંહની પેરે શુરવીરપણે તે સર્વ વ્રતોનુ યથાવિધિ પાલન કરવુ તથા અન્ય ... ધિકારી સ્ત્રીપુરૂષોને શુદ્ધમાર્ગ સમજા-

વી સન્માર્ગમા સ્થાપી તેમને યથોચિત સહાય આપવી તે ખરો કલ્યાણનો માર્ગ છે

(૧૩૦) સર્વ જીવોને આત્મ સમાન લેખીને કોઇને કોઇ રીતે મનથી, વચનથી કે કાયાથી હણવો નહિ, હણાવવો નહિ કે હણનારને સમત થવુ નહિ એ પ્રથમ મહાવ્રતનુ સ્વરૂપ છે એમ સર્વત્ર સમજી લેવાનુ છે

(૧૩૧) ક્રોધાદિક કષાયથી, ભયથી કે હાસ્યથી જુઠ બોલવુ નહિ, જુઠ બોલાવવુ નહિ તેમજ જુઠ બોલનારને સમત થવુ નહિ એ બીજુ મહાવ્રત છે પવિત્ર શાસ્ત્રના માર્ગને મુકીને સ્વછદે બોલનાર મૃષાવાદીજ છે

(૧૩૨) પવિત્ર શાસ્ત્રની આજ્ઞા વિરૂદ્ધ કોઈ પણ ચીજ સ્વામીની રજા વિના લેવી નહિ, લેવડાવવી નહિ, તેમજ લેનારને સમત થવુ નહિ સયમના નિર્વાહ માટે જે કાંઈ અશન વસનાદિક જરૂર હોય તે પણ શાસ્ત્ર આજ્ઞા મુજબ સદ્ગુરૂની સમતિ લઇને અદીનપણે ગવેષણા કરતા નિર્દોષ મળે તોજ ગ્રહણ કરવુ એ ત્રીજુ મહાવ્રત કહ્યુ છે

(૧૩૩) દેવ, મનુષ્ય કે તિર્યચ સબધી વિષયભોગ મન, વચન, કે કાયાથી સેવવા નહિ બીજાને સેવડાવવા નહિ અને સેવનારને સમત થવુ નહિ એ ચોથુ મહાવ્રત જાણવુ

(૧૩૪) કઇ પણ અલ્પ મૂલ્યવાળી કે બહુ મૂલ્યવાળી વસ્તુ ઉપર મુર્છા રાખવી નહિ, સયમને બાધકભૂત કોઈ પણ વસ્તુનો સગ્રહ કરવો નહિ, કરાવવો નહિ, તેમજ કરનારને સમત થવુ નહિ એ પાચમુ મહાવ્રત છે

(૧૩૫) અશન, પાણી, ખાદિમ કે સ્વાદિમ રાત્રી સમયે (સૂર્ય અસ્ત પછી અને સૂર્ય ઉદય પહેલા) સવથા વાપરવા નહિ, વપરાવવા નહિ તેમજ વાપરનારને સમત થવુ નહિ એ છઠુ મત છે

(૧૩૬) પૂર્વોક્ત સર્વ મહાવ્રતોનુ યથાવિધિ પાલન કરતા જેમ રાગદ્વેષની હાની થાય તેમ સાવધાનપણે પ્રવૃત્તિ નિવૃત્તિ માર્ગ સ્વીકારી તેનો યથાર્થ નિર્વાહ કરવો, અને અન્ય આત્માર્થીજનોને યથાશક્તિ યથાવકાશ સહાય કરવી તે ઉત્તમ પ્રકારનો પુરૂષાર્થ છે

(૧૩૭) સદ્ગુરૂનુ શરણ લહી તેમની પવિત્ર આજ્ઞાનુસારે વર્તનાર મહાશયોનો સકળ પુરૂષાર્થ સફળ થાય છે

(૧૩૮) સદ્ગુરૂની કૃપાથી પ્રાપ્ત થયેલા સદ્બોધવડે, મયમ માર્ગમા આવતા અપાયો સહેલાઇથી દૂર કરી શકાય છે

(૧૩૯) મુમુક્ષુજનોએ ચદ્રની પેરે શીતળ સ્વભાવી, સાયરની જેવા ગભીર, ભારંડ પખીની જેવા પ્રમાદ રહીત, અને કમળની પેરે નિર્લેપ થવુ જોઇએ યાવત્ મેરૂ પર્વતની પેરે નિશ્ચળતા ધારીને સિહની જેમ શુરવીર થઇને વૃષભની પેરે નિર્મળ ધર્મની ધુરા મુનિજનોએ અવશ્ય ધારવી જોઇએ

(૧૪૦) મુમુક્ષુજનોએ કચન અને કામનીને દૂરથીજ તજવા જોઈએ

(૧૪૧) મુમુક્ષુજનોએ રાય અને રકને સરખા લેખવા જોઈએ, તથા સમભાવથી તેમને ધર્મ ઉપદેશ આપવો જોઇએ.

(૧૪૨) મુમુક્ષુજનોએ નારીને નાગણી સમાન લેખી તેણીનો

સગ સવથા તજવો જોઇએ નારીના સગથી નિશ્ચે કલક ચટે છે

(૧૪૩) મુમુક્ષુજનોએ સમરસ ભાવમા ઝીલતા થકા શાસ્ત્ર અવગાહન કર્યા કરવુ જોઇએ

(૧૪૪) મુમુક્ષુજનોએ અધિકારીની હિતશિક્ષા હૃદયમા ધારીને સ્વશક્તિને ગોપવ્યા વિના તેનુ યત્નથી પાલન કરવુ જોઇએ કોઇ રીતે અધિકારીની હિતશિક્ષાનો અનાદર નજ કરવો જોઇએ

(૧૪૫) મુમુક્ષુજનોએ ક્ષુધાદિકનો ઉદય થયે છતે ગુર્વાદિકની સમતી લઇને નિર્દોષ આહાર પાણીની ગવેષણા કરી તેવો નિર્દોષ આહાર પ્રમુખ મળે તો તે અદીનપણે લઇને ગુર્વાદિકની સમીપે આવીને તેની આલોચના કરી ગુર્વાદિકની રજાથી અન્ય મુમુક્ષુ જનની યથાયોગ્ય ભક્તિ કરીને લોલુપતા રહીત લાવેલો આહાર સયમના નિર્વાહ માટે વાપરતા મનમા સમભાવ રાખી તેને વખાણ્યા કે વખોડયાવિના પવિત્ર મોક્ષના માર્ગમા પુન કટિબદ્ધ થઇને વિશેષે ઉદ્યમ કરવો જોઇએ.

(૧૪૬) મુમુક્ષુજનોની શાસ્ત્ર આજ્ઞા મુજબ વર્તીને કરવામા આવતી માધુકરી ભિક્ષાને જ્ઞાની પુરુષો 'સર્વ સંપત્કરી' કહે છે

(૧૪૭) મુમુક્ષુજનોની શાસ્ત્ર આજ્ઞા વિરુદ્ધ વર્તીને કરવામા આવતી ભિક્ષાને જ્ઞાની પુરુષો 'બલહરણી' કહીને બોલાવે છે

(૧૪૮) કેવળ અનાથ અશરણ એવા આધળા પાગળા વિગેરે દીનજનોની ભિક્ષાને જ્ઞાની પુરુષો 'વૃત્તિ ભિક્ષા' કહીને બોલાવે છે

(૧૪૯) મુમુક્ષુજનોએ શાસ્ત્ર વિરુદ્ધ માર્ગે વર્ત્તતા ય તી 'બલહરણી' ભિક્ષાને સર્વથા તજીને શાસ્ત્ર વિહિત માર્ગે વર્તીને 'સર્વ સંપત્કરી' ભિક્ષાનોજ ખપ કરવો યુક્ત છે

(૧૫૦) મુમુક્ષુ જનોએ અકૃત, અકારિત અને અસંક લ્પિતજ આહાર ગવેષીને ગ્રહણ કરવો જોઈએ પોતે નહિ કરે લો નહિ કરાવેલો તેમજ પોતાને માટે ખાસ સંકલ્પીને ગૃહ સ્થાદિકે નહિ કરેલો કે કરાવેલોજ આહાર મુમુક્ષુજનોને ક લ્પે છે તેવો પણ આહાર ગવેષણા કરતા મળી શકે છે

(૧૫૧) યતિ ધર્મ યાને મુમુક્ષુ માર્ગ અતિ દુષ્કર કહ્યો છે કેમકે તેમા એવા નિર્દોષ આહારથીજ સંયમ નિર્વાહ કરે વાનો કહ્યો છે

(૧૫૨) ગૃહસ્થ જનો પોતાના માટે અથવા પોતાના કુ- ટુંબને માટે અન્ન પાનાદિક નીપજાવતા હોય તેમા એવો શુભ વિચાર કરે કે આપણે માટે કરવામા આવતા આ અન્ન પાણી માથી કદાચ ભાગ્ય યોગે કોઇ મહાત્માના પાત્રમા થોડુ પણ અપાશે તો મોટો લાભ થશે આવો શુભ વિચાર ગૃહસ્થ જનોને હિતકારીજ છે

(૧૫૩) એવા શુભ ચિંતન યુક્ત ગૃહસ્થોએ પોતાને માટે કે પોતાના કુટુંબને માટે નીપજાવેલા અન્ન પાણી વિગેરે મુમુક્ષુનિને લેવામાં બાધક નથી.

(૧૫૪) નિર્દોષ આહાર લાવી વિધિવત્ તે વાપરનાર મુનિ સંયમની શુદ્ધિ કરી શકે છે તેથી ઉલટી રીતે વર્તતા સંયમની વિરાધના થાય છે

(૧૫૫) મુમુક્ષુજનોએ શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ સંબંધી સર્વ વિષય આસક્તિથી સાવધપણે દૂર રહેવું યુક્ત છે.

(૧૫૬) મુમુક્ષુજનોએ વિષય વાસનાનેજ હઠાવવા યત્ન કરવો જોઇએ

(૧૫૭) મુમુક્ષુજનોએ ગૃહસ્થોનો પરિચય તજીને બ્રહ્મચર્યની ખૂબ પુષ્ટિ થાય તેમ પવિત્ર જ્ઞાન ધ્યાનનો સતત અભ્યાસ કરવો જોઇએ

(૧૫૮) મુમુક્ષુજનોએ સ્ત્રી, પશુ, પંડગ વિનાનું સંયમને અનુકૂળ સ્થાનજ રહેવાને પસંદ કરવું જોઇએ

(૧૫૯) મુમુક્ષુજનોએ કામવિકાર પેદા થાય એવી કોઇ પણ ચેષ્ટા કરવી ન જોઇએ સ્ત્રી કથા, સ્ત્રી શય્યા, સ્ત્રીના અંગોપાંગનું નિરીક્ષણ, સ્ત્રી સમીપે સ્થિતિ, પૂર્વે કરેલી કામક્રિડાનું સ્મરણ, સ્નિગ્ધ ભોજન તથા પ્રમાણાતિરિક્ત ભોજન, તથા શરીર વિભૂષાદિક સર્વે તજવા જોઇએ

(૧૬૦) મુમુક્ષુજનોએ પૂર્વ થયેલા મહા પુરૂષોના પવિત્ર ચરિત્રને જાણીને તેમનું બનતું અનુકરણ કરવાને સદા સાવધાન રહેવું જોઇએ

(૧૬૧) મુમુક્ષુજનોએ ગમે તેવા સંયોગોમાં સંયમથી ચલાયમાન થવું ન જોઇએ દેવ, મનુષ્ય કે તિર્યંચે કરેલા સર્વ અનુકૂળ કે પ્રતિકૂળ ઉપસર્ગ પરીષહોને અદીનપણે આત્મ કલ્યાણાર્થે સહન કરવા જોઇએ

(૧૬૨) મુમુક્ષુજનોએ માર્ગમાં ચાલતાં ધુસરા પ્રમાણ

ભૂમિને આગળ જોતા કોઇ પણ ન્હાના કે મોટા જીવને જોખમ ન પહોચે તેમ કરૂણા નજરથી તપાસીને ચાલવુ જોઇએ

(૧૬૩) મુમુક્ષુજનોએ જરૂર પડતુ બોલતા કોઇને અપ્રીતિ ન ઉપજે એવુ હિત, મિત, મિષ્ટ અને સત્ય, ધર્મને બાધક ન થાય તેવુ ભાષણ કરવુ જોઇએ

(૧૬૪) મુમુક્ષુજનોએ સયમના નિર્વાહ માટે જરૂર પડયે છતે ૪૨ દોષ રહીત આહાર પાણી વિગેરે ગુર્વાદિકની સમતિથી લાવીને વિધિવત્ વાપરવા જોઇએ

(૧૬૫) મુમુક્ષુજનોએ કોઇપણ વસ્તુ લેતા યા મૂકતા કોઈ પણ જીવની વિરાધના થઈ ન જાય તેમ સભાળીને તે વસ્તુ લેવી મૂકવી જોઇએ

(૧૬૬) મુમુક્ષુજનોએ લઘુનીતિ, વડીનીતિ વિગેરે શરીરના સર્વ મળનો ત્યાગ નિર્જીવ સ્થાનમા જઇને વિધિ-વત્ કરવો જોઇએ

(૧૬૭) મુમુક્ષુજનોએ મુખ્યપણે મનને ગોપવીને ધર્મ ધ્યાનમા જોડાવુ જોઇએ જેમ બને તેમ તેને વિવિધ વિકલ્પ જાળથી મુક્ત રાખવુ જોઈએ

(૧૬૮) મુમુક્ષુજનોએ મુખ્યપણે તથાપ્રકારના કારણવિના મૌનજ ધારણ કરી રહેવુજ જોઇએ જરૂર જણાતા સત્ય નિર્દોષજ ભાષણ કરવુ જોઇએ

(૧૬૯) મુમુક્ષુજનોએ મુખ્યપણે સયમાર્થે જવા આવવાની જરૂર ન હોય તો [illegible] કાચબાની પેરે ગોપવી રાખવી જોઇએ. સ્થિર આસન [illegible] ાન ધ્યાનનોજ અભ્યાસ કરવો જોઇએ.

(૧૭૦) મુમુક્ષુજનોએ ચાલવાની, બેસવાની, ઉઠવાની, સુવાની, ખાવાની, પીવાની કે બોલવાની જે જે ક્રિયા કરવી પડે તે તે કોઇ જીવને ઇજા ન થાય તેમજ સભાળથીજ કરવી જોઇએ

(૧૭૧) મુમુક્ષુજનોએ રસગૃદ્ધ નહિ થતા પરિમિતભોજી થવુ જોઇએ

(૧૭૨) મુમુક્ષુજનોએ સયમ અનુષ્ઠાનને સમજપૂર્વક પ્રમાદ રહિત સેવીને અન્ય મુમુક્ષુજનોને યથાશકિત સયમમાં સહાયભૂત થવુ જોઇએ એક ક્ષણ માત્ર પણ કલ્યાણાર્થીએ પ્રમાદ કરવો ન જોઇએ

(૧૭૩) પ્રીય મનોહર અને સ્વાધીન ભોગને જે જાણી જોઇને તજે છે, તેજ ખરો ત્યાગી કહેવાય છે

(૧૭૪) વસ્ત્ર, ગધ, માલ્ય, અલકાર તથા સ્ત્રી શય્યાદિક નહિ મળવા માત્રથી ભોગવતો નથી, પણ મનથી તો તેવા વિષયમા સાર માનીને મગ્ન રહે છે તે ત્યાગી કહેવાય નહી

(૧૭૫) જો જળમા મચ્છની પદ પક્તિ માલુમ પડે કે આકાશમા પખીની પદ પકિત જણાય, તેજ સ્ત્રીના ગહન ચરિત્રની સમજ પડી શકે, તાત્પર્ય કે સ્ત્રીના ચરિત્રનો પાર પામવો અશક્ય છે

(૧૭૬) પ્રિયાલાપથી કોઇની સાથે વાત કરતી કામની કટાક્ષ વડે કોઇ અન્યને સાનમા સમજાવતી હોય તેમ વળી હૃદયથી તો કોઈ બીજાનુ ધ્યાન [ચિતવન] કરતી હોય, એવી સ્ત્રીની ચચળતાને ધિક્કાર પડો સ્ત્રીઓ પ્રાય કપટનીજ પેટી હોય છે

(૧૭૭) જો મન વૈરાગ્યના રગથી રગાયલુ ન હોય તો દાન, શીલ, અને તપ કેવળ કષ્ટરૂપજ થાય છે વૈરાગ્ય યુકત કરેલી સર્વ ધર્મકરણી કલ્યાણકારી થાય છે માટે જેમ બને તેમ વૈરાગ્ય ભાવની વૃદ્ધિ કરવી યુકત છે તે વિના અલુણા ધાન્યની પેરે ધર્મકરણીમા લ્હેજત આવતી નથી, વૈરાગ્ય યોગે તેમા ભારે મીઠાશ આવે છે

(૧૭૭) અભિનવ આધ્યાત્મિક શાસ્ત્રો વાચવાથી સહજે વૈરાગ્યની વૃદ્ધિ થાય છે

(૧૭૯) મૈત્રી, મુદિતા, કરૂણા અને મધ્યસ્થ એવી ચાર ભાવનાઓનુ સયમના કામીએ અવશ્ય સેવન કરવુ જોઇએ

(૧૮૦) જગતના સર્વ જતુઓ આપણા મિત્ર છે, કોઈ પણ આપણા શત્રુ નથી, તે સર્વ સુખી થાઓ, કોઇ દુખી ન થાઓ, સર્વે સુખના માર્ગે ચાલો એવી મતિને મૈત્રીભાવના કહે છે

(૧૮૧) સદ્ગુણીના સદ્ગુણો જોઇને ચિત્તમા રાજી થવુ. જેમ ચદ્રને દેખીને ચકોર રાજી થાય છે, અથવા મેઘનો ગર્જારવ સાભળીને મોર રાજી થાય છે, તેમ ગુણીને દેખી પ્રમુદિત થવુ, અતકરણમા આનદની ઉમીઓ ઉઠે તેનુ નામ મુદિતા ભાવના કહેવાય છે

(૧૮૨) કોઇ પણ દુખીને દેખી દયાર્દ્ર દીલથી શકિત અનુસારે તેને સહાય કરવી તેમજ ધર્મ કાર્યમા સીદાતા સાધર્મી ભાઇને યોગ્ય આલબન આપવુ તેનુ નામ કરૂણા ભાવના કહેવાય છે.

(૧૮૩) કોઈ પણ પ્રકારે હિતોપદેશ અસર કરી

शके नहि એવા અત્યંત કઠોર મનવાળા જીવ ઉપર પણ દ્વેષ નહિ કરતા તેવાથી દૂરજ રહેવુ તેનુ નામ મધ્યસ્થ ભાવના કહેવાય છે

(૧૮૪) બીજી પણ અનિત્ય, અશરણ, સસાર, એકત્વ, અન્યત્વ, અશુચિત્વ, આશ્રવ, સવર, નિર્જરા, લોક સ્વભાવ, બોધિ દુર્લભ અને સ્વતત્વનુ ચિતનરૂપ દ્વાદશ અનુપ્રેક્ષા,—ભાવના કહી છે

(૧૮૫) ભાવનાભવનાશિની અર્થાત્ આવી ઉત્તમ ભાવનાથી ભવ સતતિનો ક્ષય થઇ જાય છે અને શાતરસની વૃદ્ધિથી ચિત્તની શાતિ–પ્રસન્નતા થાય છે માટે મોક્ષાથી જનોએ અવશ્ય ઉકત ભાવનાઓનો અભ્યાસ કર્યા કરવો યુકત છે

(૧૮૬) ગમે તેટલી કળા પ્રાપ્ત થાય, ગમે તેવો આકરો તપ તપાય, અથવા નિર્મળ કિર્તિ પ્રસારે પરતુ અતરમા વિવેક કળા જો ન પ્રગટી તો તે સર્વ નિષ્ફળજ છે વિવેક કળાથી તે સર્વની સફળતા છે

(૧૮૭) વિવેક એ એક અભિનવ સૂર્ય યા અભિનવ નેત્ર છે જેથી અતરમા વસ્તુ તત્વનુ યથાર્થ દર્શન થાય એવુ અજવાળુ થાય છે માટે બીજી બધી જજાળ તજીને કેવળ વિવેકકળા માટે ઉદ્યમ કરવો યુકત છે

(૧૮૮) સત્ સમાગમ યોગે હિતોપદેશ સાભળવાથી યાતો આપ્ત પ્રણીત શાસ્ત્રના ચિર પરિચયથી વિવેક પ્રગટે છે

(૧૮૯) વિવેકવડે સત્યાસત્યનો નિર્ણય કરી શકાય છે તે વિના હિતાહિત કૃત્યાકૃત્ય ભક્ષ્યાભક્ષ્ય પેયાપેય, ઉચિતાનુચિત

કે ગુણદોષની ખાત્રી થઇ શકતી નથી વિવેક વડેજ અસત્ વસ્તુનો ત્યાગ કરીને સદ્ વસ્તુનો સ્વીકાર કરી શકાય છે

(૧૯૦) જેમ નિર્મળ આરિસામા સામી વસ્તુનુ બરાબર પ્રતિબિબ પડી રહે છે, તેમ નિર્મળ વિવેકયુકત હૃદયમા વસ્તુનુ યથાર્થ ભાન થાય છે જેમ સૂક્ષ્મદર્શક યત્રથી સુક્ષ્મ વસ્તુ સહેલાઇથી દેખી શકાય છે, તેમ વિવેકના અધિકાધિક અભ્યાસથી સુક્ષ્મમા સુક્ષ્મને દુરમા દુર રહેલા પદાર્થનુ યથાર્થ ભાન થઇ શકે છે માટે જ્ઞાની પુરૂષો વિવેક રહીતને પશુ માનેછે,

(૧૯૧) વિવેકી પુરૂષ આ મનુષ્ય ભવના ક્ષણને પણ લાખેણો ( લક્ષ મુલ્ય અથવા અમુલ્ય) લેખે છે

(૧૯૨) જેમ રાજ હસ પક્ષી ક્ષીર નીરને જુદા કરીને ક્ષીર માત્ર ગ્રહે છે, તેમ વિવેકી પુરૂષ દોષ માત્રને તજી ગુણ માત્રને ગ્રહણ કરે છે

(૧૯૩) મનની ક્ષુદ્રતા (પારકા છિદ્ર જોવાની બુદ્ધિ) મટ્યાથીજ ગુણ ગ્રાહકતા આવે છે, ગુણ ગુણીનો યોગ્ય આદરસત્કાર કરવારૂપ વિનયગુણથી ગુણ ગ્રાહકતા વધતી જાય છે

(૧૯૪) વિનય સર્વગુણોનુ વશીકરણ છે ભકિત યા બાહ્યસેવા, હૃદય પ્રેમ યા બહુમાન, સદ્ગુણની સ્તુતિ અવગુણને ઢાકવા અને અવજ્ઞા, આશાતના, હેલના, નિદા કે ખિસાથી દૂર રહેવુ એવા વિનયના મુખ્ય પાચ પ્રકાર છે

(૧૯૫) જેમ અણધોયેલા મેલા વસ્ત્ર ઉપર રગ ચઢી શકતો નથી અથવા વિષમ ભૂમિમા ચિત્ર ઉઠી શકતુ નથી તેમ વિનયાદિ ગુણ હીનને સત્ય ધર્મની પ્રાપ્તી થઇ શકતી નથી.

(૧૯૬) વિનયાદિ સદ્ગુણ સંપન્નને સહેજે ધર્મની પ્રાપ્તી થઇ શકે છે

(૧૯૭) વિનયાદિશુન્યને વિદ્યાદિકળા ઉલટી અનર્થકારી થાય છે, માટે પ્રથમ વિનયાદિકનો જ અભ્યાસ કરવો યોગ્ય છે

(૧૯૮) ધર્મની યોગ્યતા પાત્રતા પ્રાપ્ત કરવી એ પ્રથમ અવશ્યનું છે તૃણ થકી ગાયને દુધ થાય છે અને દુધ થકી સર્પને ઝેર થાય છે એ ઉપરથીજ પાત્રાપાત્રનો વિવેક ધારવો પ્રગટ સમજાય છે

(૧૯૯) ધર્મની યોગ્યતા મેળવવા માટે નીચેના ૨૧ ગુણોનો ખુબ અભ્યાસ કરવો ખાસ જરૂરનો છે

૧ અક્ષુદ્રતા-ગંભીરતા-ગુણ ગ્રાહકતા. ૨ સૌમ્યતા-પ્રસન્નતા ૩ નિરોગતા-અંગ સૌન્દર્ય-સુંદરાકૃતિ ૪ જનપ્રિયતા-લોકપ્રિયતા ૫ અક્રુરતા-મનની કોમળતા-નરમાશ ૬ ભીરૂતા-પાપથી યા અપવાદથી બીવાપણું ૭ અશઠતા-નિષ્કપટીપણું-સરલતા ૮ દાક્ષિણ્યતા મોટાની અનુજ્ઞ પાળવી તે ૯ લજ્જાળુતા મર્યાદા શીલપણું માજા ૧૦ દયાળુતા-કરૂણા ૧૧ સમદૃષ્ટિ-મધ્યસ્થતા-નિષ્પક્ષપાતપણું ૧૨ ગુણરાગીપણું ૧૩ સત્યવાદીપણું-સત્યપ્રિયતા ૧૪ સુપક્ષતા-ધર્મીકુટુંબ હોવાપણું ૧૫ દીર્ઘ દર્શિતા-લાંબી નજર પહોંચાડવાપણું ૧૬ વિશેષજ્ઞતા-લાંબી સમજ ૧૭ વૃદ્ધાનુસારીપણું શિષ્ટાનુસારિતા ૧૮ વિનીતતા-નમ્રતા ૧૯ કૃતજ્ઞતા-કર્યા ગુણનું જાણપણું ૨૦ પરોપકારતા-પરહિતચિંતા ૨૧ લબ્ધલક્ષતા-કાર્યદક્ષતા-સુનિપુણતા કળાકૌશલ્ય

(૨૦૦) પુર્વોકત ગુણના અભ્યાસ રહિત યોગ્યતા વિનાજ

ધર્મની પ્રાપ્તી થવી વંધ્યાપુત્ર અથવા શશશૃંગની પેરેઅશકય છે

(૨૦૧) યોગ્ય જીવને પણ સત્ય ધર્મની પ્રાપ્તિ બહુધા શ્રમણ નિર્ગ્રંથદ્વારા હિતોપદેશ સાંભળવાથીજ થાય છે માટે યોગ્ય જીવોને પણ સત્‌સમાગમની ખાસ અપેક્ષા રહેછેજ

(૨૦૨) હજારો ગ્રંથ વાંચવાથી સાર ન મળે એવો સરસ સાર ક્ષણ માત્રમાં સત્‌સમાગમથી ભાગ્ય યોગે મળી શકે છે

(૨૦૩) દુર્જનો છને યોગે તેવા લાભથી કમનશીબજ રહે છે

(૨૦૪) સજ્જનોને તો દુર્જનોની હૈયાતીથી અભિનવ જાગૃતિ રહે છે

(૨૦૫) દુર્જનો સજ્જનોના નિષ્કારણ શત્રુ છે પણ સજ્જનો તો સમસ્ત જગતના નિષ્કારણ મિત્ર છે

(૨૦૬) દુર્જનોને દ્વિજીહ્વ સર્પ જેવા કહ્યા છે તે યથાર્થજ છે કેમકે તે એકાંત હિતકારી સજ્જનને પણ કાટે છે

(૨૦૭) સજ્જનો તો એવા ખારીલા—ઝેરીલા દુર્જનોને પણ દુહવવા ઇચ્છતા નથી એજ તેમનુ ઉદાર આશયપણુ સૂચવે છે

(૨૦૮) કાગડાને કે કોયલાને ગમે તેટલો ધોયો હોય તોપણ તે તેની કાળાશ તજેજ નહિ તેમ દુર્જનને પણ ગમે તેટલુ જ્ઞાન આપો પણ તે કદાપિ કુટિલતા તજવાનો નહિ

(૨૦૯) સજ્જનને તો ગમે તેટલુ સતાપશો તોપણ તે તેમની સજ્જનતા કદાપિ તજશેજ નહિ

(૨૧૦) સજ્જનજ સત્ય ધર્મને લાયક છે માટે બીજી ધમાલ તજી દઇને કેવલ સજ્જનતાજ આદરવા પ્રયત્ન કરો,

(૨૧૧) વીતરાગ સમાન કોઇ મોક્ષદાતા દેવ નથી

(૨૧૨) નિર્ગ્રંથ સાધુ સમાન કોઇ સન્માર્ગ દર્શક સાથી નથી

(૨૧૩) શુદ્ધ અહિંસા સમાન કોઈ ભવદુઃખવારક ઔષધ નથી

(૨૧૪) આત્માના સહજ ગુણોનો લોપ કરે એવા રાગ દ્વેષ અને મોહાદિક દોષોને સેવવા સમાન કોઈ પ્રબળ હિંસા નથી

(૨૧૫) આત્માના જ્ઞાન દર્શન અને ચારિત્રાદિક સદ્ગુણોને સાચવી રાખવા અથવા તે સહજ ગુણોનું પોષણ કરવું તેના સમાન કોઈ શુદ્ધ અહિંસા નથી

(૨૧૬) આત્મ હિંસા તજ્યા વિના કદાપિ આત્મ દયા પાળી શકવાના નથી રાગદ્વેષ અને મોહ-મમતાદિક દુષ્ટ દોષોને તજીને સહજ આત્મ ગુણમાં મગ્ન રહેવું એજ ખરી આત્મ દયા છે બીજી ઔપચારિક જીવદયા પાળવાનો પણ પરમાર્થ રાગાદિ દુષ્ટ દોષોને આવતા વારવાનો અને જ્ઞાન દર્શન અને ચારિત્રાદિક સદ્ગુણોને પોષવાનોજ છે

(૨૨૭) સત્યાદિક મહાવ્રતો પાળવાનો પણ એજ મહાન્ ઉદ્દેશ છે, યાવત્ સકલ ક્રિયાનુષ્ઠાનનો ઉદ્દેશ હેતુ શુદ્ધ અહિંસા વ્રતની દૃઢતા કરવાનોજ છે

(૨૨૮) એવી શુદ્ધ સમજ દીલમાં ધારી સંયમક્રિયામાં સાવધાન રહેનારા યોગીશ્વરો અવશ્ય આત્મહિત સાધી શકે છે

(૨૨૯) એવી શુદ્ધ સમજ દીલમાં ધાર્યા વિના કેવળ અંધશ્રદ્ધાથી ક્રિયાકાંડને કરનારા સાધુઓ શીઘ્ર સ્વહિત સાધી શકતા નથી

(૨૩૦) શુદ્ધ સમજવાળા જ્ઞાની પુરૂષોનો પૂર્ણ શ્રદ્ધાથી આશ્રય લહી સંયમ પાળનારા પ્રમાદ રહિત સાધુઓ પણ અવશ્ય આત્મહિત સાધી શકે છે કેમકે તેમના નિયામક (નિ

યતા નાયક) જેય છે

(૨૩૧) સુવિહિત સાધુજનો મોક્ષમાર્ગના ખરા સારથી છે એવી શુદ્ધ શ્રદ્ધાથી મોક્ષાર્થી ભવ્ય જનોએ, તેમનુ દઢ આલબન કરવુ અને તેમની લગારે પણ અવજ્ઞા કરવી નહિ

(૨૩૨) ગ્રહણ કરેલા વ્રત યા મહાવ્રતને અખડ પાળનાર સમાન કોઇ ભાગ્યશાળી નથી, તેનુજ જીવિત સફળ છે

(૨૩૩) ગ્રહણ કરેલા વ્રત કે મહાવ્રતને ખડીને જે જીવે છે તેની સમાન કોઇ મદભાગ્ય નથી કેમકે તેવા જીવિત કરતા તો ગ્રહણ કરેલા વ્રત કે મહાવ્રતને અખડ રાખીને મરવુ જ સારૂ છે

(૨૩૪) જેને હિતકારી વચનો કહેવામા આવતા છતા બિલકુલ કાને ધારતો નથી અને નહિ સાભળ્યા જેવુ કરે છે તેને છતે કાને બ્હેરોજ લેખવો યુક્ત છે, કેમકે તે શ્રોત્રને સફળ કરી શકતો નથી

(૨૩૫) જે જાણી જોઇને ખરો રસ્તો તજીને ખોટે માર્ગ ચાલે છે, તે છતી આખે આધળો છે એમ સમજવુ

(૨૩૬) જે અવસર ઉચિત પ્રિય વચન બોલી સામાનુ સમાધાન કરતો નથી તે છતે મુખે મૂગો છે, એમ શાણા માણસે સમજવુ

(૨૩૭) મોક્ષાર્થી જનોએ પ્રથમપદે આદરવા યોગ્ય સદ્ગુરૂનુ વચનજ છે

(૨૩૮) જન્મ મરણના દુખનો અત થાય એવો ઉપાય વિચક્ષણ પુરૂષે શીઘ્ર કરવો યુક્ત છે કેમકે તે વિના કદાપિ તત્ત્વથી શાતિ થતી નથી

(૨૩૯) તત્ત્વજ્ઞાન પૂર્વક સયમાનુષ્ઠાન સેવનારી...

અત થાય છે

(૨૪૦) પરભવ જતા સબલ માત્ર ધર્મનુજ છે માટે તેનો વિશેષે ખપ કરવો, તે વિનાજ જીવ દુ ખની પર'પરાને પામે છે

(૨૪૧) જેનુ મન શુદ્ધ-નિર્મળ છે તેજ ખરો પવિત્ર છે એમ જ્ઞાનીયો માને છે

(૨૪૨) જેના અતર-ઘટમા વિવેક પ્રગટયો છે, તેજ ખરો પ હિત છે એમ માનવુ

(૨૪૩) સદ્ગુરુની સુખકારી સેવાને બદલે અવજ્ઞા કરવી એજ ખરુ વિષ છે

(૨૪૪) સદા સ્વપરહિત સાધવા ઉજમાલ રહેવુ એજ મનુષ્ય જન્મનુ ખરુ ફલ છે

(૨૪૫) જીવને બેભાન કરી દેનાર સ્નેહ રાગજ ખરી મ દિરા છે એમ સમજવુ

(૨૪૬) ધોળે દહાડે ધાડ પાડીને ધર્મધનને લુ ટનારા વિ ષયોજ ખરા ચોર છે

(૨૪૭) જન્મ મરણના અત્યત કટુક ફળને દેનારી તૃષ્ણા જ ખરી ભવવેલી છે

(૨૪૮) અનેક પ્રકારની આપત્તિને આપનાર પ્રમાદ સમા ન કોઇ શત્રુ નથી

(૨૪૯) મરણ સમાન કોઇ ભય નથી અને તેથી મુક્ત કરનાર વૈરાગ્ય સમાન કોઇ મીત્ર નથી, વિષયવાસના જેથી ના બુદ થાય તેજ ખરો વૈરાગ્ય જાણવો

(૨૫૦) વિષયલ પટ-કામાધમસાન કોઇ અ ધ નથી કેમકે તે વિવેક શુ ય હોય છે

(૨૫૧) સ્ત્રીના નેત્ર કટાક્ષથી જે ન ડગે તેજ ખરો શુરવીર છે

(૨૫૨) સત પુરુષોના સદુપદેશ સમાન બીજું અમૃત નથી કેમકે તેથી ભવ તાપ ઉપશાત થવાથી જન્મ મરણના અનત દુખોનો અત આવે છે

(૨૫૩) દીનતાનો ત્યાગ કરવા સમાન બીજો ગુરુતાનો સીધો રસ્તો નથી

(૨૫૪) સ્ત્રીના ગહન ચરિત્રથી ન છેતરાય તેના જેવો કોઇ ચતુર નથી

(૨૫૫) અસતોષી સમાન કોઇ દુખી નથી કેમકે તે મમણ શેઠની જેવો દુખી રહે છે,

(૨૫૬) પારકી યાચના કરવા ઉપરાત કોઇ મોટુ લઘુતાનુ કારણ નથી

(૨૫૭) નિર્દોષ-નિષ્પાપ વૃત્તિસમાન બીજુ સારૂ જીવિતનુ ફળ નથી

(૨૫૮) બુદ્ધિબળ છતા વિદ્યાભ્યાસ નહિ કરવા સમાન બીજી કોઇ જડતા નથી

(૨૫૯) વિવેકસમાન જાગૃતિ અને મુઢતાસમાન નિદ્રા નથી

(૨૬૦) ચદ્રની પેરે ભવ્ય લોકોને ખરી શીતળતા કરનાર આ કલિકાલમા ફક્ત સજ્જનોજ છે

(૨૬૧) પરવશતા નર્કની પેરે પ્રાણીઓને પીડાકારી છે

(૨૬૨) સયમ યા નિવૃતિસમાન કોઇ સુખ નથી

(૨૬૩) જેથી આત્માને હિત થાય તેવુ જ વચન વદવુ તે સત્ય છે પણ જેથી ઉલટુ અહિત થાય એવુ વચન વિચાર્યા

વિના વદવુ તે સત્ય હોય તો પણ અસત્યજ સમજવુ આથી જ અધને પણ અધ કહેવાનો શાસ્ત્રમા નિષેધ કરેલો છે

## अध्यात्म-गीता.

પ્રણમીયે વિશ્વ હિત[1] જૈન વાણી,
મહાનંદ તરૂ સીંચવા અમૃત પાણી,
મહા મોહપુર ભેદવા વજ્ર પાણિ[2],
ગહન ભવફંદ છેદન કૃપાણિ[3]. ૧
દ્રવ્ય અનંત પ્રકાસક ભાસક તત્ત્વ સ્વરૂપ,
આતમ તત્ત્વ વિબોધક સત્ ચિદ્ રૂપ,
નય નિક્ષેપ પ્રમાણે જાણે વસ્તુ સમસ્ત
ત્રિકરણ જોગે પ્રણમુ જૈનાગમ સુપ્રશસ્ત[4] ૨
જેણે આતમા શુદ્ધતાએ પિછાણ્યો,
તેણે લોક અલોકનો ભાવ જાણ્યો,
આત્મા રમણી મુનિ જગવિદિતા,
ઉપદિશી તેણે અધ્યાત્મ ગીતા ૩
દ્રવ્ય સર્વના ભાવનો જાણગ પાસગ એહ,
જ્ઞાતા કર્તા ભોકતા રમતા પરિણતિ ગેહ,
ગ્રાહક રક્ષક વ્યાપક ધારક
દાન લાભ ભોગ ઉપભોગ ૪
... એક આતમા વખાણ્યો,

૧ સર્વ હિતકારી.

દુવિધ વ્યવહાર નય વસ્તુવહે ચે,અશુદ્ધ વળી શુદ્ધ ભાપન પ્રપંચે ૫
અશુદ્ધપણે પણસય તેસઠી[1] ભેદ પ્રમાણ,
ઉદય વિશેદે દ્રવ્યના ભેદ અનંત કહાણ;
શુદ્ધપણે ચેતનતા પ્રગટે જીવ વિભિન્ન,
ક્ષયોપશમિક અસંખ્ય ક્ષાયક એક અનુન્ન[2]
નામથી જીવ ચેતન પ્રબુદ્ધ, ક્ષેત્રથી અસંખ્ય દેશી વિશુદ્ધ,
દ્રવ્યથી સ્વગુણ પર્યાય પિંડ, નિત્ય એકત્વ સહજ અખંડ ૭
ઉજુસુએ[3] વિકલ્પ પરિણામે[4] જીવ સ્વભાવ,
વર્તમાન પરિણત મય વ્યક્ત ગ્રાહક ભાવ,
શબ્દનયે નિજ સત્તા જોતો ઇહતો[5] ધર્મ,
શુદ્ધ અરૂપી ચેતન અણગ્રહતો નવ[6] કર્મ ૮
ઇણી પેરે શુદ્ધ સિદ્ધાત્મરૂપી, મુકત પરશકિત વ્યકત અરૂપી,
સમકિતી દેશયતિ સર્વ વિરતિ, ધરે સાધ્યરૂપે સદા તત્ત્વ પ્રીતિ ૯
સમભિરૂઢ નયે નિરાવરણી જ્ઞાનાદિક ગુણ મુખ્ય,
ક્ષાયક અનંત ચતુષ્ટયી[7] ભોગી મુગ્ધ અલક્ષ્ય,
એવંભૂતિ નિર્મળ સકળ સ્વધર્મ પ્રકાસ,
પૂરણ પર્યાય પ્રગટે પૂરણ શકિત વિલાસ ૧૦
એમ નય ભંગ સંગે સનૂરો, સાધના સિદ્ધતા રૂપ પૂરો,
સાધક ભાવ ત્યાં લગે અધૂરો,સાધ્ય સિદ્ધે નહિ હેતુ સૂરો ૧૧
કાળ અનાદિ અતીત અનંતે જે પર રકત,
સંગાગી પરિણામે વર્તે મોહાસકત,

૧ પાચમો અને ત્રેસઠ ૨ સંપૂર્ણ ૩ ઋજુસૂત્ર નયે ૪ અનુસારે ૫ અભિલષતો, ઇચ્છતો ૬ નવા ૭ અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય

પુદ્ગલ ભોગે ધારે પુદ્ગળ ખંધ,
પર કતા પરિણામે બાંધે કર્મનો બંધ ૧૨
બાધક વીર્ય કરણે ઉદીરે, વિપાકી પ્રકૃતિ ભોગવે દળ વિખેરે,
કર્મ ઉદયાગતા સ્વગુણ રોકે[1], ગુણ વિના જીવ ભવોભવે ઢોકે.[2] ૧૩
આતમગુણ આવરણે ન ગ્રહે આતમ ધર્મ,
ગ્રાહક શકિત પ્રયોગે જોડે પુદ્ગળ શર્મ,[3]
પરલાભે પરભોગને યોગે થાયે પર કીરતાર,
એ અનાદિ પ્રવર્તે વાધે પર વિસ્તાર ૧૪
એમ ઉપયોગ વીર્યાદિ લબ્ધિ,પરભાવ રંગી કરે કર્મ વૃદ્ધિ,
પરદયાદિક જદા શુદ્ધ વિકલ્પે, તદા પુણ્ય કર્મ તણો બંધ કલ્પે ૧૫
તેહજ હિંસાદિક દ્રવ્યાશ્રવ કરતો ચંચળ ચિત્ત,
કટુક વિપાકે ચેતન મેળે,[4] કર્મ વિચિત્ત,[5]
આતમ ગુણને હણતો હિંસક ભાવે થાય
આતમધર્મ[6] નો રક્ષક ભાવ અહિંસ કહાય ૧૬
આત્મગુણ રક્ષણા તેહ ધર્મ, સ્વગુણ વિધ્વંસણાતે અધર્મ,
ભાવ અધ્યાત્મ પ્રવૃત્તિ, તેહથી હોય સંસાર છિત્તિ[7] ૧૭
એહ પ્રબોધનો કારણ તારણ સદ્ગુરૂ સંગ,
શ્રુત ઉપયોગી ચરણાનંદી દ્રઢ ગુરૂ રંગ,
આતમ તત્ત્વાલંબી રમતા આતમ રામ,
શુદ્ધ સ્વરૂપને ભોગે યોગે જસુ[8] વિસરામ ૧૮
સદ્ગુરૂ યોગથી બહુલા જીવ, કોઇ વળી સહેજથી થઇ સજીવ,
આત્મ શકિત કરી ગંઠી[9]ભેદી, ભેદજ્ઞાની થયો આત્મવેદી, ૧૯

---

૧ અટકાવે ૨ રખડે ૩ સુખ ૪ એકઠા કરે સંચે ૫ વિચિત્ર
૬ જ્ઞાનાદિક આત્મગુણ ૭ છેદ ૮ જેને ૯ મોહગ્રંથિ-રાગદ્વેષની ગાંઠ

દ્રવ્ય ગુણ પર્યાય અનંતની થઇ પરતીત,
જાણ્યો આતમ કર્તા ભોકતા ગઇ પરભીત,
શ્રદ્ધાયોગે ઉપન્યો ભાસન સુનયે સત્ય,
સાધ્યાલંબી ચેતના વળગી આતમતત્ત્ત ૭૦

ઇંદ્ર ચંદ્રાદિ પદવી રોગ જાણ્યો, શુદ્ધ નિજ શુદ્ધતા ધન પિછાણ્યો;
આત્મધન અન્ય આપે ન ચોરે, કોણ જગ દીન વળી કોણ જોરે ૭૧

આતમ સર્વ સમાન નિધાન મહા સુખકંદ,
સિદ્ધતણા સાધર્મી ? સત્તાએ ગુણવૃંદ,
જેહસ્વજાતિ તેહથી કોણ કરે વધ બંધ,
પ્રગટ્યો ભાવ અહિંસક જાણે શુદ્ધ પ્રબંધ, ૭૨

જ્ઞાનની તીક્ષ્ણતા ચરણ તેહ, જ્ઞાન એકત્વતા ધ્યાન ગેહ
આત્મ તાદાત્મ્યતા[1] પૂર્ણ ભાવે, તદા નિર્મળાનંદ સંપૂર્ણ પાવે ૭૩

ચેતન અસ્તિ સ્વભાવમા જેહને ભાસે ભાવ,
તેહથી ભિન્ન અરોચક રોચક આત્મસ્વભાવ
સમકિત ભાવે ભાવે આતમ શક્તિ અનંત,
કર્મ નાસનો ચિંતન નાણે ચિંતે તે મતિમંદ ૭૪

સ્વગુણ ચિંતન રસે બુદ્ધિ ધાવે, આત્મ સત્તા ભણી જે નિહાળે,
શુદ્ધ સ્યાદ્વાદપદ જે સંભાળે,[2] પરઘરે[3] તેહ મતિ કેમ વાળે ૭૫

પુન્ય પાપ બે પુદ્ગળ દળ પાસે પરભાવ,
પરભાવે પરસંગત પામે દુષ્ટ વિભાવ,
તે માટે નિજ ભોગી યોગીસર સુપ્રસન્ન,
દેવ નરક તૃણ મણિ સમ[4] ભાસે જેહને મન્ન ૭૬

૧ [illegible] એકતા ૨ બરાબર કાળજીથી ( વીતરાગની આજ્ઞાને ) પાળે [illegible] મા ૪ ન્યૂનાધિકતા રહિત.

તેહ સમતા રસ તત્ત્વ સાધે,
નિશ્ચલાનંદ અનુભવ આરાધે,
તીન ઘનઘાતિ[1] નિજ કર્મ તોડે,
સંધિ[2] પડિલેહિને[3] તે વિછોડે ૨૭

સમ્યગ્ રત્નત્રયી રસ સાચો ચેતન રાય
જ્ઞાનક્રિયા ચક્રે ચકચુરે સર્વ અપાય[4],
કારક[5] ચક્ર સ્વભાવે સાધે પૂરણ સાધ્ય,
કર્તા કારણ કારજ એક થયા નિરબાધ ૨૮

સ્વગુણ આયુધ થકી કર્મ ચુરે,
અસંખ્યાત ગુણ નિર્જરા તેહ પુરે,
ટળે આવરણથી ગુણ વિકાસે,
સાધના શકિત તેમ તેમ પ્રકાસે ૨૯

પ્રગટયો આતમ ધર્મ થયા સવિ સાધન રીત,
બાધકભાવ ગ્રહણતા ભાગી જાગી નીત,
ઉદય ઉદીરણ તે પણ પૂરણ નિર્જરા કાજ,
અનભિસંધી બંધકતા નીરસતા[6] આતમરાજ ૩૦

દેશપતિ જણ થયો નિત્ય રંગી,
તદા કોણ થાય કુનય ચાલ સંગી,
યદા આતમા આત્મભાવે રમાવ્યો,
તદા બાધક ભાવ દુરે ગમાવ્યો ૩૧

૧ જ્ઞાનાવરણી દર્શનાવરણી, મોહની અને અંતરાય કર્મ, ૨ લાગ ૩ જોઇને ૪ વિઘ્ન ૫ કર્તા કર્મ કરણ સંપ્રદાન, અપાદાન, અને અધિકરણ ૬ અનાઉપયોગે બંધાતા કર્મની ઓછાશ

સહજ ક્ષમા ગુણ શક્તિથી છેદ્યો ક્રોધ સુભટ,
માર્દવ[1] ભાવ પ્રભાવથી ભેદ્યો માન મરટ્ટ,
માયા આર્જવ[2] યોગે લોભે તે નિસ્પૃહ ભાવ,
મોહ મહાભટ[3] ધ્વંસે ધ્વંસ્યો[4] સર્વ વિભાવ ૩૨

એમ સ્વભાવિક થયો આતમ વીર, ભોગવે આતમ સંપદા સુધીર,
જે ઉદયાગતા પ્રકૃતિ વળગી, અવ્યાપક થયો ખેરવે તેહ અળગી ૩૩

ધર્મ ધ્યાન એક તાનમેં ધ્યાવે અરિહા સિદ્ધ,
તે પરિણતિથી પ્રગટી તાત્ત્વિક સહજ સમૃદ્ધ,[5]
સ્વ સ્વરૂપ એકત્વે તન્મય ગુણ પર્યાય,
ધ્યાને ધ્યાતા નિરમોહીને વિકલ્પ જાય ૩૪

યદા નિર્વિકલ્પી થયો શુદ્ધ બ્રહ્મ, તદા અનુભવે શુદ્ધ આનંદ શર્મ,
ભેદ રત્નત્રયી તીક્ષ્ણતાએ, અભેદ રત્નત્રયી મેં સમાએ ૩૫

દર્શન જ્ઞાન ચરણ ગુણ સમ્યગ્ એક એકના હેતુ,
સ્વ સ્વ હેતુ થયા સમકાલે તેહ અભેદ ભાવેતુ,
પૂર્ણ સ્વજાતિ સમાધિ ઘનઘાતિ દલ છિન્ન,
ક્ષાયિક ભાવે પ્રગટે આતમ ધર્મ વિભિન્ન ૩૬

પછી યોગ[6] રૂંધી થયો તે અયોગી, ભાવ શૈલેશે મિતાએ[7] અભંગી
પંચ લઘુ અક્ષરે કાર્યકારી, ભવોપગ્રહી[8] કર્મ સંતતિ વિડારી ૩૭

સમશ્રેણે એક સમયે પહોંચ્યા જે લોકાંત,
અપુસમાણ[9] ગતિ નિર્મળ ચેતન ભાવ મહાંત,
ચરમ ત્રિભાગ વિહીન[10] પ્રમાણે જસુ અવગાહ,

---

૧ નમ્રતા, લઘુતા-વિનય ૨ સરલતા ૩ સુભટ—વીર ૪ વિનાશ્યો. ૫ સમૃદ્ધિ—અનર્ગલ ધન ૬ મન, વચન અને કાયા. ૭ મેરૂપર્વતની જેવી નિશ્ચલતા, શૈલેશીકરણ ૮ અ[illegible] ર્ગમાન ૧૦ [illegible]

આતમ ભેદ અરૂપ અખંડ ડનંદાબાધ ૩૮
જીહાં એક સિદ્ધાત્મ તિહાં છે અનંતા,
અવન્ના અગંધા નહિ ફાસમંતા,[1]
આતમગુણ પૂર્ણતાવંત સંતા, નિરાબાધ,
અત્યંત સુખાસ્વાદ વંતા, ૩૯
કર્તા કારણ કારજ નિજ પરિણામિક ભાવ,
જ્ઞાતા જ્ઞાયક ભોગ્ય ભોગ્તા શુદ્ધ સ્વભાવ,
ગ્રાહક રક્ષક વ્યાપક તન્મયતાએ લીન,
પૂરણ આતમ ધર્મ પ્રગમ રસે લયલીન ૪૦
દ્રવ્યથી જીવ ચેતન અલેશી, ક્ષેત્રથી જે અસંખ્ય પ્રદેશી,
ઉત્પાદ વળી નાસ ધ્રુવ કાળધર્મ, શુદ્ધ ઉપયોગ ગુણ ભાવ શર્મ ૪૧
સ્યાદ્વાદ આતમ સત્તા રૂચિ સમકિત તેહ,
આતમ ધર્મનો ભાસન નિર્મળ જ્ઞાની જેહ,
આતમ રમણી ધ્યાની આતમ લીન,
આતમ ધર્મ રમો તેણે[2] ભવ્ય સદા સુખ પીન[3] ૪૨
અહો ભવ્ય તમે ઓળખો જૈન ધર્મ, જેણે પામીયે શુદ્ધ અધ્યાત્મમર્મ,
અલ્પકાળે ટળે દુષ્ટ કર્મ, પામીએ સોય આનંદ શર્મ ૪૩
નય નિક્ષેપ પ્રમાણે જાણે જીવાજીવ,
સ્વપર વિવેચન કરતા થાયે લાભ સદૈવ,
નિશ્ચયને વ્યવહારે વિચરે જે મુનિરાજ,
ભવસાગરના તારણ નિર્ભય તેહ જહાજ ૪૪
વસ્તુતત્ત્વે રમ્યા તે નિર્ગ્રંથ, તત્ત્વ અભ્યાસ તિહાં સાધુ પંથ,

૧ વર્ણ ગંધ અને સ્પર્શરહિત, અરૂપી શુદ્ધ સહજ સ્વરૂપી. ૨ તે માટે ૩ પુષ્ટ

તીણે ગીતાર્થ ચરણે રહીજે, શુદ્ધ સિદ્ધાન્ત રસ તો લહીજે ૪૫
શ્રુત અભ્યાસી ચોમાસી વાસી લીમડી ઠામ,
શાસન રાગી સોભાગી શ્રાવકના બહુ ધામ,
ખરતર ગછ પાઠક શ્રી દીપચંદ સુપસાય
દેવચંદ્ર નિજ હરખે ગાયો આતમ રાય ૪૬
આત્મરમણ કરવા અભ્યાસે, શુદ્ધ સત્તા રસીને ઉલ્લાસે,
દેવચંદ્રે રચી આત્મગીતા, આત્મરમણી મુનિ સુપ્રતીતા[1] ૪૭
ઇતિ અધ્યાત્મ ગીતા,

# ક્ષમા છત્રીશી.

આદર જીવ ક્ષમા ગુણ આદર, મ કરીશ રાગ ને દ્વેષજી,
સમતાયે શીવસુખ પામીજે, ક્રોધે કુગતિ વિશેષજી આ૦ ૧
સમતા સંજમ સાર સુણીજે, કલ્પસૂત્રની શાખેજી,
ક્રોધ પૂર્વ કોડિચારિત્ર બાળે, ભગવંત એણીપેરે ભાખેજી આ૦ ૨
કુણ કોણ જીવ તર્યા ઉપશમથી, સાંભળ તું દ્દષ્ટાંતજી,
કુણ કોણ જીવ ભમ્યા ભવમાંહે, ક્રોધ તણે વિરતંતજી આ૦ ૩
સોમલ સસરે શીશ પ્રજાળ્યો, બાંધી માટીની પાળજી,
ગજસુકમાળ ક્ષમા મન ધરતો, મુક્તિ ગયો તતકાળજી આ૦ ૪
કુળવાળુઓ સાધુ કહાતો, કીધો ક્રોધ અપારજી,
કોણિકની ગણિકા વશ પડિયો રડવડિયો સંસારજી આ૦ ૫
મોવનકાર કરી અતિ વેદન, વાધ્રસુ વીંટયુ શીશજી,
મેતારજ મુનિ મુગતિ પહોત્યો, ઉપશમ એહ જગીશજી આ૦ ૬

[1] સુપ્રાસદ

કુરૂડ અકુરૂડ બે સાધુ કહાતા, રહ્યા કુણાલા ખાળજી,
ક્રોધ કરી કુગતે તે પહોત્યા, જનમ ગમાયો આળજી આ૦ ૭
કર્મ ખપાવી મુગતે પહોતા, ખધક સૂરિના શિષ્યજી,
પાલક પાપીયે ઘાણી પીલ્યા, નાણી મનમા રીશજી આ૦ ૮
અચ્છકારી નારિ અછકી, તોડયો પિયુશું નેહજી,
બબ્બર કુળ સહ્યા દુખ બહોળા, ક્રોધ તણા ફળ એહજી આ૦ ૯
વાઘણે સર્વ શરીર વલૂર્યું, તત્ક્ષણ છોડયા પ્રાણજી,
સાધુ સુકોશળ શિવસુખ પામ્યા, એહ ક્ષમાગુણ જાણજી આ૦ ૧૦
કુણ ચડાળ કહિજે બિહુમે, નિરતી નહિ કહે દેવજી,
રૂષી ચડાળ કહીજે વઢતો, ટાળે વેદની ટેવજી આ૦ ૧૧
સાતમી નરકે ગયો તે બ્રહ્મદત, કાઢી બ્રહ્મણ આખજી,
ક્રોધ તણા ફળ કડવા જાણી, રાગદ્વેષ દા નાખજી આ૦ ૧૨
ખધક રૂષીની ખાલ ઉતારી, સહ્યો પરીસહ જેણજી,
ગરભાવાસના દુખથી છુટયો, સબળ ક્ષમાગુણ તેણજી આ૦ ૧૩
ક્રોધ કરી ખધક આચારજ, હુઓ અગ્નિ કુમારજી,
દડક નૃપનો દેશ પ્રજાળ્યો, ભમશે ભવહ મઝારજી આ૦ ૧૪
ચડરૂદ્ર આચારજ ચલતા, મસ્તક દીધ પ્રહારજી,
ક્ષમા કરતા કેવળ પામ્યો, નવ દિક્ષીત અણગારજી આ૦ ૧૫
પાચવાર રૂષીને સતાપ્યો, આણી મનમા દ્વેષજી,
પચભવ સીમદહ્યો નદનાદિક, ક્રોધતણા ફળ દેખજી આ૦ ૧૬
સાગરચદનુ શીશ પ્રજાળી, નિશિ નભસેન નરિદજી,
સમતા ભાવ ધરી સુરલોકે, પુહુતો પરમાનદજી આ૦ ૧૭
ચદના ગુરૂણીયે ઘણ નિભ્રછી, ધિગ્ ધિગ્ તુજ આચારજી,
મૃગાવતી કેવલ સિરિ પામી, એહ ક્ષમા અધિકારજી આ૦ ૧૮

સાબ પ્રદ્યુમ્ન કુમારે સતાપ્યો, કૃષ્ણ દૈપાયન સાહજી,
ક્રોધ કરી તપનુ ફળ હાર્યા, કીધો દ્વારિકા દાહજી આ૦ ૧૯
ભરતને મારણ મૂઠિ ઉપાડી, બાહુબળ બળવતજી
ઉપશમ રસ મનમાહિ આણી, સજમ લે મતિમતજી આ૦ ૨૦
કાઉસગમા ચડિયો અતિ ક્રોધે પ્રસનચદ્ર રૂષિરાયજી,
સાતમી નરકતણા દલ મેળ્યા, કડુઆ તેણે કષાયજી આ૦ ૨૧
આહારમાહે ક્રોધે રૂષિ થુકયો, આણ્યો અમૃત ભાવજી
કુરગડુએ કેવળ પામ્યુ, ક્ષમાતણે પરભાવજી આ૦ ૨૨
પાર્શ્વનાથને ઉપસર્ગ કીધા, કમઠ ભવાતર ધીઠજી,
નરક તિર્યચતણા દુ ખ લાધા, ક્રોધતણા ફળ દીઠજી આ૦ ૨૩
ક્ષમાવત દમદત મુનિશ્વર, વનમા રહ્યા કાઉસ્સગજી,
કૌરવ કટક હણ્યો ઇંટાળે, ત્રોડયા કર્મના વર્ગજી આ૦ ૨૪
સન્યા પાળક કાને તરૂઓ, નાખ્યો ક્રોધ ઉદીરજી,
બિહુ કાને ખીલા ઠોકાણા, નવિ છુટા મહાવીરજી આ૦ ૨૫
ચાર હત્યાનો કારક હુતો, દ્રઢ પ્રહારિ અતિરેકજી,
ક્ષમા કરીને મુકિત પહોતયો, ઉપસર્ગ સહી અનેકજી આ૦ ૨૬
પોહોરમાહે ઉપજતો હાર્યા, ક્રોધે કેવળ નાણુજી,
દેખો શ્રીદમસાર મુનીશ્વર, સૂત્ર ગુણ્યો ઉઠ્ઠાણુજી આ૦ ૨૭
સિહ ગુફાવાસી રૂષિ કીધો, થુલિભદ્ર ઉપર કોપજી,
વેશ્યા વચને ગયો નેપાળે, કીધો સજમ લોપજી આ૦ ૨૮
ચદ્રાવતસક કાઉસગ રહિયો, ક્ષમાતણો ભડારજી,
દાસી તેલ ભર્યા નિશિ દીવો સુર પદવી લહી સારજી આ૦ ૨૯
એમ અનેક તર્યા ત્રિભુવનમે, ક્ષમા ગુણે ભવિ જીવજી,
ક્રોધ કરી દુગતે તે પહોત્યા, પાડતા મુખ રીવજી આ૦ ૩૦

ઉપકારે અપકારથી, લૌકિક વળી વિવાગ,
બહુ અતિચાર ભરી ક્ષમા, નહિ સયમને લાગ ૫
બાર કષાયે ક્ષય કરી, જે મુનિ ધર્મ લહાય,
વચન ધર્મ નામે ક્ષમા, જે બહુ તિહા કહાય ૬
મદ્દવ અજ્જવ મુત્તિ તવ, પચ ભેદ એમ જાણ,
ત્યા પણ ભાવ નિયઠને, ચરમ ભેદ પ્રમાણ ૭
ઇહ લોકાદિક કામના, વિણુ અણુસણુ મુખ જોગ,
શુદ્ધ નિર્જરા ફળ કહ્યો, તપ શિવસુખ સયોગ ૮
આશ્રવ દ્વારને રુધિયે, ઇદ્રિય દડ કષાય,
સત્તર ભેદ સયમ કહ્યો, એહિજ મોક્ષ ઉપાય ૯
સત્ય સૂત્ર અવિરુદ્ધ જે, વચન વિવેક વિશુદ્ધ,
આલોયણ જળ શુદ્ધતા, શૌચ ધર્મ અવિરુદ્ધ ૧૦
અગ ઉપાય મનમે ધરે, ધર્મોપગરણ જેહ,
વરજિત ઉપધિ ન આદરે, ભાવ અકિચન તેહ ૧૧
શીલ વિષય મન વૃત્તિ જે, બ્રહ્મ તેહ સુપવિત્ત,
હોય અનુત્તર દેવને, વિષય ત્યાગનો ચિત્ત ૧૨
એ દસવિધ યતિધર્મ જે, આરાધે નિત્યમેવ,
મૂળ ઉત્તર ગુણ યતનથી, તેહની કીજે સેવ ૧૩
અતર જતના વિણુ કિરિયો, બાહ્ય ક્રિયાનો લાગ,
કેવળ કચુકિ પરિહરે, નિર્વિષ હુએ ન નાગ ૧૪
દોષરહિત આહાર લ્યે, મનમા ગારવ રાખિ,
તે કેવળ આજીવિકા, સૂયગડાગની સાખિ ૧૫
નામ ધરાવે ચરણનુ, વિગર ચરણ ગુણખાણ,
પાપ શ્રમણ તે [illegible] ઉત્તરાધ્યયન પ્રમાણ ૧૬

વિષ હલાહલ કહીએ વિરૂઓ, તે મારે એકવારજી,
પણ કષાય અનતી વેળા, આપે મરણ અપારજી આ૦ ૩૧
ક્રોધ કરતા તપ જપ કીધા ન પડે કાઈ ઠામજી,
આપ તપે પરને સતાપે, ક્રોધ શુ કેહો કામજી આ૦ ૩૨
ક્ષમા કરતા ખરચ ન લાગે, ભાગે કોડ કલેશ જી
અરિહત દેવ આરાધક થાવે, વ્યાપે સુયશ પ્રદેશજી આ૦ ૩૩
નગરમાહે નાગોર નગીનો, જ્યા જિનવર પ્રાસાદજી
શ્રાવક લોક વસે અ'ત સુખીયા, ધમતણે પ્રસાદજી આ૦ ૩૪
ક્ષમા છત્રીશી ખાતે કીધી, આતમ પર ઉપકારજી,
સાભળતા શ્રાવક પણ સમજ્યા, ઉપશમ ધર્યો અપારજી આ૦ ૩૫
જુગ પ્રધાન જિણચદ સુરિશ્વર, સકળચદ તસુ શિષ્યજી
સમય સુદર તસુ શિષ્ય ભણે એમ, ચતુર્વિધ સઘજગીસજી આ૦ ૩૬
ઇતી ક્ષમાછત્રીશી સપૂર્ણ

---

## यति धर्म बत्रिशी

### દોહા

ભાવ યતિ તેને કહો, જ્યા દશવિધ યતિ ધર્મ,
કપટ ક્રિયામા મા'હતા, મહીયા બાધે કર્મ ૧
લૌકિક લોકોત્તર ક્ષમા, દુવિધ કહી ભગવત,
તેહમા લોકોત્તર ક્ષમા, પ્રથમ ધમ છે તત ૨
વચન ધમ નામે કહ્યો, તેહના પણ બહુ ભેદ,
આગમ વયણે જે ક્ષમા તેહ પ્રથમ અપખેદ ૩
ધર્મ ક્ષમા નિજ સહજથી, ચદન ગધ પ્રકાર,
નિરતિચાર તે જાણીએ, પ્રથમ સૂક્ષ્મ અતિચાર ૪

ઉપકારે અપકારથી, લૌકિક વળી વિવાગ,
બહુ અતિચાર ભરી ક્ષમા, નહિ સયમને લાગ ૫
બાર કષાયે ક્ષય કરી, જે મુનિ ધર્મ લહાય,
વચન ધર્મ નામે ક્ષમા, જે બહુ તિહા કહાય ૬
મદ્દવ અજ્જવ મુત્તિ તવ, પચ ભેદ એમ જાણુ,
ત્યા પણુ ભાવ નિયઠને, ચરમ ભેદ પ્રમાણુ ૭
ઇહ લોકાદિક કામના, વિણુ અણુસણુ મુખ જોગ,
શુદ્ધ નિર્જરા ફળ કહ્યો, તપ શિવસુખ સયોગ ૮
આશ્રવ દ્વારને રુધિયે, ઇદ્રિય દડ કષાય,
સત્તર ભેદ સયમ કહ્યા, એહિજ મોક્ષ ઉપાય ૯
સત્ય સૂત્ર અવિરુદ્ધ જે, વચન વિવેક વિશુદ્ધ,
આલોયણુ જળ શુદ્ધતા, શૌચ ધર્મ અવિરુદ્ધ ૧૦
ખગ ઉપાય મનમે ધરે, ધર્મોપગરણુ જેહ,
વરજિત ઉપધિ ન આદરે, ભાવ અકિચન તેહ ૧૧
શીલ વિષય મન વૃત્તિ જે, બ્રહ્મ તેહ સુપવિત્ત,
હોય અનુત્તર દેવને, વિષય ત્યાગનો ચિત્ત ૧૨
એ દસવિધ યતિધર્મ જે, આરાધે નિત્યમેવ,
મૂળ ઉત્તર ગુણુ યતનથી, તેહની કીજે સેવ ૧૩
અતર જતના વિણુ કિરિયો, બાહ્ય ક્રિયાનો લાગ,
કેવળ કચુકિ પરિહરે, નિર્વિષ હુએ ન નાગ ૧૪
દોષરહિત આહાર લ્યે, મનમા ગારવ રાખિ,
તે કેવળ આજીવિકા, સૂયગડાગની સાખિ ૧૫
નામ ધરાવે ચરણુનુ, વિગર ચરણુ ગુણુખાણુ,
પાપ શ્રમણુ તે [illegible] ધ્યયન પ્રમાણ ૧૬

શુદ્ધ ક્રિયા ન કરી શકે, તો તુ શુધ્ધુ ભાખ,
શુદ્ધ પ્રરૂપક હોઇ કરી, જિનશાસન સ્થિતિ રાખ ૧૭
ઉન્મનો પણ કરમ રજ, ટાળે પાળે બોધ,
ચરણ કરણ અનુમોદતા, ગચ્છાચારે સોધ ૧૮
હીણો પણ જ્ઞાને અધિક, સુંદર સુરુચિ વિશાગ,
અલ્પાગમ મુનિ નહિ ભલો, બોલે ઉપદેશ માગ ૧૯
જ્ઞાનવંતને કેવળી, દ્રવ્યાદિક અહિ નાણ,
બૃહત્ કલ્પ ભાષે વળી, સરસા ભાષ્યા જાણ ૨૦
જ્ઞાનાદિક ગુણ મચ્છરી, કષ્ટ કરે તે ફોક,
ગ્રંથિ ભેદ પણ તસ નહી, ભૂલે ભોળા લોક ૨૧
જ્યો જોહાર જવેહરી, જ્ઞાને જ્ઞાની તેમ,
હીણાધિક જાણે ચતુર, મૂરખ જાણે કેમ ૨૨
આદર કીધે તેહને, ઉન્મારગ થીર હોય,
બાહ્ય ક્રિયા મત નાચજો, પંચાશક અવનોય ૨૩
જેહથી મરગ પામીયો, તેહને સામો થાય,
પ્રત્યનીક તે પાપીયો નિશ્ચયે નરકે જાય ૨૪
સુંદર બુદ્ધિપણે કર્યો, સુંદર સરવ ન થાય,
જ્ઞાનાદિક વચને કરી, મારગ ચાલ્યો જાય ૨૫
જ્ઞાનાદિક વચને રહ્યા, સાધે જે શીવ પંથ,
આતમ જ્ઞાને ઉજળો, તેહુ ભાવ નિગ્રંથ ૨૬
નિંદક નિશ્ચે નરકી, બાહ્ય રૂચિ મતિ અંધ,
આતમ જ્ઞાને જે રમે, તેહને તો નહિ બંધ ૨૭
આતમ સાખે ધર્મ જે, ત્યાં જનનું શું કામ, !
જન મન રંજન ધર્મનું, મૂલ ન એક બદામ ૨૮

જગમા જન છે બહુ સુખી, રૂચિ નહી કો એક,
નિજ હિત હોય તિમ કીજીયે, ગ્રહી પ્રતિજ્ઞા ટેક ૨૯
દૂર રહી જે વિષયથી, કીજે શ્રુત અભ્યાસ,
સગતિ કીજે સતની, હુઇયે તેહના દાસ ૩૦
સમતાસે લય લાઇયે, ધરિ અધ્યાતમ રંગ,
નિદા તજીયે પરતણી, ભજીયે સયમ ચગ ૩૧
વાચક યશ વિજયે કહી, એ મુનિને હિત વાત,
એહ ભાવ જે મુનિ ધરે, તે પામે શીવ સાત ૩૨

ઇતિ સંયમ બત્તીસી સપૂર્ણ.

"जैन कोमना हितनी खातर खास निर्माण करेली समयानुसारी बहु उपयोगी सूचनाओ"

१ विदेशी भ्रष्ट वस्तुओथी आपणे सदतर दूर रहेवु अने स्वदेशी पवित्र वस्तुओनोज उपयोग निश्चयपूर्वक करवो अने करावबो

२ आपणा पवित्र तीर्थोनी रक्षा माटे आपणे विशेषे सावधान रहेवु.

३ कोइ पण प्रकारना खोटा व्यसनथी सावधानपणे दूर रहेवु अने अन्य भाइ व्हेनोने दूर रहेवा प्रेरणा कर्या करवी

४ शांत रसथी भरपूर जिन–प्रतिमाने जिनवत् लेखी तेवी शात दशा प्रगटाववा प्रतिदिन पूजा अर्चादिक करवा कराववा पूरतु लक्ष राखवु तथा रखाववु

५ परम सुख शांतिने आपवावाळी श्री जिन वाणीनो स्वाद मेळववा दिवस रात्रीमा थोडो वखत पण जरुर श्रम लेवो, अभ्यास राखवो

६ जैन तरीके आपणु शु शु कर्तव्य छे ते पू-

रा तोरथी जाणी लेवा अने जाणीने ते प्रमाणे वर्तवा पूरो ख्याल राखवो.

७. शरीर सारु होय तो धर्मसाधन सारी रीते साधी शकाय छे एवी बुद्धिथी शरुआतथीज शरीरनी संभाळ राखवा सावचेत रहेवु वळी बाळलग्न, वृद्धविवाह, परस्त्री तथा वेश्यागमन, कुपथ्य भोजन अने कुदरतविरुद्ध वर्तनथी नाहक वीर्यनो नाश थवा साथे शरीर कमजोर थायज छे, एम समजी उक्त अनाचारोथी सदतर दूर रहेवा खास लक्ष राखतां रहेवुं

८ आवकना प्रमाणमांज खर्च करवा तेमज नकामा उडाउ खर्चो बंध करी बचेला नाणांनो सदुपयोग करवा करावावा पूरतुं लक्ष राखवुं अने रखाववुं

९. धर्मादा खाते जे रकम खर्चवा धारी होय ते विलंब कर्या विना विवेकथी खर्ची देवी कारणके सदा काळे सरखा परिणाम रही शकता नथी. वळी लक्ष्मी पण आज छे, अने काले नथी.

१०. ज्ञानदान समान कोइ दान नथी, एम

समजी सहुए तेमां यथाशक्ति सहाय करवी, तत्त्वज्ञाननो फेलावो थवा पामे तेवो प्रबंध करवो, केमके शासननी उन्नतिनो खरो आधार तत्त्वज्ञान उपरज छे

११, जेनी भाइ व्हेनोमां पण केटलाक भागे कळा कौशल्यनी खामीथी, प्रमादथी तथा अगमचेतीपणाना अभावथी बहुधा नातवरा विगेरेनकामा खर्चा करवाथी दुःखी हालत थवा पामेली छे, ते दूर थाय तेवी देशकाळने अनुसारे उछरती प्रजाने तालीम (केळवणी) आपवी दरेक स्थळे शरु करवानी पूरी जरुर छे

१२ वीतराग प्रभुनो उपदेश सारी आलमने उपगारी थइ शके एवो होवाथी तेनो जेम प्रसार थवा पामे तेम प्रयत्न कर्या करवो जिनेश्वर भगवाने आपेली शिखामणोनु सार ए छे के –

क सर्व जीवनु भलुं करवा कराववा बनती काळजी राखवी

ख सादाइ अने नरमाश राखवी

ग समजु अने सरल (विवेकी) बनवु

घ निर्लोभी थइ संतोप वृत्तिमांज सुख मानवुं

ङ आळस तजी चीवट राखी यथाशक्ति आत्मसाधन करवुं.

च, मन, वचन अने कायाने काबुमां राखवा तत्पर रहेवु

छ सत्यनु स्वरुप समजीने सत्यज बोलवुं, हितमित भापण करवुं.

ज अतःकरण साफ राखी शुद्ध व्यवहार सेववो कोइ रीते मलीनता आदरवी नहि

झ उदार दिलथी आत्मार्पण करवु, स्वार्थता तजी परमार्थ प्रति प्रेम लगाडवो, परार्थ परायण रहेवु

ञ उत्तम प्रकारनु सद्‌वर्तन (आदरवु) सेववुं.

१३ काळ मुख कुसपने जेम तेम दाटी दइ सुखदायी संपने वधारवा शासन रसिक जनोए भगीरथ प्रयत्न सेववा तत्पर थवु

१४ हानिकारक रीत रीवाजोने दूर करवा करावबा पूरतुं मथन करवु.

१५ सीदाता साधर्मी जनोने विवेकथी सहाय आपवा मेदान पडवु

१६ जे उत्तम पुरुषे आपणने उपगार कर्यो
तेनी सामा थइ तेने नुकशान करवानी अगर
बुरु बोलवानी प्रवृत्ति स्वार्थने खातर अगर प्राण
कष्ट आवे छते पण करवी नहि

१७ कोइए करेला अपराधथी गुस्से थइ ते
अनादर करवाने बदले शांतिथी तेनु खरु स्वरुप र
मजावी ठेकाणे पाडवामांज सार छे

१८ द्रव्य, क्षेत्र, काळ अने भावने लक्षमां रा
खीने उचित प्रवृत्ति करता नम्रता धारण करशे, तेज
भव्यजनो स्वपर हितने साधवा समर्थ थइ शकशे
रागद्वेष अने मोहने सर्वथा तजी सर्वज्ञ सर्वदर्शी
थइ आपणने पण एवाज–निर्मळ निर्दोष थवा जि-
नेश्वर भगवान उपदिशे छे

उक्त सूचना मुजब वर्तवा सकळ उपदेशक
मुनिमंडळ तथा अन्य उत्साही श्रावक वर्ग खरा
जीगरथी प्रयत्न करे तो सारो अने सगीन लाभ
स्वल्प समयमां थवो संभवे छे सुज्ञेषु किंबहुना.

समाप्त